"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા", પુસ્તક ૧૨ મું.

## રાજસ્થાનની વીર રમણી

# ચંદા.



(ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા.)



લખનાર,

ત્રિકમલાલ ગોવિંદલાલ દેસાઇ,

મુ. ઠાસરા.

सुमन वनमां सुमन वेली, कहोने क्यां दिसे छे?
सुकातां पुष्प ए श्राणी, भराणी कां रिसे छे?
पडी प्रारब्धयोगे, घोर निर्खी आ निशाने;
कहां शोधाय? अंधारुं! अरे! चारे दिशे छे!



પ્રકાશક,

જીવનલાલ અમરશી મહેતા,

મેનેજર-"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"-અમદાવાદ.



મૂલ્ય રૂ. ૧-૮-૦.

પ્રથમાવૃત્તિ. ]　　　　સને ૧૯૨૭.　　　　[ પ્રત ૧૧૦૦.

પુસ્તક ૪ થું.





અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રસ્તાવના.



આપણી ગુર્જરગિરામાં ઐતિહાસિક નવલકથા રૂપે સાહિત્યની અભિવૃદ્ધિ કરવાનું ખરૂં માન કેટલાક વિદ્વાનો ખાટી ગયા છે, એ ગુર્જર પ્રજાને માટે મોટી આનંદની વાર્તા છે; તોપણુ મારા અવલોકન પ્રમાણે ગુર્જર ભાષામાં આજદિન સુધીમાં જે જે સાંસારિક અને ઐતિહાસિક નવલકથાઓ સાહિત્ય રૂપે સાચા સાક્ષરોની કસાયેલી કલમથી પ્રસિદ્ધ થવા પામી છે, તે દેશનો બહોળો વિસ્તાર અને વસ્તી જોતાં બહુ અલ્પ છે; અને વળી તે પૈકીની કેટલીક તો અન્ય ભાષામાં અન્ય વિદ્વાનોએ બહાર પાડેલાં પુસ્તકોનો માત્ર અનુવાદ છે; તથા કેટલીક કલ્પેલાં સાંસારિક વિષયોથી ભરપૂર છે, તેથી સત્ય વસ્તુ-સંકલના સહિત સત્ય સ્વરૂપમાં જન્મ પામી માનવ હૃદય ઉપર દિવ્ય આભાસ પાડનારી ગુર્જર સાક્ષરકૃત ઐતિહાસિક નવલકથાઓ માત્ર અલ્પ અવશેષ રહે છે. મારો નમ્ર મત સ્વીકારવા વિદ્વાન્ જનસમાજ તૈયાર હોય તો કપોળકલ્પિત કોકડાં ગુંથી પરાકાષ્ટાએ પ્રસિદ્ધ કરેલી સાંસારિક નવલ-કથાઓ કરતાં ઐતિહાસિક નવલકથાઓ માનવ હૃદય ઉપર અલૌકિક છાપ પાડવા વધુ શક્તિવાન છે, એમ કહેતાં હું અચકાઇશ નહિ. તદપિ તેમાં અપવાદરૂપ માત્ર એટલું જ છે કે તે નવે રસથી પૂર્ણ હોવી જોઇએ, અને તેમાં વર્ણવેલા શૃંગાર રસની પણ હદ હોવી જોઇએ. પિતા પુત્રી પાસે, બંધુ ભગિની પાસે, કે પુત્ર માતા પાસે વિના સંકોચે વાંચી શકે નહિ તેને તો નવલકથાને બદલે બિભત્સ કથા જ કહી શકાય; અને એવા સાહિત્યથી ગુર્જર પ્રજાના મન ઉપર શું અસર થાય તે સમજવું મુશ્કેલ નથી. ઐતિ-હાસિક નવલકથામાં વીરરસ પ્રાધાન્યપણે હોવો જ જોઇએ એવો ખાસ નિયમ છે, તેને અનુસરીને અન્ય રસો નિયમિતપણે વર્ણવવામાં આવે તો તે નવલકથા ઉત્તમ કહેવાય છે; અને તે જ જનસમાજનાં મન જીતી લેવા શક્તિવાન બને છે. જો કે સૃષ્ટિ શૃંગારમય હોવાથી શૃંગારરસ સર્વને પ્રિય લાગે છે એ હકીકત લેખકે ભૂલવી જોઇતી નથી, તદપિ તે શૃંગાર રસનું ચિત્ર આલેખવાના સમયે બુદ્ધિને અંકુશમાં રાખી તેને હદમાં રાખવા તેણે સંપૂર્ણ કાળજી રાખવાની જરૂર છે; અને તે સાથે સાધારણ બુદ્ધિથી સહજમાં સ્વીકારી શકાય તેવી વસ્તુસંકલનાનું પણ સંમિલન થવું જોઇએ, નહિં તો ઐતિહાસિક સત્ય વૃત્તાંત ઉપર પણ વાચક વર્ગને સંદેહ ઉત્પન્ન થતાં વાર લાગશે નહિ.

આ નવલકથામાં ચારસો વર્ષ ઉપર થઇ ગયેલી ચંદા નામની એક વીરાંગનાના ચરિત્રનો ચિતાર છે. તે સિવાયનાં બીજાં પાત્રોની પણ કેટલીક ભિન્ન ભિન્ન હકીકત છે, અને તે ઉપરનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને જ લખવામાં આવી છે. ઇસ્વિ સન ૧૫૬૮ ના સૈકાથી તેની શરૂઆત છે. એટલે તે સમયે દિલ્લીના તખ્ત ઉપર મહાન્ અકબર બિરાજતો હતો, અને ઘણું કરીને સમગ્ર હિંદ ઉપર મોગલોની વિજયપતાકા ઉડી રહી હતી. ભારતવર્ષના ભિન્ન ભિન્ન ઇતિહાસકારોનું લખાણ જોયા પછી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહે સ્વાર્થને વશ થઇ શહેનશાહ અકબરની સાથે યુદ્ધ નહિં કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કિલ્લો તેને સોંપી દીધો, એ હકીકત સત્ય જણાયાથી તે વસ્તુસ્થિતિમાં કાંઇ પણ ફારફેર નહિ કરતાં યોગ્ય સંકલનાએ યુક્ત વિસ્તારપૂર્વક મેં તેનું વર્ણન આમાં કર્યું છે. જો કે નવલકથાના નિયમો લક્ષ્યમાં લઇ તેને રસમય બનાવવા સારૂ કેટલાંક નવીન પાત્રો તેમાં ઉમેરવામાં આવ્યાં છે; પરંતુ સુરજનસિંહ, ચંદા, અકબર, માનસિંહ, અબુલફજલ, અબ્દલકાદરબિદાઉની, એ ઇતિહાસ મશહૂર પાત્રોને તો જેમનાં તેમજ રાખી તેમનાં ચરિત્ર સત્ય રીતે દર્શાવવામાં મેં પુરતી સાવચેતી રાખી છે; અને તે સાથે તેમના સ્વભાવનું સર્વને દિગ્દર્શન કરાવ્યું છે. સમગ્ર હિંદુ મુસલમાનો આ નવલકથાનો ઉદ્દેશ સ્પષ્ટ રીતે સમજી શકે તેવા હેતુથી ભાષાને સરલ રાખવા શક્તિ અનુસાર તજવીજ કરી છે. વળી તેની અંદર ઉર્દુ મિશ્ર હિંદી ગજલો લખવાનો હેતુ પણ તેવો જ છે. એ રીતે નવલકથાના નિયમો, સમય અને આજુબાજુના સંયોગો ઘણી જ સંભાળપૂર્વક ધ્યાનમાં રાખી મારી બુદ્ધિ પ્રમાણે મેં રસોઇ તૈયાર તો કરી છે; પરંતુ તે જમ્યા પછી તેને યોગ્ય રીતે સ્વાદિષ્ટ કે અસ્વાદિષ્ટ કહી મને યશ અપયશ આપવો તે તો વિદ્વાન્ વાંચકોના જ હાથમાં છે.

આર્યાવર્તમાં જેમ ઘણા મહાન્ વીર પુરૂષો થઇ ગયા છે, તેવીજ રીતે ઘણી વીરાંગનાઓએ પણ પોતાનાં અદ્‌ભુત પરાક્રમોથી ઇતિહાસનાં પૃષ્ઠ સુશોભિત કર્યાં છે. તે પૈકીનું એક નવીન દ્રશ્ય હું મારા ગુર્જર બંધુઓની સેવામાં મૂકવા શક્તિવાન બન્યો છું. તે દ્રશ્યનું પ્રતિબિંબ સર્વત્ર પડી પુરૂષો પોતાનું સત્ય કર્તવ્ય સમજી સ્ત્રીઓ સ્વધર્મશાળી બને એ જ મારા લખાણનો અંતિમ હેતુ છે.

વહાલા વાંચક વર્ગ! લેખ અને કાવ્ય લખવાનો મને લઘુ વયમાંથીજ શોખ લાગેલો છે, પણ કોઈ વિષય ઉપર ગ્રંથ કે નાનાં મોટાં પુસ્તકો છપાવીને બીજાઓની પેઠે આજ દિન સુધી હું પ્રસિદ્ધિમાં આવ્યો નથી,

તેનું કારણ માત્ર એટલું જ છે કે મારા કાર્યમાં મને આગળ વધવા યોગ્ય આશ્રય આપી ઉત્સાહી કરે તેવો સ્વાર્થવિહીન સાહિત્યવિલાસી વીર પુરૂષ આજ સુધી મને મળ્યો નહિ; અથવા તો તેવા પુરૂષને શોધી કહાડવા મેં પ્રયાસ કર્યો નહોતો એમ કહું તોપણ ચાલે. દરેક બાબતમાં સ્વતંત્ર વિચાર અને નિસ્પૃહીપણું દર્શાવવા જતાં મારી જીંદગીમાં મેં કેટલીક ભૂલો કરી છે, તે પૈકીની આ એક છે, અને તેના પરિણામે આ નવલકથા લખવામાં આદિથી અંત પર્યંત સ્વઆશ્રયનું જ મારે અવલંબન કરવું પડયું છે. પરંતુ તેથી મને એક પ્રત્યક્ષ લાભ થયો છે, તે એ કે બીજા પ્રસિદ્ધ થયેલા લેખકોની પેઠે કોઇના ઉપકારના બોજામાં ઉતરવું પડયું નથી!

છેવટમાં મારી વિજ્ઞપ્તિ એ છે કે આ નવલકથાને વાંચકોની પ્રશંસાને પાત્ર કરવા સારૂ મારી બુદ્ધિ અનુસાર મેં પુરતી સંભાળ રાખી છે, છતાં તેમાં કાંઇ દોષ જણાય તો મારા આ પ્રથમ સાહસ તરફ ઉદાર વૃત્તિથી ક્ષમાભાવ દર્શાવતાં વિદ્વાન્ વાચકો તે વિષે મને યોગ્ય સૂચના આપી મારા પ્રત્યે સહાનુભૂતિ ધરાવશે, અને અન્ય સાહિત્ય લખવા મને ઉત્સાહી કરશે એવી શુભ આશામાં નિમગ્ન થાઉં છું.

ત્રિકમલાલ ગોવિંદલાલ દેશાઈ.

# અનુક્રમણિકા.

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"નાં પુસ્તકો.



**હાસ્યમંદિર**—કર્તા—રા. બા. રમણભાઇ મહીપતરામ તથા તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી બી. એ. આ પુસ્તકમાં "હાસ્યરસ" વિષેનો લાંબો નિબંધ તથા હાસ્યરસિક લેખો—મનોરંજક વાર્તાઓ—સંવાદો વગેરે ૩૫ લેખો ને બે ચિત્રો છે. કિં. રૂ. દોઢ.

**ગોપાલ કૃષ્ણ ગોખલે**—સ્વ૦ ગોખલેના જીવનને લગતી ઘણી નવી માહિતી તથા બાબતોથી ભરપૂર આવું જીવનચરિત્ર ગુજરાતીમાં આ એકજ છે. કિં. આઠ આના.

**સૉક્રેટિસ**—આમાં મહાત્મા સાક્રેટિસનું ટુંકું જીવનચરિત્ર, તેના મૃત્યુ સમયના ક્રીટો અને ફીદોના છેલ્લા બે આધ્યાત્મિક સંવાદ તથા એક પ્રસિદ્ધ લેખક નીતિતત્ત્વોનાં પ્રકરણો છે. કિં. આઠ આના.

**સત્યભામા**—( પત્નીની પસંદગી—શુદ્ધ પ્રેમનો આદર્શ. ) આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી સચિત્ર નાટક. કિં. રૂ. એક. ફેધરવેઇટ પેપરની ઉંચી આવૃત્તિનો રૂ. દોઢ.

**ચોખેરવાલી**—સરળ અને આકર્ષક સામાજીક નવલકથા. કવિ શીરોમણી રવીન્દ્રનાથ ટાગોરકૃત. ગુજરાતીમાં સૌથી પહેલી છે. બે ખંડમાં પુરી થઇ છે. બેઉ ખંડના કિં. રૂ. ૧—૧૨—૦.

**જર્મનીની ઉન્નતિ શાથી થઇ ?**—દેશની ઉન્નતિ ઇચ્છનાર દરેક માણસને ખાસ કરીને વાંચવા યોગ્ય. કેળવણી, હુન્નરકળા, ખેતીવાડી, રાજ્યવ્યવસ્થા વગેરે જર્મની સંબંધી પુરેપુરી માહીતીવાળો ગ્રન્થ. ૨૫૦ પૃષ્ઠ. કિં. રૂ. ૧—૧૦—૦

**પશુમાંથી દેવ**—નાનું પણ ગંભીર વિચારોનું મનનીય પુસ્તક. મૂળ લેખક જેમ્સ એલન. કિં. આઠ આના.

**સ્વર્ગની સામગ્રી** યાને વિચાર તેવું વર્તન. મૂળ લેખક જેમ્સ એલન. તેના જીવનચરિત્ર સાથે. કિં. આઠ આના.

**ચક્રવર્તી અશોક**—હિન્દુસ્તાનના ચક્રવર્તી મહારાજા અશોકના સમયની કલ્પના મિશ્રિત તદ્દન નવીન ઐતહાસિક નવલકથા. મોટાં ૩૫૦ પૃષ્ઠ અને સોનેરી પુઠું. કિં. રૂ. બે.

**તત્ત્વચિંતન યાને નિત્યપાઠ શિક્ષાપત્રી**—મહાત્મા જેમ્સ એલનના મનન કરવા યોગ્ય ગ્રન્થ ઉપરથી. બેઉ ખંડની કિં. રૂ. ૨—૮—૦.

**ચંદા**—રણથંભોરની વિરાંગના. રજપુતોના સમયની હિન્દુ મુસલમાનોની એકતા સાધક અને તેને મજબુત કરનારી ઐતિહાસિક નવલકથા. કિંમત રૂ. દોઢ.

**જીવનલાલ અમરશી મહેતા, ઠે. પીરમશાહ રોડ—અમદાવાદ.**

# યૂરોપનો પ્રવાસ. (સચિત્ર.)

**ત્યાંના જુદા જુદા સ્થળોના દેખાવોનાં ખાસ લીધેલાં ૩૪ ચિત્રો; ડેમી આઠપેજી ૨૫૦ ઉપરાંત પૃષ્ઠ; અને પાકું પુંઠું. કિંમત રૂ. બે.**

**પોતાના પિતા તથા પત્ની સાથે જાતે પ્રવાસ કરીને લખનાર—**
**રા. રા. દત્તાત્રય ચિંતામણરાવ મુજુમદાર; બી. એ., એલએલ. બી.**

યૂરોપમાં ખાવા પીવાની સગવડ કેવી થઇ શકે છે, અને મુખ્યત્વે કરીને ત્યાં ધાન્યાહારી રહી શકાય છે; અને તેમ રહેવા માટે કઇ કઇ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી પડે છે, તથા ત્યાંની રહેણીકરણી કેવી છે, આગબોટના તથા રેલવેના પ્રવાસમાં શી શી બાબતો ખસુસ ધ્યાનમાં રાખવા જેવીછે તે, યુરોપ ખંડમાં આવેલાં જુદાં જુદાં સ્થળોનાં વર્ણનો ડાયરીની નોંધ રૂપે અને તેના દેખાવના ફોટા સાથે આપવામાં આવેલ છે. આખા પુસ્તકને નીચે મુજબ ૨૦ ભાગમાં વહેંચી નાખ્યું છે:—

**ભાગ ૧ લો**—પ્રવાસની પૂર્વ તૈયારી. **ભાગ ૨ જો**—મુંબઇથી એડન. **ભાગ ૩ જો**—એડનથી સુએઝ. **ભાગ ૪ થો**—ઇજીપ્ત. **ભાગ ૫ મો**—અલેક્ઝાંડ્રિયાથી બ્રિંડીસી. **ભાગ ૬ ઠો**—ઇટાલી. **ભાગ ૭ મો**—મીલાનથી સેંટ મૉરિટ્ઝ. **ભાગ ૮ મો**—ઑસ્ટ્રીઆ. **ભાગ ૯ મો**—જર્મની. **ભાગ ૧૦ મો**—ફ્રાન્સ. **ભાગ ૧૧ મો**—પારીસથી લંડન. **ભાગ ૧૨ મો**—ઇંગ્લાંડમાંનાં બીજાં શહેરો. **ભાગ ૧૩ મો**—સ્કૉટલેંડ. **ભાગ ૧૪ મો**—આયર્લેન્ડ—બેલફાસ્ટ. **ભાગ ૧૫ મો**—પાછા લંડનમાં. **ભાગ ૧૬ મો**—ફરી ફ્રાન્સ. **ભાગ ૧૭ મો**—બેલજીયમ અને હોલેન્ડ. **ભાગ ૧૮ મો**—ફરી જર્મનીમાં. **ભાગ ૧૯ મો**—ફરી ઑસ્ટ્રીઆમાં. **ભાગ ૨૦ મો**—ટ્રીએસ્ટથી મુંબઇ.

ખાસ લીધેલા ફોટોગ્રાફો ઉપરથી બનાવેલાં ૩૪ ચિત્રો પણ મુકેલાં છે, તેથી સ્ત્રીઓ તેમજ બાળકો પણ કંટાળ્યા વગર રસથી આ પુસ્તક વાંચવા લલચાય છે, ને ઘેર બેઠા તે દેશ સંબંધી સત્ય જ્ઞાન મેળવે છે.

---

# જર્મનીની ઉન્નતિ.

આ પુસ્તકમાં જર્મનીમાં વિચારક્રાન્તિ; વેપાર; ઔદ્યોગિક યુગ; જર્મનોનું વિશિષ્ટ લક્ષણ; ધંધાશિક્ષણની શાળાઓ; ઔદ્યોગિક મંડળોની યોજના; કારખાનાં અને મજુરો સંબંધી; સરકારે માથે લીધેલાં કાર્યો—જેવાં કે રેલ્વે; નહેર, ખેતીવાડી, હુન્નરઉદ્યોગો; પ્રજા સંવર્ધન અને બાળસંરક્ષણની યોજના વગેરે; રાષ્ટ્રનો વિસ્તાર તથા દરીઆઇ બળ અને જર્મનીનો પૂર્વ ઇતિહાસ તથા સામાન્ય માહિતી; વગેરે જર્મની વિશે પુરેપુરી માહિતી આપનારાં ૨૪ પ્રકરણો છે. આજ માપનાં ૨૫૦ પૃષ્ઠ. કિં. રૂ. ૧—૧૦—૦.

# " વિચારપુષ્પમાળા."

આદ્યસંપાદક—સા. શ્રી નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર; બેરીસ્ટર-ઍટ-લૉ.

આ પુષ્પમાળાના ત્રીજા વર્ષની શરૂઆત ૧૯૧૭ ના જાનેવારીથી થઇ છે. પહેલું પુસ્તક "નીલનેની" ને બીજું "સ્વર્ગની સામગ્રી" એ બે બહાર પડયાં છે; અને "સ્ત્રીશિક્ષણનો ખરો ઉપયોગ" ભાગ ૧-૨ છપાય છે. એક વર્ષમાં નાનાં મોટાં ચાર પુસ્તકો અપાય છે, છતાં તેનું વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૧-૦.

બીજા વર્ષનાં નીચેનાં ચારે પુસ્તકો સાથે બાંધેલાં તૈયાર છેઃ—

(૧) સમાજ—સર રવિન્દ્રનાથ ટાગોરકૃત સમાજ વિષેના નિબંધો.
(૨) ક્રાઇસ્ટનું અનુકરણ—કર્તા સા. શ્રી છ. હ. પંડયા; બી. એ.
(૩) કુસુમ અને કુમુદ—લેખક નૂતનશ્રી. ચર્ચાત્મક લેખ.
(૪) સિદ્ધાર્થ કુમાર—ગાયન સાથેનું આખું નાટક. કર્તા પ્રો. નૃ. ભ. વિભાકર, બેરીસ્ટર-એટ-લો.

આ ચારે પુસ્તકોની છૂટી કિંમત ગણતાં ૧-૧૪-૦ થાય છે, છતાં પાકા બાંધેલા આ એક વર્ષના પુસ્તકની કીંમત રૂ. ૧-૪-૦ લેવાય છે.

---

## ચોખેરવાલી એટલે આંખની કણી !

### સર રવિન્દ્રનાથ ટાગોરકૃત સામાજિક નવલકથા.

### બે ખંડમાં સંપૂર્ણ. દરેક ખંડની કિંમત રૂ. એક તથા પોણો.

આ નવલકથા આપણા ઘરસંસારમાં અકલ્પિત રીતે બનતા બનાવોનું સાચું ને સુંદર ચિત્ર બતાવનારી છે. યુવાન વિધવા-પ્રગલ્ભા વિનોદિની અને સરલ-ભોળી નવયુવતિ આશા, તેમજ ચંચલવૃત્તિનો-ઉતાવળીઓ ને સ્વછંદી ગર્ભશ્રીમંત મહેન્દ્ર તથા તેનાથી ઉલટાજ સ્વભાવનો તેનો સાચો બાળમિત્ર બિહારી, આ મુખ્ય ચાર પાત્રો અને તેમના સ્વભાવપરિવર્તન ઉપરથી બહુ ઉત્તમ પ્રતિનું શિક્ષણ વાંચનારને મળે છે.

---

# પ્લૂટાર્કનાં જીવનચરિત.

લાઇકર્ગસ, થેમિસ્ટોક્લિસ, પેરિક્લિસ, નિકિઅસ, પિલોપિડસ,
એગિસિલેઅસ, ડાયન અને અલેકઝાંડર
એ ગ્રીક મહાપુરૂષોનાં જીવનચરિત્રો-કર્તાઓ
પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર; બી. એ.
પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ; એમ. એ.
'રોયલ ૮ પેજી પૃષ્ઠ ૩૫૦ લગભગ. પૂઠું પાકું. કિંમત રૂ. બે.

# વાર્તા—નવલકથા—કવિતા—નાટક—નિબંધ વગેરેનાં નવાં પુસ્તકો.

**ચક્રવર્તી અશોક**—બૌદ્ધધર્મ પ્રચારક મહાન સમ્રાટ્ અશોકના સમયની કલ્પનામિશ્રિત ધાર્મિક નવલકથા. પૃષ્ઠ ૩૫૦ **કિંમત રૂ. બે.**

**"ચંદ્રા"—રાજસ્થાનની વીરરમણી**—હિન્દુ-મુસલમાન ભાઇઓની એકતા કેવી રીતે સધાય અને દૃઢ થાય એ ખાસ દૃષ્ટિબિંદુથી લખાયલી ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. **કિં. રૂ. દોઢ.**

**નૂરજહાન**—સરદાર જોગેન્દ્રસિંહની અંગ્રેજી વાર્તાનું ભાષાન્તર કર્તા નલીનકાન્ત નરસિંહરાવ દીવેટીઆ. **મૂલ્ય ૦-૧૨-૦.**

**કાદંબરી**—સચિત્ર-સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડયા કૃત ભાષાન્તર નવી આવૃત્તિ. સુશોભિત સોનેરી પુંઠું. **મૂલ્ય રૂ. ૨-૧૨-૦.**

**કુસુમાવલિ**—મ. દોલતરામ કૃપારામ પંડ્યા કૃત. મૂલ્ય રૂ. **દોઢ.**

**નીલમની**—પ્રો૦ બેઇનની વાર્તા ઉપરથી સરળ-મધુર ભાષામાં ભાષાન્તર કર્તા **સાકરલાલ અમૃતલાલ** દવે, બી. એ. **કિંમત ૦-૮-૦.**

**અનંગભસ્મ**—ઉપરનાજ કર્તાની મૂળ લેખકના ઉપોદ્‌ઘાત સાથે બીજી આવૃત્તિ. પાકા પુંઠાની **કિંમત ૦-૮-૦.**

**અદ્દ્‌ભુત આગબોટ**—વૈજ્ઞાનિક નવલકથા. પાકું પુંઠું. **કિંમત રૂ. એક.**

**સંભાજી**—કર્તા દ્વારકાદાસ મોતીલાલ પરીખ. **કિંમત બાર આના.**

**દ્દિવ્યરંભા**—અદ્‌ભુત રસભરી ડીટેક્ટીવ રસિક નવલકથા. કિંમત ૦-૮-૦

**વિનોદ વાટિકા**—ભાગ ૧-૨ ભેગા. પાકા પુંઠાથી બાંધેલાં કિંમત ૧-૨-૦.

**સમાજ**—રમેશચન્દ્ર દત્તની નવલકથા ઉપરથી ભાષાન્તર. કિં. ૦-૧૨-૦.

**નવસુબોધક વાર્તાઓ.** કિંમત ૦-૪-૦.

**પોતાનો પ્રયત્ન**—સ્માઇલ્સના "સેલ્ફહેલ્પ" નામે ઉત્તમ પુસ્તકમાંના એક પ્રકરણ ઉપરથી. જુવાનોને ઉત્તેજક છે. **કિંમત ૦-૨-૦.**

**પ્રજ્ઞાપારમિતાસૂત્ર**—**ગૌતમ** બુદ્ધે પોતે લખેલું મૂળ સાથે. કિં. ૦-૨-૦.

**બુદ્ધ-ધર્મ અને સંઘ**—બૌદ્ધ ધર્મ વિશેની સંપૂર્ણ માહીતી આપનારો ગ્રન્થ. **કિંમત છ આના.**

**ગૃહસ્થાશ્રમ**—રા. પ્રભુશંકર ન. વ્યાસ કૃત, સુધારા વધારાવાળી નવી સચિત્ર આવૃત્તિ. **કિંમત રૂ. દોઢ.**

**ઇસુનું અનુકરણ**—અંગ્રેજી ઉપરથી મૂળ પુસ્તકના બે ભાગનું સંપૂર્ણ ભાષાન્તર કર્તા રા. રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઇ. **કિં. આઠ આના.**

**મિટરલિંકના નિબંધો**—ત્રણ લેખોનું ભાષાન્તર કર્તા રા. રા. ધનસુખલાલ કે. મહેતા. કિં. છ આના.

**સિદ્ધાર્થ કુમાર અથવા ગૌતમ બુદ્ધ**—ગાયન સાથેનું આખું ત્રણ અંકી નાટક. લેખક સા. શ્રી નૃસિંહદાસ ભ૦ વિભાકર. કિં. રૂ. એક.

**તપસ્વિની (નાટક)**—સતીત્વ મહત્વ દર્શક ત્રણ અંકી. કિં. દસ આના.

**સાચૂં સ્વપ્ન**—મહા કવિ ભાસકૃત નાટકનું સા. શ્રી કેશવલાલ હ૦ ધ્રુવ કૃત ભાષાન્તર. કિંમત રૂ. દોઢ.

**પ્રતિમા નાટક**—મૂળ ભાસકૃત સંસ્કૃતનું ભાષાન્તર. કર્તા મણિલાલ છબ્બારામ ભટ્ટ. કિં. રૂ. એક.

**શારદા અને ચન્દ્રલેખા**—( નાટક ). કિં. આઠ આના.

**કર્નલ મેડોઝ ટેલરનું જીવનચરિત્ર**—સ્વદેશપ્રેમી–સાહસિક–ઉદ્યોગી અંગ્રેજ પુરૂષનું બોધક જીવનચરિત્ર. કિંમત રૂ. દોઢ.

**મજનૂ જોગી અને ફીરસ્તો**—સાગરનો સ્નેહસંવાદ. કિં. આઠ આના.

**હીરાકણી**—(કષ્ટ કાપનાર) લેખક મી. કરીમઅલી રહીમઅલી નાનજીઆણી. બોધ લેવા જેવી વાર્તા–ટુચકા વગેરે. કિં. ૧૩ આના.

**સંસારિકા**—મર્હુમ **બી. એમ. મલબારી** કૃત દેશભક્તિનાં કાવ્યો. કિં. રૂ. બે. ( બહુજ થોડી નકલો સીલકે છે. )

**વિજ્ઞાનની વાતો**—કર્તા કલ્યાણરાય નથુભાઇ જોશી; બી. એ. આ પુસ્તકમાં રસિક વાતો દ્વારા બાળકોને શરીરવિજ્ઞાનના તથા કુદરતના વિષયો સહેલી રીતે સમજાવવાનો પ્રયત્ન કરેલો છે. કિં. રૂ. એક.

**અભિજ્ઞાન શકુન્તલા નાટક**—મહાકવિ કાળીદાસ કૃતનું ભાષાન્તર કર્તા–રા. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ, બી. એ. એલ. એલ. બી.; બેરીસ્ટર ઍટ–લૉ. આ ભાષાન્તર છેલ્લામાં છેલ્લું–નવુંજ છે. પુંઠું સોનેરી નામવાળું. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થયું છે. કિં. રૂ. ૧–૨–૦.

**પ્રવાસીના પત્રો**—સમાજ, ધર્મ, રાજ્ય, સાહિત્ય, વગેરે વિષયોની પત્રોરૂપે છુટી છુટી ચર્ચા–કર્તા કે. હ. શેઠ. પાકું પુંઠું. ઘટાડેલી કિં. રૂ. એક.

**વાર્તાવૃક્ષ**—સાત ટુંકી અને રસિલી વાર્તાઓનો સંગ્રહ. વડોદરા સ્ટેટમાં શાળા લાયબ્રેરીઓ માટે મંજુર થયેલું છે. કિં. ૦–૧૨–૦.

**ઉપરનાં તથા બીજાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—**

**જીવનલાલ અમરશી મહેતા;** પીરમશારોડ–**અમદાવાદ.**

# સામાજીક, ઐતિહાસિક નવલકથાઓ.

નિર્દોષ-સ્ત્રી પુરૂષ સર્વેને વાંચવા યોગ્ય-ગ્લેઝડ કાગળ ને સુન્દર મજબૂત પુંઠું-લાઇબ્રેરીનો શણગાર.

(૧) **પ્રેમદાદેવી ઉર્ફે મેરીયા બહેન**—લેખક મોંબાસાના રહીશ મણિલાલ વિશ્વનાથ યાજ્ઞિક. મોટાં ૩૦૦ પાનાં. કિં. રૂ. દોઢ.

(૨) **યાત્રી ઊર્મિલા યાને આદર્શ આર્યા**—તેજ લેખક. પાનાં ૨૫૦ પુંઠું સોનેરી. કિં. રૂ. સવા.

(૩) **કુમુદચંદ્ર**—'સરસ્વતીચંદ્ર'ની ધાટીથી લેખક પ્રીતમલાલ ધીરજલાલ. ઉત્તમ ને આદરણીય વિચારોની વસ્તુસંકલના. કિં. રૂ. સવા.

(૪) **પ્રતાપસિંહ**—(મેવાડના પ્રતાપી મહારાણાના સમયની નવલકથા.) લેખક ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા, સુ. રો. ૧૬ પેજી પૃ૪ ૪૦૦ લગભગ. કિં. રૂ. એક.

(૫) **પાપ અને પશ્ચાત્તાપ**—ભાગ ૧-૨ ભેગા. લેખક ઉદ્ધવજી તુલશીદાસ ઠક્કર. ૪૦૦ પૃ૪ ને પાકું પુંઠું. કિં. રૂ. દોઢ.

(૬) **"ચંદા"-રાજસ્થાનની વીરરમણી**—અકબરના સમયની હિન્દુ-મુસલમાન ભાઇઓની એકતા સાધક તથા તેને મજબુત કરનારી સ્વતંત્ર નવલકથા. ગ્લેઝ કાગળ ને પાકું પુંઠું. કિં. રૂ. દોઢ.

(૭) **માયાનો બજાર**—(પ્રથમ ભાગ) પ્રસિદ્ધ મરાઠી વાર્તા લેખક મી. આપટેની આધુનિક સમયની સામાજીક નવલકથાનું ભાષાંતરકર્તા રા. રા. મુકુન્દરામ નિત્યારામ મહેતા. કિં. રૂ. દોઢ. (આ નવલકથાનો બીજો ભાગ પણ છપાય છે.)

(૮) **"ધર્મનો જય"** અથવા વડોદરાના મહારાજા મલ્હારરાવની કારકીર્દિ. આ ઐતિહાસિક નવલકથાની બીજી આવૃત્તિ છપાય છે. કિં. રૂ. ૧.

(૯) **કુમુદકળા**—(સામાજીક નવલકથા.) કિં. રૂ. સવા.

(૧૦) **કુસુમ-કળા**—રેનોલ્ડસના એક નોવેલ ઉપરથી. કિં. રૂ. અઢી.

(૧૧) **ચક્રવર્તી અશોક**—ઐતિહાસિક ૬૫૦ પૃષ્ઠની નવલકથા. કિં. રૂ. બે.

(૧૨) **નીલનેની**—પ્રો. બેઇનકૃત. કિં. આઠ આના.

**જીવનલાલ અમરશી મહેતા**, ઠે. પીરમશાહ રોડ; **અમદાવાદ.**

# રાજસ્થાનની વીરરમણી

# ચંદા

## પ્રકરણ ૧ લું.

### લકનૌની નાયિકા.

" બેરહમ તું સનમ નહીં હમકો સતાને કાબીલ, "
" જીગરકા જખ્મકો નહીં ખોલકે બતાને કાબીલ ! "

" અલ્લહમ્દુલિલ્લાહ ! અહીં તો કોઇ ઉમદા ગાનારી જણાય છે ! "

" જી હાં, જહાંપનાહ ! એ બહુજ મીઠા સ્વરે ગાય છે. "

" અહો ! જાણે જીન્નતનીજ હૂર ! "

" બેશક, મુલ્કેમશહૂર. "

" પણ એ આપણી છાવણીમાં કયાંથી ? "

" લકનૌના લહરી બજારમાંથી. "

" ઠીક, ચાલો. તપાસ કરીએ, અને તેનું મૃદુ ગાન પણ જરા સાંભળીએ. "

ઉપરની ગઝલનો આરંભ સારંગીના સૂરો સહિત પાસેના એક મોટા તંબુમાં થતો સાંભળી આ બે મોગલ સૈનિકો રાત્રિના સમયે ઉપર મુજબ ધીમે ધીમે હિંદી જબાનમાં વાર્તાલાપ કરતા તે તંબૂમાં જઇ ગાયન સાભળનારી મંડળીમાં ગુપચુપ ઘુસી બેઠા.

આ બે સૈનિકો વચ્ચે થયેલી વાતચિત ઉપરથી વાંચનારને તેમની કાંઇક ઓળખાણ પડી હોવી જોઇએ. પરંતુ તેમને પૂર્ણ પ્રસિદ્ધિમાં મૂકતાં પહેલાં બીજી કેટલીક હકીકતનું અત્રે વર્ણન કરવું જરૂરનું છે.

મેવાડના ફળદ્રુપ પ્રદેશ પૈકીનું આ એક વિશાળ મેદાન છે. ભારતવર્ષના ઇતિહાસમાં મુદ્રાંકિત થયેલો " રણથંભોર " નામનો કાળા પત્થરથી બાંધેલો મજબૂત કિલ્લો આ મેદાનથી માત્ર પાંચ માઇલ દૂર છે. દિલ્લીના શહેનશાહ મહાન્ અકબર આ કિલ્લાને ભેદી નાખવા આજ મહાન્ પ્રયાસ કરી રહ્યો છે. આ છાવણી અને સૈન્ય તેનું જ છે, અને તે રજપૂત તથા મુસલમાન સૈનિકોથી મિશ્રીત છે. આ કિલ્લો મેવાડના મહારાણા ઉદયસિંહના

સ્વાધીનમાં છે; અને હમણાં તેનું રક્ષણ કરવાનો ભાર તેના સુરજનસિંહ નામના એક વિશ્વાસુ સરદારના શીર ઉપર છે.

હલ્લો કરવાનો હાલ સમય નહિ હોવાથી મોગલ છાવણીમાં કંઇક શાન્તિ જણાય છે. અને તેનો લાભ લઇ સૈનિકો તથા સરદારો કોઈ કોઇ સમયે રાત્રિયે આવી રીતે ગાનતાનમાં ગુલ્તાન થતા નજરે પડે છે.

આજની રાત્રિ તેમના મનમાં તેવીજ આનંદમય હતી. લગભગ દશ વાગી ગયા હતા. મોટું શહેર વસ્યું હોય તેવી રીતે અસંખ્ય શ્વેત તંબૂઓથી આખી છાવણી શ્વેત ધાબાંની માફક શોભી રહી હતી. માણુસોનો ઝાઝો કોલાહલ સંભળાતો નહોતો. કેમકે કેટલાક સૈનિકો મીઠી નિદ્રાને વશ થયેલા હતા, અને કેટલાક રાત્રિના કામકાજથી પરવારી સૂવાની તૈયારી કરતા જણાતા; તો કેટલાક આ લકનૌની નાયિકાનું મધુર ગાન સાંભળવા તંબુમાં અને તેની બહાર શાન્ત મુખમુદ્રાથી બેઠેલા હતા.

સંગીતનો સ્વાદ લેવા તંબૂમાં મળેલી મંડળીમાં એક ખૂણે ભરાઇ બેઠેલા પેલા બે સૈનિકો પૈકી એકનો ચહેરો ભવ્ય, અને મુખાકૃતિ ગૌર વર્ણની હતી. એક સાધારણ મુસલમાનની માફક તેણે પોતાના આખા અંગ ઉપર શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં. શીર ઉપરનો સફેદ ફેંટો સાધારણ સૈનિકની માફક બાંધેલો હતો. ભરાઉ મૂછો અને લાંબી દાઢીથી મુખનો ઘણો ભાગ ઢંકાઇ ગયો હતો, તેથી તે કોણ છે તે એકદમ કળી શકાતું નહોતું, તોપણ બરોબર નિહાળીને જોતાં તેના વિશાળ ભાલ ઉપર રાજવંશી તેજ પૂર્ણ રીતે પ્રકાશતું હતું. આ સખ્સ કોઇ સાધારણ સૈનિક નહિં, પરંતુ દિલ્લીનો મહાન્ શહેનશાહ અકબર ખુદ પોતેજ હતો; અને તેના જેવાંજ વસ્ત્રોથી સજ્જ થયેલો બીજો શ્યામ વર્ણનો સૈનિક શહેનશાહનો સહાયક તથા શુભેચ્છક જોધપુરનો મહારાજા માનસિંહ પોતે હતો. ધારણ કરેલા ગુપ્ત વેષ અને ગાનતાનની લહેરમાં બન્નેને કોઇ પિછાની શક્યું નહોતું. સૈનિકોની ગુપ્ત ચર્ચા જોવા આજ રાત્રિયે તેઓ એકલા ગુપ્ત વેષે પોતાની છાવણીમાં નીકળી પડયા હતા.

તે તંબૂની અંદર બિછાવેલા સુંદર પલંગમાં એક સરદાર બેઠો બેઠો પાન ચાવતો હતો; અને બીજા બે ત્રણ સરદારો તેની બાજુમાં શાન્ત મુખમુદ્રાથી બેઠા હતા. બાકીની સર્વ સાધારણ સૈનિક મંડળીએ જમીન ઉપર બિછાવેલી શેતરંજી ઉપર ખીચોખીચ સ્થાન લીધું હતું. નાયિકાને પ્રથમથી જ તે મુખ્ય સરદારની સન્મુખ થોડે દૂર બેસારવામાં આવી હતી. તેનું નામ હસીના હતું. નામ પ્રમાણેજ તેની ખૂબસુરતી નેત્રના એક પલકારાથી સર્વને

આંજી નાખતી હતી. ઉમ્મર આશરે અઢાર વર્ષથી કાંઇક ઓછી હતી. સુંદર ગુલાબી ગાલ, વિશાલ ભાલ, નાજુક નેત્ર, પ્રવાલ સરખા શોભતા હોઠ, દાઢમની કળી સમાન સુશોભિત દંત, કાળી ભ્રમ્મર સમાન વિશાળ વેણી, ભરાઉ સ્તન, નાજુક કટિલંક, વગેરે તેના અંગના પ્રત્યેક અવયવો એક સ્વર્ગની પરીનું સર્વને ભાન કરાવતા હોય એવો આભાસ થતો હતો. સર્વ મંડળીના ચિત્તનું તે આકર્ષણ કરી રહી હતી, અને પેલા સરદારની નેત્ર-સાંકેતિક આજ્ઞાનુસાર સારંગીના મધુર આલાપ સહિત પેલી ગઝલ ખુલ્લા સ્વરે લલકારતી હતી.

બે રહમ તું સમન નહીં હમકો સતાનેં કાબીલ;
જીગરકા જખ્મકો નહીં ખોલકે બતાનેં કાબીલ.

તોડા યકરાર સજાવાર સિતમગાર હોકર;
દગાબાજી તેરી દુનિઆંકો દીખાનેં કાબીલ. બેરહમ.

ખુદાઇ ખૌફકા ખંજર ખડા કાતીલ તેરે સર;
તોભી મતલબ તેરી, માશુકકો ફસાનેં કાબીલ. બેરહમ.

બડી કીસ્મતકી મુસીબત નહીં મહબ્બત કીસીસેં;
દેખો જીંદગાની હમારી હયઁ જલાનેં કાબીલ. બેરહમ.

કહે દુનિઆં તુઝે દિલબર ન બચાનેં કાબીલ;
તેરા દીલ હયઁ તેરી બરબાદી બનાનેં .ાબીલ ! બેરહમ.

ગઝલ પૂરી થતાં ચારે તરફ વાહ્ વાહ્નો ધ્વનિ પ્રસરી રહ્યો. ગાનનો ભાવાર્થ સમજનાર શોખીનોના મન ઉપર નાયિકાએ સંપૂર્ણ કાબુ મેળવ્યો. મહોરો, રૂપીઆ, પૈસા, રૂમાલો, વીંટીઓ, વગરે કિંમતી વસ્તુઓ તમાશ-ગીરોના ટોળામાંથી ટપોટપ તેની સન્મુખ પડવા લાગ્યાં. પલંગ ઉપર બેઠેલા સરદારે પાણીદાર મોતીનો એક મૂલ્યવાન હાર પોતાના કંઠમાંથી કહાડી નાયિકાને અર્પણ કર્યો. નાયિકાએ હસ્તે મુખે તેનો સ્વીકાર કરી નમન કર્યું, અને અંતઃકરણપૂર્વક ઉપકાર માની કૃતજ્ઞતા દર્શાવી.

થોડી વાર સુધી તે સરદાર નાયિકાની સુંદર મુખાકૃતિ સામું જોઇ રહ્યો, અને પછી પૂછવા લાગ્યો : " શું લકનૌમાંજ આપનું નિવાસસ્થાન છે ? ".

" જી, હાં. હુજૂર. " નાયિકાએ જવાબ દીધો.

" અને આપનું નામ પણ હસીના કેમ ? " સરદારે ફરીથી પ્રશ્ન કર્યો.

" હાં મેંદમશહૂર. આ લૌંડીને લોકો એજ નામથી ઓળખે છે. " નાયિકાએ પ્રતિ ઉત્તર દીધો.

"અહો ! નામ પ્રમાણેજ ખૂબસુરતી છે. તમારા સહવાસથી અમને પણ બે ઘડી આનંદ છે. ઠીક, ચલાઓ !" સરદારે ગાવાની આજ્ઞા કરી.

"હુજૂરને કઇ રાહ જ્યાદા પસંદ છે ?" નાયિકાએ પૂછ્યું.

"ગ઼ઝલે કવ્વાલી !" સરદારે પ્રતિઉત્તર દીધો.

સરદારની આજ્ઞા મુજબ નાયિકાએ ફરીથી સારંગી સજ્જ કરી, અને પૂર આલાપ સહિત ગાવા માંડયું.

"બયાં કર કયા બડી બાતેં, સનમ હમકો સુનાતેં તુમ;
"છુપાઈ કહાં છૂરી કાતીલ ? ફીરા મુંહ મુસ્કૂરાતેં તુમ. બયાં.

"મગર એ દેખ ! સીને મે, તેરી તલવારસેં ક઼ાફી;
"જીગરકી હાયકા ખ઼ંજર, તુઝે દમભર લગાતેં હમ. બયાં.

"અગર દીલ ગ઼યેરકા તુઝકો, જલાનેસેં નફા હમે કયા ?
"મહબ્બતકા મીઠાઇમેં, ઝહર કાતીલ મીલાતેં તુમ. બયાં.

"જુવાની જીંદગાની કા, મુજાકા કુચ્છ નહીં હમકો;
"સીહા દીલ હો રહા ફીર ક્યા ? સફાઇ કર દીખાતેં તુમ. બયાં."

એ પછી કેટલીક જુદી જુદી ઢબનાં ગાયનો નાયિકાએ ગાયાં. સાંભળનારાઓના મન ઉપર તેનાથી જાદુઇ અસર થઇ રહી. સૌ કોઇ આ નવીન નાયિકાના અદ્ભુત રૂપ ગુણની તારીફ કરવા મંડી પડયા. લગભગ બે કલાક સુધી સૈનિકોને સંગીતનો સ્વાદ ચખાડયા બાદ નાયિકાએ ગાન બંધ કર્યું, અને પોતાના સ્થાનકે જવાની તૈયારી કરવા માંડી. તમાશગીરો પણ ત્યાંથી ઉઠી પોતપોતાને ઠેકાણે જવા લાગ્યા. સરદારનો તંબૂ પ્રેક્ષકોથી તદ્દન ખાલી થઇ ગયો. ગુપ્ત વેશે આવેલો બાદશાહ અને માનસિંહ પણ ત્યાંથી વિદાય થતી મંડળીમાં મળી જઈ ચાલી નીકળ્યા. કોઇને તેમના આગમનની ખબર પડી નહીં. સરદાર અને નાયિકા બન્ને એકલાં જ તંબૂમાં રહેલાં જણાયાં.

વિદાય થવા તૈયાર થયેલી નાયિકાના સામું સરદાર એકીનજરે નિહાળીને જોતો હતો, અને કંઇક યાદ આવતું હોય એમ ગંભીર વિચારમાં મગ્ન થઇ આશ્ચર્ય પામતો હોય એમ જણાયું. નાયિકાએ તેની અંતરઇચ્છાની દરકાર કર્યા વિના સન્મુખ આવી સ્મિત હાસ્યપૂર્વક નમન કર્યું, અને એક તીવ્ર નેત્રકટાક્ષ ફેંકી જવાની રજા માગી. સરદારનું હૃદય હમણાં સ્થિર નહોતું. જ્યારથી તેણે આ સુંદર લાવણ્યમયી નાયિકાને જોઇ હતી ત્યારથીજ તેના મનમાં એક પ્રકારની ગડમથલ થતી હતી. નાયિકાને હા અગર નાનો પ્રતિ ઉત્તર આપવાને બદલે તે ચિત્રવત્ થઇ તેના સામું જોઈ રહ્યો. થોડીવાર

તેણે પોતાનાં નેત્રો બંધ કર્યાં, અને તુર્ત જ તે પાછાં ઉઘાડી કપાળ ઉપર કરચલી ચડાવી દ્રષ્ટિ સ્થિર કરી દીધી. તેની વિહ્વળ સ્થિતિ માની નાયિકા કંઇક લજ્જાયુક્ત થઇ બાજુએ મુખ ફેરવી ઉભી. બન્ને વ્યક્તિઓએ આ પ્રમાણે કેટલીક વાર સુધી મૌન્ય ધારણ કર્યા પછી નાયિકાએ ફરીથી જવાની આજ્ઞા માગી, જેથી સરદારને પોતાની સ્થિતિનું ભાન થતાં જ આતુરતાથી તે બોલી ઉઠયો :

"સુંદરી, ઉભાં રહો, જવાય છે. હજુ થોડીવાર તમને અહીં રોકવાની મારી ઇચ્છા છે."

મધ્યરાત્રિના એકાંત પ્રસંગમાં યુવાન સુંદરીને આ પ્રમાણે કહી રોકી રાખવાની વૃત્તિવાળા સરદારની નીતિ વિષે નાયિકાએ હલકો મત બાંધ્યો, અને તુર્તજ તે બોલી ઉઠી :

"શા માટે? શું વિષયવાસનાની તૃપ્તિને માટે? આવું અઘટિત કૃત્ય કરવું આપને ન ઘટે મારા દિલાવર સરદાર! હું કાંઇ રૂપીઆના બદલે રૂપ વેચનારી વેશ્યા નથી, પરંતુ કેવળ નૃત્યગાનથી આપના જેવા શોખીન સખી અમીરઉમરાવોનાં મનરંજન કરી તે ઉપર આજીવિકા ચલાવનારી ગરીબ ગાનારી છું. હુજૂર! માફ કરો! આ લૌંડી આપને લાયક નથી!"

"બોલવામાં ઉતાવળ ન કરો. હું જાણું છું કે તમે વેશ્યા નથી, અને મારા મનની મતલબ તમારા ધારવા પ્રમાણેની નથી, તેની ખૂબ ખાત્રી રાખો. બીજાઓની માફક મને એક વિષયલંપટ પુરૂષ માની લેવામાં તમારી મોટી ભૂલ થાય છે. જો કે તમારૂં સૌંદર્ય એવું છે કે હરકોઇ પુરૂષને તમારા પ્રેમની યાચના કરવાની ઇચ્છા થઇ આવ્યા સિવાય રહે નહિં; અને હું પણ એક સામાન્ય રીતે યુવાન પુરૂષ હોવાથી તમારા પ્રેમની ઇચ્છા રાખું, એ સ્વાભાવિક છે. પરંતુ હાલ તેવો સમય નથી, અને કેટલાંક સબળ કારણો મને તેમ કરતાં અટકાવે છે. તેથી ચંચળ બનેલા મન ઉપર મજબૂત કાબુ રાખી હાલ કોઇ બીજાજ વિષય ઉપર તમારી સાથે ખાનગી વાતચિત કરવાની મારી ઇચ્છા છે." સરદારે શાન્તિથી જણાવી દીધું.

સરદારનું ગૌર બદન, અઠ્ઠાવિસેક વર્ષનું વય, શાન્ત મુખમુદ્રા, અદ્ભુત વાક્ચાતુર્ય, એક પરાક્રમી યોદ્ધાને દીપાવે તેવાં નેત્ર જોઇને નાયિકા તેના પ્રભાવથી દબાઇ જતી હોય એમ જણાયું. તુર્તજ તેના મનમાં સરદારને વિષે સદ્ભાવના જન્મ પામી, અને તે નમ્રપણે બોલવા લાગી :

"હુજૂરે આલા, આપ કોઇ મોટા સજ્જન પુરૂષ છો. મારી મગરૂરીને માટે મને માફી બક્ષો, અને જે કાંઇ ખાનગી વાત કરવાની હોય તે સુખેથી કરો. આપની આજ્ઞા મારે શિરોધાર્ય છે."

"ઠીક છે ત્યારે. પ્રથમ હું એ જાણવા માગું છું કે તમે સત્ય સ્વરૂપમાં કોણ છો?" સરદારે પૂછવા માંડ્યું.

"હું લકનૌની નાયિકા, અને મારૂં નામ હસીના છે." નાયિકાએ પ્રતિઉત્તર દીધો.

"જુઠું શા માટે બોલો છો! હું તમને કાંઈક અંશે ઓળખું છું!" સરદારે સ્મિત હસીને કહ્યું.

"શું મને આપ ઓળખો છો? અહા! કેવી રીતે ઓળખો છો?" નાયિકા સહજ ગભરાટમાં બોલી.

"મન માને તેવી રીતે! મારી ધારણા પ્રમાણે તો તમે નાયિકાએ નથી, અને ગાયકાએ નથી!" સરદારે શાન્ત વદને પ્રતિ ઉત્તર દીધો.

"ત્યારે શું આપ મને કોઇ મુસલમાનની પરદેનશિન બીબી ધારો છો?" નાયિકાએ મંદ હાસ્યપૂર્વક પૂછ્યું.

"શું મને આમ ઉડાવવા વિચારો છો? તમારી બોલચાલ કે મુખાકૃતિમાં બીબીની પિછાન નથી, અને મારી કલ્પના પ્રમાણે તો તમારી શીકલ શાનમાં મુસલમાન ઔરતનું નામનિશાને નથી!" સરદાર બોલ્યો.

"અમો નાયિકાઓમાં હિંદુ મુસલમાનનો ભેદ ક્યાં હોય છે મારા મુરબ્બી?" નાયિકાએ કહ્યું.

"અને પ્રથમ બેચાર વાર બીજા સ્વરૂપે જોયા પછી તમને કેમ કહું નાયિકા કે બીબી?" સરદારે સામો સ્ફોટ કર્યો.

"પણ આ દાસી તો થોડાજ દિવસથી આ છાવણીયાં આવી છે." નાયિકા નમ્રપણે બોલી.

"ત્યારે હું એમ કહું કે એકજ શીકલની બે સ્ત્રીઓ ઇશ્વિરે બનાવી છે?" સરદાર હસતાં હસતાં બોલ્યો.

"મને જોઇને આપ આમ શંકાશીલ શા માટે થાઓ છો?" નાયિકાએ પૂછ્યું.

"પણ મારા પ્રશ્નથી આપ ગભરાયલાં શા માટે જણાઓ છો?" સરદારે સામો તેવોજ પ્રશ્ન કર્યો.

"મને વળી ગભરાટ કેવો? આપ ગમે તેવી કલ્પના કરો. પણ હું તો જે છું તેજ છું. રાત્રિ ઘણી ગઇ છે માટે લ્યો હવે રજા લઉં છું." નાયિકાએ ધીમે ધીમે ત્યાંથી ખસવા માંડ્યું.

"સબ્ર કરો. સાહસ ન કરો. મારી આજ્ઞાને તાબે થાઓ! પ્રશ્નનો

ખરો પ્રતિઉત્તર દીધા વિના તમે આ તંબુમાંથી જઇ શકશો નહિ !" સરદારે હુકમના રૂપમાં કંઇક રોફ દર્શાવી કહ્યું.

તંબુના દ્વાર આગળ જતાં જ નાયિકા અટકીને પાછી ફરી. તેના સુંદર મુખ ઉપર એકાએક ભયની છાયા પ્રસરી હોય તેવો આભાસ થયો. કોઇ પણ પ્રયત્ને ત્યાંથી ખસી જવા તે ઇચ્છતી હતી; પરંતુ સરદારે એકદમ પલંગમાંથી ઉઠી તેને પોતાની સામે બેસવા ફરમાવ્યું, અને પછી તે બોલવા લાગ્યો :

"આમ જવાની ઉતાવળ કરવાથી કાંઇ ફાયદો હાંસીલ થાય તેવું નથી; અને તેમ કરવા જતાં તમે તમારા ઉપર મોટી આફત ખેંચી લેશો. યાદ રાખો કે હું એક રજપૂત બચ્ચો છું. મારા તરફથી તમને સુદ્દલ ભય નથી."

તંબુની બાજુમાં કોઇનાં અસ્ફૂટ પગલાં સાંભળી સરદાર કંઇક સંશય-યુક્ત થઇ બહાર નીકળ્યો, અને આસપાસ દ્રષ્ટિ કરતાં કાંઇ નજરે નહીં પડવાથી પાછો સ્વસ્થ ચિત્તે પલંગ ઉપર બેસી ગયો, અને બોલ્યો :

"કોઈ નથી. હવે સત્ય કહો કે તમે કોણ છો ?"

"પ્રથમથીજ આપને નિવેદન કરી ચૂકી છું કે નૃત્ય ગાન ઉપર ગુજારો કરનાર હું એક ગરીબ ગાનારી." નાયિકાએ પ્રતિઉત્તર દીધો.

"ગાનારી નહિં, પરંતુ ગુપ્ત ચર્ચા જોઇ દુશ્મનના કંઠમાં કાણું પાડનારી કાતીલ કટારી !" સરદારે કટાક્ષ કરી કહ્યું.

"માફ કરો હુજૂર ! એ આપનું ધારવું તૂત છે !" નાયિકા બોલી.

"પણ તમારૂં ભયભિત હૃદયજ તેમાં સાક્ષીભૂત છે !" સરદારે સામો સ્ફોટ કર્યો.

"અહો ! આ કેવી ભ્રમણા !" નાયિકા બોલી.

"વેષ ધારણ કરી પછી તે ભજવવામાંજ મોટી વીટંબણા !" સરદાર શાન્તિથી બોલ્યો.

"ત્યારે આપજ કહો ખસૂસ, કે હુ કોણ ?" નાયિકાએ પૂછ્યું.

"અમારો ભેદ જાણવા ઇચ્છનારી ભયંકર જાસૂસ, અથવા ઝેરી બાણ !" સરદારે પ્રતિઉત્તર આપ્યો.

"કેવો મિથ્યા સંશય !" નાયિકા બોલી.

"સંશય નહિ પણ સાચો ભય ! કોમળાંગી અબળા, અરે ! સાચા સબળા ! ઝાઝી ટપાટપી હવે જવા દો, ને સત્ય સ્વરૂપનો સ્ફોટ થવા દો. શંકરને છળવાં સતીએ ધારણ કરેલા વેષ જેવોજ આ તમારો વેષ છે, અને અમારો

ગુપ્ત ભેદ જાણુવા માટેજ આ છાવણીમાં તમારો પ્રવેશ છે!" સરદારે ખુલ્લી રીતે જણાવ્યું.

સરદારના આવા શબ્દો સાંભળી નાયિકાનું પ્રફુલ્લિત મુખમંડળ ઝાંખું પડી જઈ તેના ઉપર પરસેવાનાં બિંદુ બાઝી ગયાં. ભયથી તેનું આખું શરીર રોમાંચિત થતું હોય તેવો ભાસ થવા લાગ્યો. થોડીવાર સુધી તે નિર્વાક્ થઇ ગઇ, અને પછી છેક નરમ થઇને બોલી :

"મારૂં ન માનો તો આપ માલીક છો, પણુ હું તો......"

"ચતુર ચપળા, ચાતુરી ત્યાગો, અને સત્ય બોલી અભયદાન માગો. તમારૂં આ પોગળ પ્રગટ કરવામાં પ્રત્યક્ષ પુરાવા રૂપ તમારા અંબોડામાં છુપાયલી પેલી પ્રાણુઘાતક નાગણુ પોતાની જીભ્હા કેવી લટકાવી રહી છે તે જુઓ!" નાયિકાના અંબોડા તરફ આંગળી કરીને સરદાર વચમાં બોલી ઉઠ્યો.

"હુજૂરે આલા! એમાં શી મહત્વની વાત, અને એ નાની કટારીની શું વિસાત! મારી પ્રિય સખીએ તે મને ભેટ આપી છે. નાયિકાએ પોતાના અંબોડા ઉપરના વસ્ત્રનો ખસી ગયેલો છેડો સંકોરતાં કહ્યું.

"પણુ નાયિકાને તો તે એક વેઠ જેવી છે! અહો! પુરૂષમાં ફરનારી, પ્રસિદ્ધ ગાનારી, નિર્બળ નારી, અને તેનીજ પાસે આવી ગુપ્ત કારી કટારી! કેવી અજાયેબ વાત!" સરદાર અચંબો પામીને બોલ્યો.

"વાહ! આટલા ઉપરથી જ આપ મારા ઉપર શકની નજરે જુઓ છો? શું યુવાન બાળાઓ પોતાના અંબોડામાં કટારી હાલ નથી રાખતી?" નાયિકા બોલી.

"હા! રાખે છે! પણુ તે કઈ બાળા? વીરાંગના કે વારાંગના? શિયળનું પ્રાણુની પેઠે રક્ષણુ કરવા ઇચ્છનારી સાચી રજપૂત બાળા શિવાય એક નર્તકીના અંબોડામાં આવી નાજુક પણુ પ્રાણુઘાતક કટારી કદી હોય ખરી? નાયિકાને શિયળભંગનો શો ભય? અહો! એ તો જ્યાં ફરે ત્યાં નિર્ભય ને નિર્ભય!" સરદાર હસીને બોલ્યો.

"પણુ હું કંઈ નીચ ધંધો કરનારી વેશ્યા નથી નામવર. માત્ર ગાનારી નાયિકા"........નાયિકાએ અટકતાં અટકતાં કહ્યું.

"તોય શું? નાયિકાને શિયળ તમારા જેટલું વહાલું કદી ન હોય! વળી અહીં જરાવાર તમને રોકવા મેં મારી ઇચ્છા હમણાં જણાવી, ત્યારે શિયળભંગના ભયથી તમે મારા ઉપર કેવી વાક્ચાતુર્યતા ચલાવી? શું આ બધા નાયિકાના ઢંગ? આવો એકાંત પ્રસંગ, અને તમારૂં આવું મજબૂત મનોબળવાળું અંગ? વાહ્ વાહ્! હસીનાજાન. ધન્ય છે તમારી

ખૂબીને ! કેવી ભયંકર જાસૂસી ! હમણાંજ હું પહેરેગીરોને બોલાવી તમને તુરંગમાં મોકલી દઉં છું !" સરદારે ગંભીર મુખમુદ્રા કરી કંઇક ક્રોધ દર્શાવતાં કહ્યું.

સરદારનાં ક્રોધયુક્ત વચનો સાંભળી નાયિકા કંપી ઉઠી, કયદ થવાના ભયથી લથડતા સ્વરે તે એકદમ બોલી ઉઠી: " ક્ષત્રિયકૂળદીપક ! હવે હદ થઇ ! ક્ષમા કરો ! મારૂં રક્ષણ કરો ! હું એક અનાથ"........

નાયિકાનો એકાએક ગભરાટ જોઇ સરદાર ખડખડ હસી પડ્યો, અને દઢતા પૂર્વક વચમાં બોલ્યો : "સુંદરી, તમારૂં રક્ષણ ! તમારો રક્ષણહાર, અનંત સૃષ્ટિનો રચનાર બળવાનથી પણ બળવાન, એક મહાયોદ્ધો આપણા બેની વચ્ચે હમણાં જ અંતરિક્ષથી આવી ઉભો છે, અને સત્યાસત્ય સમજી તમને સાહાય્ય કરવાની તે હવે મને પ્રેરણા કરે છે ! કોઇ કમ્બખ્તની તાકાત નથી કે તમારા એક વાળને પણ વાંકો કરી શકે ! "

તંબૂની બહાર ફરીથી સહજ ખડખડાટ સંભળાયો. શંકાશીલ બનેલા સરદારે ઝડપથી પોતાની તલવાર હાથમાં લઇ તેને મિયાનમાંથી બહાર ખેંચી કહાડી, અને નાયિકાને નેત્રસમશ્યાથી બેસવાનું સૂચવી તંબુની બહાર કોણ છૂપાયું છે તેની તપાસ કરવા તે ગયો.

---

## પ્રકરણ ૨ જું.

---

### પ્રેમરક્ષા કે પાત્રપરીક્ષા ?

થોડીવારે તે રજપૂત સરદાર તંબૂમાં પાછો આવ્યો અને તલવાર મિયાન કરતાં નાયિકાના સામું જોઇ હસીને બોલ્યો :

" સુંદરી, બહાર કોઇ નથી. અહીંયાં તમે કેવળ નિર્ભય છો. જુઓ ! આ મોગલ છાવણી છે, અને હું પણ મોગલ સૈન્યનો એક સરદાર છું, એમ જાણી કોઇ પણ પ્રકારની આશંકા કરશો નહિ; જો કે મોગલ શહેનશાહની નોકરી મેં કેટલાંક કારણસર હાલ સ્વીકારી છે એ વાત ખરી; પરંતુ હું એક હિંદુ છું, અને શુદ્ધ ક્ષત્રિય કૂળમાં ઉત્પન્ન થયેલો હોવાથી સ્વજાતિ તરફ મારી સંપૂર્ણ સહાનુભૂતિ હોય એ સ્વાભાવિક છે. હું ધારૂં છું કે કદાચ તમે મને ઓળખતાં પણ હશો. "

સરદારનાં મિષ્ટ વચનો સાંભળી નાયિકાને કંઇક ધીરજ આવી હોય એમ જણાયું. આતુરતાથી સરદારના મુખ સામું તે જોવા લાગી, અને પોતાના કપાળ ઉપર જામેલાં પરસ્વેદ બિંદુ રૂમાલથી લૂછ્યાં. સરદારનું સરલ હૃદય જોઇ તેના તરફથી દગો નહીં થવાની હવે તેને ખાત્રી થવા માંડી.

તો પણ હૃદયનો ભેદ તત્કાળ ખુલ્લો કરવા તેની ઇચ્છા થઇ નહિં; તેથી ધીમા અને મૃદુ સ્વરે અચકતાં અચકતાં તે બોલી.

" આપને...હું...કઇ...રીતે...ઓળખાવી...શકું ? "

" અને ઓ ! કૃત્રિમ હસીના ! હું તમને કઇ રીતે મનાવી શકું ? અરે ઇશ્વર ! ત્રિયા હઠ તે આનુંજ નામ !" સરદાર કંટાળીને બોલ્યો.

" અને રાજહઠનું પણ આવું જ કામ ! શાન્તિથી રસ્તે જનાર રંક અબળાને બળજોરીથી રોકવી, એમાં પણ રજપૂત વીરનું નામ ! " નાયિકા સ્મિત હસીને બોલી.

" આ તે ચતુરાઈ કે ચોરી પર શીરજોરી ? પોતાના દોષને દબાવી સામાનો દોષ દર્શાવવાના શબ્દોની સફાઈ! હઠીલી હસીના, જ્યાં સુધી તમારો સત્ય ભેદ હું જાણી શકીશ નહિં, ત્યાં સુધી આ છાવણીમાંથી જવાની આશા રાખશો નહિ. " સરદારે કૃત્રિમ ક્રોધ દર્શાવીને કહ્યું.

થોડીવાર સુધી નાયિકા ગંભીર વિચારમાં ગરક થઇ નિરૂત્તર રહી, અને પછી કંઇક લજ્જાસ્પદ મુખે બોલી :

" ત્યારે હવે આપની આજ્ઞાને મારે આધીન થવું જોઇએ કેમ ? આપના સરલ હૃદયમાં મારા સત્ય સ્વરૂપને છૂપાવાનું સ્થાન મળી શકશે ? "

" બેશક. નિર્ભય રહો. શ્રી એકલીંગજીની આજ્ઞાથી કહું છું કે, હું તમારી સાથે દગો કરનાર નથી. " સરદાર ગંભીર મુખે દ્રઢતાથી બોલી ઉઠયો.

" બસ બહુ થયું મારા માનવંતા સરદાર. હવે આ દાસીનું હૃદયદ્વાર ખુલતાં ઝાઝી વાર નથી ! " નાયિકાએ સ્નેહપૂર્વક જણાવ્યું.

" ત્યારે પ્રથમ એ કહો કે હું કોણ છું ? " સરદારે આતુરતાથી પૂછ્યું.

" મેવાડના મહારાણા ઉદયસિંહના પ્રિય સખા ભારતસિંહ ! " તંબુના ચારે ખૂણા તરફ નજર ફેરવતાં નાયિકાએ પ્રતિ ઉત્તર આપ્યો.

" વાહ ! ધન્ય છે નાયિકા તમને ! લકનૌના લહરી બજારમાં રહીને તમારી દ્રષ્ટિ ઠેઠ ચિતોડના રાજમહાલય સુધી પહોંચી વળેલી જણાય છે ! " સરદારે મુછમાં હસી કહ્યું.

" એમજ છે હુજૂર, કેમકે અમારૂં ફરવું હરકોઇ રાજસ્થાનમાં થાય છે. " નાયિકાએ મુખ ઠેકાણે રાખીને પ્રતિઉત્તર દીધો.

" પણ ચિતોડમાં તમે મને ક્યાં જોયેલો, કે આમ એકદમ ઓળખી લીધો ? " સરદારે પૂછ્યું.

" મહારાણાના પ્રતાપી સ્વર્ગસ્થ સેનાધિપતિ જયમલસિંહને ત્યાં ઘણી વાર મારાં ગાયનો આપને મેં સંભળાવ્યાં છે. " નાયિકાએ જવાબ દીધો

" આ વાતને કેટલી મુદ્દત થઈ ! " સરદારે પ્રશ્ન કર્યો.

"ચારેક વર્ષ." નાયિકા બોલી.

આ રજપૂત સરદાર કે જેનું નામ ભારતસિંહ હતું, તે નાયિકાનાં આ વચનો સાંભળી થોડીવાર સ્તબ્ધ થઇ તેના મુખ સામું જોઇ રહ્યો, અને પછી આનંદાવેશથી એકદમ પલંગ ઉપરથી ઉછળી પડી બોલ્યો :

"અહો ! કોણ પ્રભાવતી ? ! તુંજ મારા પૂજ્ય પિતાશ્રીના પરાક્રમી મિત્ર જયમલસિંહની પાલક પુત્રી ? મારી ધારણ આખરે ખરીજ પડી !"

"હા, મારા રક્ષણહાર ! હું તેજ પ્રભાવતી કે જેને આપ એક વખત ખરા પ્રેમથી ચાહતા હતા. કાળ વિક્ષેપ થઇ કળીનું પ્રાબલ્ય વધવા છતાં આ પ્રભાવતીની પ્રભા હજુ સુધી બદલાઇ નથી, પરંતુ આપ રજપૂત સૈન્યના અગ્રગણ્ય, અને મોગલ શહેનશાહના શત્રુ છતાં તેનાજ પક્ષમાં ભળી ભારતસિંહના સ્વારથસિંહ શાથી બન્યા ? સ્વામીનિષ્ઠ રહી સ્વદેશસેવા કરવામાં આપને કયું વિઘ્ન આડે આવ્યું ?" પ્રભાવતીએ પોતાનું સત્ય સ્વરૂપ ખુલ્લું કરી કહ્યું.

"પ્રિય પ્રભા ! મારી વહાલી પ્રભા ! એ સુખદાયક સમયનું સ્મરણ કરાવી મને વૃથા કલેશ શા માટે ઉત્પન્ન કરાવે છે ? મારા નસીબમાં જગનિયંતાએ જે કષ્ટ નિર્માણ કર્યું હશે તે કોણ મિથ્યા કરી શકે ?" ભારતસિંહે મ્લાન મુખમુદ્રાથી કહ્યું.

"શું અહીં પણ આપને કોઇ પ્રકારનું કષ્ટ છે ખરૂં ?" પ્રભાવતીએ પૂછ્યું.

"બાદશાહની મારા ઉપર કૃપા હોવાથી હું શરીરે સુખી જણાઉં છું, પરંતુ એક પ્રકારના માનસિક કષ્ટથી હમેશાં પીડાઉં છું. અને તે કષ્ટનું મૂળ રણથંભોરનો સરદાર સુરજનસિંહ છે." ભારતસિંહ બોલ્યો.

"અરે ! સુરજનસિંહજ આપના પ્રતિપક્ષી છે ?" પ્રભાવતી ખિન્ન હૃદયે પૂછવા લાગી.

"હા, એજ દુષ્ટે મારી ભાવી શુભ આશાઓ ભક્ષી છે. અનિચ્છાએ મોગલોના દાસત્વની સ્થિતિએ મને પહોંચાડનાર એજ પાપી પ્રતિપક્ષી છે !" ભારતસિંહ ક્રોધકંપિત સ્વરે બોલ્યો.

"તે કઇ રીતે ?" પ્રભાવતી પૂછવા લાગી.

"ગત વાર્તાનું વિવેચન કરવાથી કાંઇ ફળ નથી, પરંતુ તારી ઇચ્છા છે તો ટૂંકામાં કહું છું. ચિતોડગઢનું રક્ષણ કરવામાં તારા પાલક પિતા પ્રસિદ્ધ જયમલસિંહનો હું સહાયક હતો, અને તે સમયે અકબરે હીચકારૂં કૃત્ય કરી ગુપ્તપણે છોડેલી ગોળીના પરિણામે તેઓ સ્વર્ગમાં સિધાર્યા. હું તથા બીજા રજપૂત સૈનિકો બાદશાહની સામા છેવટ સુધી લડ્યા, પરંતુ તેઓ સર્વે રણમાં પડ્યા, અને એ જગવિખ્યાત કિલ્લો અકબરના હાથમાં ગયો.

બાજી બગડેલી જોઇ નવીન સૈન્ય મેળવી ફરી યુદ્ધ કરવાની ઇચ્છાએ હું અરવલ્લી પર્વતમાં ગુપ્ત રહેલા મહારાણા પાસે ગયો, પરંતુ ત્યાંએ દુર્જન સુરજને મારી ધારણા પાર પડવા દીધી નહિં. અને મારા વિષે રાણાને આડું અવળું સમજાવી મારૂં મોટું અપમાન કરાવી મને ત્યાંથી કહાડી મૂકાવ્યો! હાય! એ અપમાનનો બદલો લીધા વિના હું કદાપિ રહેનાર નથી. રણથંભોરનો કિલ્લો હાલ સુરજનના સ્વાધીનમાં છે, પરંતુ તેના ઉપર હવે થોડા દિવસમાં મુગલાઇ નિશાન ફરકતું થશે, અને મારૂં માનભંગ કરનાર અભિમાની સુરજનનું શીર મારા તીક્ષ્ણ ભાલા ઉપર લટકતું થશે! સગાઇના કે સ્વજાતિના સંબંધની મને દરકાર નથી!" હોઠ ઉપર દાંત પીસતાં પીસતાં ભારતસિંહ બોલ્યો.

"વૈરની ઝુમમાં ઉશ્કેરાયેલા ઝનુની રજપૂત! જરા શાન્ત થાઓ. સાવધ થાઓ. આપને થયેલા અપમાનને બદલે સુરજનનો સંહાર કરવાજ આપે બાદશાહની નોકરી સ્વીકારી છે કે?" ગંભીર મુખમુદ્રા કરી પ્રભાવતી પુછવા લાગી.

"હા. સુરજનનો શિરચ્છેદ એજ મારી અંતિમ ભાવના, અથવા ભેદ છે. જો કે હું એક હિંદુ રજપૂત, અને વળી પ્રથમ પ્રતિસ્પર્ધી હોવા છતાં સમદ્રષ્ટિવાન શહેનશાહ અકબરે મને સાહાય્ય આપી મારા ઉપર અનુગ્રહ કર્યો છે, અને હજુ વિશેષ અનુગ્રહ કરવાની પોતાની ઇચ્છા તેણે મને જણાવી છે. પરંતુ મારાં સગાં સંબંધી અને શૂરવીર શીશોદિઆ રજપૂતોથી હું હમણાં ત્યજાયેલો હોવાથી આ યુદ્ધના અંતે બાદશાહની નોકરી કરવાની મારી ઇચ્છા નથી, તેમ બીજી કોઇ પ્રકારની લાલસા નથી. માત્ર આ દુનિઆમાં મારી એક પ્રાણાધિક વહાલી અમૂલ્ય વસ્તુ છે, તેને મેળવવા તન, મન, અને ધનથી પ્રયત્ન કરીશ. તેમાં સફળ થઇશ તો ઠીક, નહિં તો કાશી ગયાજી જેવા તીર્થક્ષેત્રોમાં જઇ શીર મુંડાવી અવધુત્ દીક્ષા ગ્રહણ કરીશ, અથવા તો કોઇ અન્ય રીતે દેહનું દમન કરી દેશવિદેશ ભટકતો ફરીશ." ભારતસિંહે પોતાની અંતિમ ઇચ્છા જણાવી.

"આપની વહાલી વસ્તુ કઇ છે તે કહેશો?" પ્રભાવતીએ આતુરતાથી પૂછ્યું.

"સંગીતકળાનિપૂણ સુંદર પ્રભાવતી!" ભારતસિંહે પ્રતિઉત્તર આપ્યો.

"તે પ્રભાવતી હું જ કે કોઇ બીજી?" પ્રભાવતીએ ફરીથી પ્રશ્ન કર્યો.

"હા તે તુંજ પ્રભાવતી! અથવા સાક્ષાત્ રતિ! બીજી કોઇ નામધારી પ્રભાવતી આ ભારતસિંહના ભગ્ન હૃદયને પુનઃ સજીવન કરી શકે તેમ નથી!" આતુરતાથી ભારતસિંહે આ શબ્દોનું ઉચ્ચારણ કર્યું.

" ક્ષમા કરો, ભારતસિંહજી ! મારૂં શરીર તો એક ખરા રાજ્યભક્ત અને સ્વદેશભક્ત માટે છે; સ્વજાતિથી પરાઙ્મુખ થઇ શત્રુને મળેલા કાયર પુરૂષને માટે નથી ! સ્વાર્થી રજપૂત ! જરા વિચાર કરો કે એક સુરજનના શીરને બદલે તમે કેટલા શૂરવીર ક્ષત્રીઓનો સંહાર કરાવશો ? રણથંભોરની રણભૂમિમાં કેટલું લોહી વહેવરાવશો ? કેટલી નિર્દોષ બાળાઓનાં સૌભાગ્ય ઉતરાવશો ? અને એવા એવા બીજા કેટલા અત્યાચારો કરાવશો ? હાય, હાય ! કેવું અઘોર પાતક ! તમારૂં હૃદય કેવું ઘાતકી ! રજપૂતનું જીવન રજપૂતનો નાશ કરવા માટે ? અને રજપૂતની તલવાર સ્વજાતિનું જ શીર છેદવા માટે ? એક વ્યક્તિએ કરેલા અપરાધના બદલામાં આખા દેશને પાયમાલ કરવા તત્પર થયેલા ઓ અવિચારી રજપૂત ! તમારા સાહસિક હૃદયમાં કાંઈ ભૂત તો ભરાયું નથી ? આવા અઘોર પાપપૂંજમાં પડતું મૂકતાં પહેલાં યાદ રાખો કે હાલ તમે ક્રોધને વશ થઇ જે કાંઈ કુકર્મ કરી નાખશો, તેનું પ્રાયશ્ચિત છે જ નહિ ! આખા રાજસ્થાનમાં વીર પુરૂષ તરીકે પંકાયેલા ભારતસિંહ તરફ સમગ્ર ભારતવર્ષ અવિશ્વાસની નજરે જોશે; અને અંતે ખુદ બાદશાહ પણ તેમને વખોડશે. એ રીતે આખું જગત્ તમારા તરફ ધિક્કાર વર્ષાવશે !" ક્રોધકંપિત સ્વરે પ્રભાવતીએ જણાવ્યું.

પોતાના દ્રઢ નિશ્ચયમાં અવરોધ રૂપ પ્રભાવતીનાં આ વચનો સાંભળી ભારતસિંહનું મુખ કરમાવા લાગ્યું. ધીમે ધીમે તેના ક્રોધી અંતઃકરણમાં શાન્તિનો વાયુ પ્રસરતો હોય એમ જણાયું. દ્વેષાગ્નિની પ્રસરેલી જ્વાળાઓ સખ્ત ઉપદેશામૃતનાં પડેલાં ઝાપટાંથી શીતળ થતી જણાઇ. તેનું આખું અંગ જાણે શિથીલ થઇ ગયું હોય, તેમ છેક નરમ થઇ કેટલીક વાર સુધી નીચું માથું કરી તે નિરૂત્તર રહ્યો. પ્રભાવતીએ વક્ર દ્રષ્ટિથી જોયું તો તેની બન્ને આંખો જળથી ભરાઇ ગઇ હતી. તુર્તજ બીજી બાજુએ ફરી પોતાના મુખને તેણે લૂછી નાખ્યું, અને મહા મુશ્કેલીથી ગળગળા સ્વરે તે બોલ્યો :

" પ્રભા ! મારી વહાલી પ્રભા ! હવે બસ કર. દુઃખીને વધારે દુઃખી ન કર. શું મને દુઃખ દેવાને માટે તું અહીંઆં આવી છે ? "

" નહિ, દુઃખ દેવાને માટે નહિ પરંતુ આપ જેવા પ્રભાવશાળી વીર પુરૂષને સન્માર્ગે વળવાનો સદ્બોધ કરવા. એક કિંમતી કોહીનુરને કાળો કોયલો બની કલંકિત થતાં અવરોધ કરવા. મારી પૂજ્ય અધિષ્ઠાત્રી દેવીની આજ્ઞા મુજબ શત્રુ મિત્રનો શોધ કરવા, અને આખા રાજસ્થાન ઉપર આવનાર આપત્તિનું દિગ્દર્શન કરાવી સર્વ સ્થળે ઉદ્યોત્ કરવા !" પ્રભાવતીએ સત્ય પ્રતિઉત્તર આપ્યો.

ભારતસિંહ હવે છેક નરમ થઇ દબાઇ ગયો. પ્રભાનો પ્રભાવ તેના અંગેઅંગમાં સંપૂર્ણ રીતે પ્રસરાઇ ગયો. અંતઃકરણથી તેણે એક ઉંડી હાય મારી, અને પછી પોતે કરેલા માનસિક મહાપાપને માટે પસ્તાવો કરતો હોય તેવી રીતે ખેદિત વદને નમ્ર થઇ બોલ્યો: "પ્રતાપી પ્રભા, હું પણ એક રજપૂત છું. મારા કુળને કલંક લાગે તેવું કૃત્ય હું કરીશ નહિ. પણ તારો વૃત્તાંત તું હજુ સુધી શા માટે ગુપ્ત રાખે છે?"

"મારો વૃત્તાંત ટૂંકો છે. તમારી પેઠે તે દ્વેષાગ્નિથી ભરેલો નથી. પિતાના સ્વર્ગવાસ પછી હું એક પ્રતાપી દેવીના આશ્રયમાં રહી ત્યાં મારૂં જીવન કુમારી અવસ્થામાં નિર્ગમન કરૂં છું, અને ત્યાં હું સર્વ વાતે સુખી છું." પ્રભાવતીએ ટૂંકમાં પતાવી દીધું.

"ત્યારે શું હું તારા પ્રેમને પાત્ર નથી?" આતુરતાથી ભારતસિંહ પૂછવા લાગ્યો.

"એ પ્રશ્નનો પ્રતિઉત્તર હમણાં આપી શકાય તેમ નથી. ચાલતા વિષયને ત્યજી અન્ય વિષય શા માટે ગ્રહણ કરવો જોઇએ? આપની પાસેથી મારે એટલુંજ જાણવાની ઇચ્છા છે કે કોઇપણ શીસોદિયા રજપૂતે પોતાના એક સ્વજાતિય શત્રુને હણવા પ્રતિસ્પર્ધિ શત્રુનો આશ્રય લીધાનું કોઇ વખત આપે સાંભળ્યું છે?" પ્રભાવતીએ મુદ્દાની વાત ઉપર આવી તેના હૃદયનો ભેદ ખુલ્લો કરાવવા સામો પ્રશ્ન કર્યો.

"પવિત્ર સુંદરી! તારાં મર્મ વાક્યો તો મને કેવળ સ્તબ્ધ બનાવી મૂકે છે. મને ક્ષમા કર. આ ક્ષાત્રધર્મી ઉપદેશથી તારા અલૌકિક ગુણોની મેં પિછાન કરી છે, અને સુરજનને હણવાના ઉદ્દેશથી મેં ખેંચેલી શમશેર હમેશને માટે મિયાન કરી છે! તારી મનોભાવના જેવી નિર્મળ છે તેવીજ હવે મારી પણ છે!" સરલહૃદયે ભારતસિંહે આ વાક્યો ઉચ્ચાર્યાં.

"ત્યારે ઓ! મારા વહાલા પ્રાણપતિ! આ પ્રભાવતી હમેશાં તમારીજ છે!"

ઉન્મત્ત સ્ત્રીની પેઠે પ્રભાવતી ઉછળીને ભારતસિંહના અંકમાં જઇ પડી. પ્રેમીયુગલ થોડીવાર સુધી એકમેકને વિંટલાઇ રહી પોતાનાં પ્રેમી નેત્રોમાંથી પ્રેમ વહેવરાવવા લાગ્યાં.

* * * *

મધ્યરાત્રિનો સમય વ્યતિત થઈ ગયો હતો. છાવણીની આસપાસ ફરતા પહેરેગીરો નિદ્રાવશ સૈનિકોને સાવધ રહેવા પોકાર કરતા સંભળાતા હતા.

સિવાય સઘળું શાન્ત હતું. પ્રભાવતી અને ભારતસિંહ આ વખતે તંબૂના એકાંત ઓરડાની અંદર જઇ કાંઇક ગુપ્ત ગોષ્ટિ કરતાં હતાં. કેટલીકવારે તેઓ ધીમે ધીમે વાર્તાલાપ કરતા તંબૂના દ્વાર આગળ આવ્યાં, અને પ્રભાવતી ખુલ્લા સ્વરે બોલી: " હવે મને રજા છે કે હુજૂર ? "

" હા. પધારો હસીનાજાન. આજના જલસામાં તો તમે અમને ખૂબ આનંદ આપ્યો." મલકાતે મુખે ભારતસિંહ બોલ્યો.

" એ બધી આપ જેવા કદ્રદાન ઉમરાવોની ખૂબી છે. અમે નાયિકાઓ માત્ર નૃત્યગાન કરી જાણીએ, પરંતુ અમારા સંગીતનો મર્મ સમજી કદ્ર કરનાર આપ જેવા સુજ્ઞ ગ્રાહક મળવા મુશ્કેલ." પ્રભાવતીએ હસીને ઉત્તર આપ્યો.

" ગુણવાનના ગુણની કદ્ર ગમે ત્યાં થાય છે. પણ હવે આવો બીજો જલસો ક્યારે થશે ? " ભારતસિંહે મર્મમાં પૂછ્યું.

" પરવરદિગારની ઇચ્છા હશે ત્યારે. દાસી કાંઇ આપનાથી દૂર નથી. અને આપના પવિત્ર બોલ......" નાયિકા આગળ બોલતાં અટકી.

" એજ રજપૂતનો કોલ." ભારતસિંહે દ્રઢતાથી પ્રતિઉત્તર કર્યો.

મૃગના જેવાં અણિઆળાં નાજુક નેત્રોમાંથી કટાક્ષબાણ ફેંકતી, મલકાતા મુખે મંદમંદ હાસ્ય કરતી, હરિણી સમાન ચાલ ચાલતી નાયિકાનો સ્વાંગ ધારણ કરનારી પ્રભાવતી, તંબમાંથી નીકળી પોતાના સંકેતસ્થાન તરફ ચાલતી થઇ. છાવણીમાં ફરનારા પહેરેગીરો તેને લકનૌની નાયિકા તરીકે ઓળખતા હોવાથી માર્ગમાં કોઇએ તેને અંતરાય કર્યો નહિં. તેના ગયા પછી ભારતસિંહ એકલો તંબૂમાં આમ તેમ આંટા મારતાં પોતાના મન સાથે બોલવા લાગ્યો :

"અહા ! ક્રોધ ! તું જ સર્વે ક્ષત્રિઓના વિનાશનું મૂળ છે. જગતના અંતમાં જડ ચૈતન્યનો પ્રલય કરનારા ત્રિલોચનનું ત્રીજું લોચન યા ભયંકર ત્રિશૂળ છે, અને તારે વશ વર્તી કોઇ પણ કાર્ય કરનારા કમબખ્તોના કિસ્મતમાં અંતે ધૂળની ધૂળ છે. સારૂં નરસું સમજવાની શક્તિ હોવાનું ગુમાન ધરાવનાર હું એક પ્રસિદ્ધ પુરૂષ છતાં તેં મને પ્રથમ ભ્રમમાં નાખી ભૂલાવ્યો. પણ આ જ મારી પવિત્ર હૃદયદેવીએ તારા દુષ્ટ પ્રાણઘાતક–પંઝામાંથી બહાર કહાડી મોટા કલંકમાંથી બચાવ્યો છે ! મારા ભગ્ન હૃદયમાં ઉન્નતિની આશાજ્યોત હવે હું જગાવું છું, માનસિક પાપનો પશ્ચાત્તાપ પ્રભુને જણાવું છું, અને મોગલોના હીતમાં તત્પર થયેલી મારી તલવાર ! તારી તીક્ષ્ણધારને હું હમણાંજ બુઠ્ઠી બનાવું છું ! "

તંબૂની બહાર ગુપચુપ થતી વાતચિતનો સહજ ધ્વનિ એકાએક ભારતસિંહના કર્ણમાં આવી અથડાયો. તુર્તજ તેના વિચારનાં વમળ તૂટી ગયાં. તેની ખાત્રી થઇ કે નાયિકા સાથે તેને થયેલી વાતચિત કોઇએ ગુપ્ત રહી સાંભળી છે. પલંગ ઉપર પડેલાં પોતાનાં ચસ્મશસ્મ તેણે હાથમાં લીધાં, અને તંબૂની બહાર નીકળી ધીમે ધીમે પગલાં ભરતો ને ધ્વનિ તરફ ચાલ્યો. તે જ ક્ષણે કૃષ્ણવસ્ત્રધારી બે ભયંકર આકૃતિઓ બાદશાહના તંબૂ તરફ ન્હાસતી તેના જોવામાં આવી. થોડે દૂર સુધી તે તેની પાછળ પકડવા સારૂ દોડયો, પણ તેનો પ્રયાસ વ્યર્થ ગયો. દૂરના રસ્તાની બાજુએ ઉભેલા એક પહેરેગીરની નજીક થઇ તે બન્ને આકૃતિઓ ઝડપથી પસાર થતી હતી, તેથી તે પહેરેગીરને તેણે પકડવાનો હુકમ કર્યો. અને આજ્ઞા પ્રમાણે તે પહેરેગીરે તે બન્ને આકૃતિઓને માર્ગમાં આગળ વધતાં અટકાવી; પરંતુ ન્હાસતાં (તે આકૃતિઓએ) કરેલી સંજ્ઞાના પરિણામે તે પહેરેગીર એકદમ ચમકયો; અને ત્યાંથી આઘો ખસી જઇ તે માર્ગમાંથી કોણ જાણે કયાંયે છૂપાઇ ગયો! બન્ને આકૃતિઓ પણ તેની સાથે જ અદૃશ્ય થઇ ગઇ! અને તેને પકડવાના પ્રયત્નમાં નિષ્ફળ થયેલો ભારતસિંહ નિરાશ થઇ પોતાના તંબૂમાં પાછો આવ્યો. ત્યાં એ ભયંકર વ્યક્તિઓ કોણ હશે તેના વિચારમાં ગંભીરપણે ફીકરમંદ ચિત્તે પલંગમાં પડી નિદ્રાવશ થયો. થોડીવારે બહાર થતી ગરબડ સાંભળી તે ઝબકીને જાગી ઉઠયો, અને જોયું તો પોતાનો તંબુ કેટલાક શસ્ત્રધારી સૈનિકોથી ઘેરાયેલો દીઠો!

---

## પ્રકરણ ૩ જું.

### સાહસિક લુંટારો.

ભારતસિંહના તંબૂમાંથી નાયિકા રૂપે નીકળેલી પ્રભાવતી માર્ગમાં મળતા પહેરેગીરોને તેમણે પૂછેલા પ્રશ્નના મધુર શબ્દોમાં ઉડાવનારા પ્રતિઉત્તરો આપી મોહીત કરી મોગલ છાવણીમાંથી લગભગ બે માઇલ સુધી પહોંચી ગઇ. રણથંભોર તરફ જવાનો તેનો ઉદ્દેશ જણાતો હતો, અને તે કિલ્લો ત્યાંથી માત્ર ત્રણ માઇલ દૂર હતો. છાવણીમાં તેના વિદાય થયા પછી ઉઠેલી ગરબડથી તે કેવળ અજ્ઞાત હતી, તોપણ વખતે પાછળથી તેના ઉપર શક ધરાવનાર કોઇ મોગલ જાસૂસ ત્યાં સુધી આવી તેને પકડી લે, એવો ભય તેના મનમાંથી સમૂળગો ગયો નહોતો. ચારે બાજુએ તીવ્ર દ્રષ્ટિપાત કરતી વનની ઘીચ ઝાડીઓમાં લપાતાં છૂપાતાં તે પોતાનો માર્ગ કાપતી હતી. પાછલી

રાત્રિનો સમય હતો. ચંદ્રનો પ્રકાશ વનવૃક્ષની ઘટાઓમાં થઇને મંદમંદ પડતો હતો. પ્રભાવતીના મનમાં આ વખતે અનેક તુરંગો ઉત્પન્ન થતા હતા. પોતાના પ્રિય ભારતસિંહને સુરજનસિંહ સાથે થયેલી શત્રુતા ટાળવાના કઠિણ કાર્યમાં તે સફળ થઇ હતી, અને એ શુભ વૃત્તાંત તે સમયના પોતાના પાલક પિતા સુરજનસિંહ તથા તેની પવિત્ર પત્ની ચંદ્રાની આગળ પ્રકાશ કરવા તે અત્યંત ઉત્સાહી બની હતી. ચિતોડના સ્વર્ગસ્થ સરદાર જયમલસિંહને ત્યાં ભારતસિંહ પ્રથમ વખતો વખત જતો હતો, ત્યારથીજ આ સ્વરૂપવાન સુંદર બાળા તેને ચાહતી હતી. લાંબી મુદ્દતે પોતાનો પ્રિયતમ મળવાથી આજ તેનું વિરહી હૃદય કંઇક શાન્ત થયું હતું. આનંદાવેશથી તે પોતાના મન સાથે વિચારવા લાગી:

"હા! ભારતસિંહ તમે મહાન્ ચતુર અને શૂરવીર રજપૂત છો. કૃત્રિમ વેષધારી નાયિકાના સ્વાંગમાં પણ તમે મને ઓળખી કહાડી. રાજસ્થાનના અનુપમ રત્ન! હું જાળવીને તમારૂં જતન કરીશ. અને ઓ મારા વહાલા! લક્ષ્મી કે અધિકારની તુચ્છ લાલસામાં લુબ્ધ થઇ ક્ષાત્રતેજવિહીન થશો નહિઃ શીસોદિયા કુળને કલંકિત કરશો નહિ, અને આ દીન દાસીને કદાપિ વિસરશો નહિ. વીરપુરૂષ, હું હમેશાં તમારી જ છું!"

ધીમે ધીમે અંધકારમાં આગળ વધતાં વળી તે બોલવા લાગી: "સ્વર્ગમાં વસનારી સુંદર અપ્સરાઓ પણ જે શૂરાઓ રણમાં મરે છે તેને ઉલ્લાસથી વરે છે. અને કાયર પુરૂષ બીજા સેંકડો ગુણોથી યુકત હોય તોપણ તેને પરહરે છે. સ્વજાતિય અને સ્વધર્મનું ગુમાન ધરાવનાર માનવ મોટા દેવ તુલ્ય છે, સૃષ્ટિમાં અને સ્વર્ગમાં તેનું મહા મૂલ્ય છે, સ્વધર્મનો ત્યાગ એજ માનવની અધોગતિનો માર્ગ છે. મારા હૃદયમાં સ્વધર્મ ગૌરવની જ્યોત જાગી છે, અને એ પ્રદિપ્ત થયેલી પ્રકાશમાન્ જ્યોતના પરિણામે જીવનની આશા પરિત્યાગી મારા ભારતસિંહની ભૂલ મેં ભાગી છે. સર્વ શકિતમાન પ્રભો! કાર્ય સફળ કરજે, અને ઉત્તમમાં ઉત્તમ ભાવનાઓથી હમેશાં તેમનું હૃદય ભરજે."

પ્રેમ અને શૌર્યના હૃદયપટમાં પડેલા પ્રકાશના પરિણામે તે પોતાનો માર્ગ કંઇક ઉલ્લાસપૂર્ણ હૃદયથી કાપતી હતી. તેવામાં પાછળથી દોડતા આવતા અશ્વની પડઘીઓ સાંભળી તે એકદમ ચમકી, અને પાછું વળી જોયું તો પાંચ હથિઆરબંધ મોગલ સ્વારો પોતાની સમીપમાં આવી પહોંચેલા તેની દ્રષ્ટિએ પડયા! ભયથી વિહ્વળ થયેલી સુકોમળ બાળાનું આખું અંગ ધ્રુજી ઉઠયું! સમયસૂચકતા વાપરી એક વૃક્ષની પાછળ તે છૂપાઇ ગઇ.

રાત્રિના અંધકારને લઇને મોગલ સ્વારો તેને જોઇ શક્યા નહોતા, અને તેથી તેઓએ પોતાના અશ્વ એક નાના ટેકરા આગળ અટકાવ્યા. તુર્ત જ એક સ્વાર પોતાના અશ્વ ઉપરથી ઉતરી પડયો, અને ચંદ્રના ઝાંખા પ્રકાશમાં જમીન તરફ નીચો વળીને પગલાં તપાસતાં બોલ્યો.

"યારો! અહીંજ પગલું અટકે છે. હું ખાત્રીથી કહું છું કે તે આગળ વધી તો નથી જ."

"શુક્રલિલ્લાલ્લાહ! મોટી ખુશીની વાત! ત્યારે હવે શોધી કહાડો કે એ ક્યાં છે?" બીજો સ્વાર બોલ્યો.

"મુસ્તૂફાખાન, એ ઔરત બડી ચાલાક છે. આ ઝાડીમાં કોઇક ઠેકાણે ભરાઇ બેઠી હશે, તેથી એકદમ હાથ આવવી મુશ્કિલ છે." પહેલો સ્વાર કે જેનું નામ મુસ્તૂફાખાન હતું તેને ઉદ્દેશીને ત્રીજો સ્વાર બોલ્યો.

"હા મિયાં ઝૈનુદ્દીન, ઔરત ચાલાક તો ખરી. પણ આપણા બાદશાહ અને રાજા માનસિંહે તેની સઘળી ચાલાકી હાલાક કરી દઇ પેલા નિમક-હરામ ભારતસિંહને કયેદ કરી દીધો!" મુસ્તૂફાખાને જણાવ્યું.

"બાદશાહ બહુજ અક્કલમંદ છે. આજના જલસામાં પણ ગુપ્ત વેષે તેઓ આપણી પાસે બેઠા હતા, છતાં કોઇ ઓળખી શકયું નહિ, એમ સૌ કહે છે. વળી જલસો વેરાયા પછી પણ તેઓ રાજા માનસિંહ સાથે ભારત-સિંહના તંબૂ પાછળ છૂપાઇ રહ્યા હતા, અને આ ઔરતનો છાનો ભેદ તેમણે જોઇ લીધો." ઝૈનુદ્દીને કહ્યું.

"પણ ત્યારે એ મકરબાજ ઔરતને તેમણે આટલે દૂર સુધી કેમ સી જવા દીધી? તુર્તજ તેને પકડી લેવામાં શું હરકત હતી કે જેથી આપણે હમણાં નાહક તકલીફ ઉઠાવવી પડે છે?" ચોથો સ્વાર કે જેનું નામ કાસીમબેગ હતું તે બોલી ઉઠયો.

"કંઇક પણ કારણ સિવાય બાદશાહ સલામત તેને છટકવા દે તેવા નથી! કાંતો ભારતસિંહ તે વખતે સાવધ હોય, અથવા તો રાતની રાતમાં તે ઔરત છાવણીમાંથી આમ છટકી જવાની તેમને ખબર ન હોય." મુસ્તૂફાખાને ખુલાસો કર્યો.

"ગમે તેમ હોય મિયાં! માલીકની ભૂલ આપણે શા માટે કહાડવી જોઇએ? ઇનામ મેળવવું હોય તો આ ઝાડીમાં બારીકીથી તપાસ કરીએ, અને આપણા શિકારને પકડીએ." ઝૈનુદ્દીને વાત ટૂંકી કરવા ઇચ્છા જણાવી.

"મિયાં ઝૈનુદ્દીન, શોધ કરતાં કદાચ એ શિકાર તમારે હાથ આવ્યો તો પછી શું કરશો?" કાસીમબેગે પૂછ્યું.

"બાદશાહ સલામતની પાસે પ્રથમ રજુ કરી પછી મારી મહેનતના ઇનામ તરીકે તેને માગી લઇશ, અને મારી મહોરદાર બીબી બનાવીશ!" ઝૈનુદ્દીને જવાબ દીધો.

"વાહ મિયાં ઝૈનુદ્દીન! એ મકરબાજ હિંદવાણી તમારા જનાનખાનામાંથી તમનેજ ઝુલ્મે કરી ચાલી જશે તો?" મુસ્તૂફાખાને મશ્કરીમાં કહ્યું.

"બેવકૂફ! હું તારા જેવો નામર્દ ગદ્દો નથી કે તારી ઔરતની પેઠે તેને રખડતી મુકું!" ઝૈનુદ્દીને કંઇક ગુસ્સામાં કહ્યું.

"પણ ઓ મર્દે ખુદા! તમે તેની ચોકી કરશો કે બાદશાહની નોકરી બજાવશો?" મુસ્તૂફાખાને મુખ ઠેકાણે રાખીને પૂછ્યું.

"કમબખ્ત કૂતરા! તેની તને શી પંચાત? તારા જેવા બદશીકલ બાયલાને તો પહેલી લાત અને પછી વાત! ઇશ્કની મજાહનું તને કયાંથી ભાન! અંધેરી રાતના જેવી શાન, અને વળી ગદ્ધાની આગળ જાફરાન!" ઝૈનુદ્દીન ચીઢાઇને બોલ્યો.

"અજી વસ્લે જામ! શીકસ્લે ગુલફામ! તમારી કાતર જેવી જીભને જરા સંભાળી રાખી સીધે સીધી વાત કરો. પહેલાં હું તમને એ પૂછવા માગું છું કે એ હસીનાજાન ઔરત ઉપર તમારો એકલાનો જ હક?" મુસ્તૂફાખાને કંઇક કટાક્ષ કરીને પૂછ્યું.

"બેશક, નાપાક! ખુરમસાક! શેરે બબ્બરનો ખોરાક તારા જેવો બીકણુ શિયાળ ખાઇ શકે? હેવાનની ખાસિયત ધરાવનાર જંગલી ઇન્સાન તે ચહેરેનમૂન પરીની આંખમાં સમાઇ શકે? પ્યાર શું ચીજ છે તેની તને ખબર કયાં છે બદબખ્ત?" ઝનુનમાં આવી ગએલો ઝૈનુદ્દીન ભવાં ચઢાવીને બોલ્યો.

"ગુલામ! તુખ્મે હરામ્! પ્યારને જાણુનાર તું એકલોજ આ પૃથ્વીમાં મુઓ છે કે આવાં નાલાયક વાકય મને વારે વારે સંભળાવી મારા નરમ દીલને નાહક ગરમ કરે છે? આટલો વખત મેં તારી જબાંદરાઝી ઉપર ખામોશ રાખી, પણ હવે હું એવી ગુસ્તાખી સહન કરનાર નથી, સમજ્યો કે શયતાનજાદા!" મુસ્તૂફાખાન તલવાર ઉપર હાથ નાખી ક્રોધકંપિત સ્વરે બોલ્યો.

"કાફર બચ્ચા! તારી શી તાકત કે મારા સામું આટલું બધું બોલવાની તું હીંમત કરે છે? મને જણાય છે કે મલેકુલ મૌત તારી નજીકમાં જ ઉભું છે, નહિ તો ગરીબ ઘેટાને આટલી ગરૂરી કયાંથી?" બોલતાં બોલતાં ઝૈનુદ્દીને પોતાની તલવાર મિયાનમાંથી બહાર ખેંચી કહાડી.

" બદબખ્ત સુવ્વર! સામો આવ. ખૂબસુરત નાજનીનના પ્યારની મજાહ્ જોવા પહેલાં આ તલવારના વારની મજાહ્ જોઇલે! હમણાંજ તને દોજખનો માર્ગ બતાવી દઉં છું!" મુસ્તૂફાખાને સામી તલવાર ખેંચીને પ્રતિઉત્તર દીધો.

બન્ને સ્વારો એકબીજાને દુર્વચન સંભળાવતા પરસ્પર દ્વંદ્વયુદ્ધ કરવા તત્પર થયા. તેમનું આ વર્તન જોઇને પાસે ઉભેલા બીજા ત્રણ મોગલ સ્વારો તેમની વચ્ચે પડયા, અને બન્નેને શાન્ત પાડી શાહના હુકમ મુજબ પેલી સુંદર નાયિકાનો શોધ કરવા સમજાવ્યા. પોતાના સાથીઓના ઉપદેશથી બન્ને ઉન્નત યોદ્ધાઓએ શાન્ત થઈ પરસ્પર ખેંચેલી તલવારો મિયાન કરી, અને સઘળા એકત્ર થઈ વનની વિશાળ ઘટામાં તે સુંદરીને આમ તેમ શોધવા લાગ્યા.

વૃક્ષના ઓઠે છુપાયેલી પ્રભાવતી મોગલ સ્વારોની સઘળી હીલચાલ જોતી હતી, તથા તેમની વચ્ચે થતી વાતચિત અને તકરાર કાન દઇ સાંભળતી હતી. તેના ગભરાટનો હવે પાર નહોતો. જે પળ વ્યતિત થતી હતી, તે દરેક પળે પકડાઇ જવાની તેને સંપૂર્ણ ખાત્રી થતી હતી. પાંચે સ્વારો તેને શોધતા શોધતા જે વૃક્ષની પાછળ તે છૂપાઇ રહી હતી, તેની છેક લગોલગ આવી પહોંચ્યા; તેવામાં જૈનુદીનની નજર તેના ઉપર પડી! તુર્તજ ઘોડા ઉપરથી છલંગ મારીને તે નીચે કૂદી પડયો, અને એક ભયંકર સિંહ પોતાના શીકારને ક્રૂરતાથી પકડી લે તેવી રીતે એ નિરાધાર અબળાને તેણે પકડી લીધી.

પોતાના પ્રયત્નમાં ફતેહ મળેલી જોઈને પાંચે સ્વારો આનંદ પામ્યા. અને ઝૈનુદ્દીને તો એક મહાન્ કિલ્લો જીત્યો હોય તેવી ખુશાલીમાં આવી તે બોલવા લાગ્યોઃ "યા ગફુરે રહીમ! આફ્રીન છે તારી કુદરતને! આખરે આ ખુબસુરત નાજનીન મારેજ હાથ આવી! દિલરૂબા! ડર નહિ, અને ચાલ મારી સાથે! બાદશાહને અર્જ કરી હું તને મારી સાથે દિલ્લી લઇ જઇશ, અને હમેશાં તારાં મધુર ગાયનો સાંભળીશ."

પાંચે ઘોડેસ્વારો પાછા વળી છાવણીમાં જવાની તૈયારી કરવા લાગ્યા. ઝૈનુદ્દીન ઘોડા ઉપર નાખવા સારૂ પ્રભાવતીને પોતાની તરફ ખેંચવા લાગ્યો. બળવાન સૈનિકોના હાથમાંથી હવે છૂટવાની આશા નહીં હોવાથી તેણે સ્વરક્ષણ માટે એક મોટી ચીસ પાડી.

" ખબરદાર બચ્ચાઓ!" પાસેથી પ્રચંડ ધ્વનિ સંભળાયો, તેની સાથેજ એક મજબુત બાંધાનો પુરૂષ હાથમાં પકડેલા લાંબા ભાલા સહિત

ઝાડીમાંથી નીકળી આવ્યો. તેને જોતાંજ મોગલ સ્વારો સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. આવનાર પુરૂષનું વય આશરે પચાસ વર્ષથી કંઇક ઓછું હતું. રાત્રિનો સમય હોવાથી તેનો પોશાક વગેરે સ્પષ્ટ રીતે જોઈ શકાય તેમ નહોતું, અને તેમાં વળી પોતાના અંગ ઉપર તેણે શ્યામ રંગનો એક ખુલતો ઝભ્ભો ઓઢેલો હોવાથી આખું અંગ તેનાથી ઢંકાઇ રહ્યું હતું. માત્ર મુખ એકલું જ ખુલ્લું હોવાથી તેની ભવ્ય આકૃતિ કળી શકાતી હતી.

આવતાની સાથેજ મોગલ સીપાઇઓને ઉદ્દેશીને મોટા ઘાંટા પાડી તે બોલ્યો: "કેમ રે નાદાનો! આ બિચારી નિરાધાર છોકરી ઉપર શા માટે જુલ્મ વરસાવો છો? શું તમને એ અનાથ બાલિકાની દયા નથી આવતી? અરે! તમે કોઇ રાક્ષસ છો કે ભૂત?"

"અમે સર્વ હિંદના મહાન્ પ્રતાપી શહેનશાહ અકબરના દૂત છીએ. એ આલીશાન શાહના હુકમથી આ મકરબાજ ઔરતને કયેદ કરી તેની હુજુરમાં લઇ જઇએ છીએ. અમારા માલીકના કામમાં દખલ કરનાર તું કોણ છે?" ઝૈનુદ્દીને જવાબ દીધો.

"હું? અહો હું પણ આ વનનો એક શહેનશાહ છું! અને આ વખતે તારા માલીકના દમામથી સહજ પણ દબાઈ જાઉં તેમ નથી! હમણાં અહીં મારીજ હકુમત ચાલે છે! મૂર્ખાઓ! છોડી દો એ ગરીબ છોકરીને! નહિ તો હમણાંજ આ ભાલાથી ભૂપીતા થઈ જશો!" આવનાર પુરૂષે પોતાનો ભાલો આમ તેમ ફેરવતાં કહ્યું.

"તારા બોલવા ઉપરથી જણાય છે કે તું એક ધાડપાડુ લુંટારો છે. પણ ઓ કમઅક્કલ બદમાશ! તારી ધમકીથી અમે ડરી જઇએ તેમ નથી. લોકોને નાહક હેરાન કરી ગુજરાન ચલાવવાની હેવાનીયત ભરેલી જીંદગીથી કંટાળી મરવાની તને આજ ઇચ્છા થઇ હોય, તોજ આ છોકરીને છોડાવી લઈ જવાનો પ્રયત્ન કરજે હરામજાદા!" ઝૈનુદ્દીને પોતાની તલવાર મિયાનમાંથી બહાર કહાડી જીભને છૂટી મૂકી.

"ચૂપ! ગુલામ! ચૂપ! તારી જીભના તો હમણાંજ ટુકડા જ થઇ જશે! પણ તે પહેલાં ઓ હડખાયા કૂતરાઓ! હું તમને સઘળાને પૂછું છું કે, આ નિરાધાર છોકરીને એકદમ છોડી મૂકો છો કે નહિં?" પેલો નવીન પુરૂષ ગર્જના કરીને બોલ્યો.

"નહિ! કદી નહિ! કાફર! શયતાન્! તને અમે અહીંજ કત્લ કરી નાખીશું." કાસમબેગ પોતાની તલવાર હાથમાં લઇ ગુસ્સાથી વચમાં બોલી ઉઠયો.

"ઠીક, અટકચાળા વાંદરાઓ! ત્યારે તો તમે પોતાની મેળે જહાન્નમની ખાડમાં કૂદી પડો, અને મરો." આમ બોલતાં બોલતાં પેલા નવીન પુરૂષે પોતાના હાથમાંનો ભાલો ઉંચો કરી ઝીણી સીસોટી વગાડી.

સણુસણાટ કરતાં તીરો એક પછી એક ઝાડીમાંથી આવવા લાગ્યાં. તે નવીન પુરૂષને મારવા તત્પર થયેલા પાંચે મોગલો એક ક્ષણ માત્રમાં તીરોથી વીંધાઇ જઇ પોકાર કરતા પૃથ્વી ઉપર પડ્યા!

ઝૈનુદ્દીનના હાથમાંથી પ્રભાવતી હવે છૂટી થઇ. આ ભયંકર શત્રુઓથી પોતાનું રક્ષણ કરનાર પુરૂષ તરફ અતિ આતુરતાથી જોવા લાગી. તુર્તજ તે તેની પાસે ગઇ, અને પિતૃવાત્સલ્યથી તેને પ્રણામ કર્યા.

"પુત્રી, આવા અઘોર જંગલમાં અંધારી રાત્રિએ ક્યાંથી ને તુ કોણ છે તે મને કહે. તારા શત્રુઓ મર્ણ શર્ણ થઇ ગયા છે. હવે અહીં તને કોઇ પ્રકારનો ભય નથી." પ્રભાવતીના માથા ઉપર હાથ મૂકી તે પુરૂષે માયાળુ શબ્દો ઉચ્ચાર્યા.

"હું એક અનાથ હિંદુ બાલિકા છું. અને આંપ"........

બોલતાં બોલતાં પ્રભાવતી અટકી પડી.

"મને ઓળખવાની તારી ઇચ્છા છે?" હસતાં હસતાં તે પુરૂષ બોલ્યો: "ઠીક ત્યારે સાંભળ. હું આ વનમાં રહેનારા પ્રસિદ્ધ લુંટારાની ટોળીનો એક સરદાર છું. મારૂં નામ ભારૂમલ્લ છે. સંકટ સમયે તેં પાડેલી ચીસ સાંભળી તને બચાવવાના હેતુથી મારા માણસો સાથે હું અહીં આવી પહોંચ્યો છું. હવે તારૂં ઓળખાણ આપી તારે ક્યાં જવાની ઇચ્છા છે તે મને જણાવ."

લુંટારાનાં માયાળુ વાક્યો સાંભળી પ્રભાવતીએ તેને પોતાની ઓળખાણ આપી મોગલ છાવણીમાં બનેલો વૃત્તાંત ટૂંકમાં કહી સંભળાવ્યો, અને જેમ બને તેમ વેળાસર રણથંભોર જવા પોતાની ઇચ્છા તેને જણાવી.

મોગલોના હાથમાંથી છોડાવેલી આ બાલિકા રણથંભોરના સરદારની પાલક પુત્રી છે એમ જાણી તે લુંટારાનો સરદાર ઘણોજ આનંદ પામ્યો, અને બોલ્યો: "ઈશ્વરની કેવી મોટી કૃપા! હવે તો હું જ તને સુરજનસિંહ પાસે લઇ જઇશ, અને તારૂં રક્ષણ કર્યાના બદલામાં તેની પાસેથી મોટું ઇનામ મેળવીશ!"

ઝાડીમાં છૂપાઇ રહેલા આશરે દશબાર લુંટારાઓ ધીમે ધીમે બહાર નીકળી આવ્યા. હાથમાં કમાન અને તીરના ભાથાથી તેઓ સજ્જ થયેલા

હતા. ભારમલ્લે તેમાંથી બે માણુસોને પોતાની સાથે આવવા આજ્ઞા કરી. તે ત્રણેની સાથે પ્રભાવતીએ રણુથંભોર તરફ પ્રયાણુ કર્યું.

રાત્રિ હવે થોડીજ બાકી રહી હતી. મોગલો આવી પહોંચવાના ભયથી તેઓ ઉતાવળથી ચાલવા લાગ્યાં. મોગલ સ્વારોના હાથમાં પકડાઇ જતા પહેલાં પ્રભાવતીના મનમાં જેવો ઉત્સાહ હતો, તેવો હમણાં જણાતો ન હોતો. રસ્તે ચાલતાં ભારમલ્લ અને તેની વચ્ચે થતા વાતચિતના પ્રતિઉત્તરો તે ગ્લાનીથી ભરેલા વદનથી આપતી હતી. તેનું અંતઃકરણુ ઉદ્વેગપૂર્ણુ હતું. માર્યા ગયેલા મોગલ સ્વારોના મુખથી ભારતસિંહ કયેદ થયાના સમાચાર તેણે સાંભળ્યા હતા, ત્યારથી તેની ભાવી આશાઓ ભાંગી પડી હતી.

રણુથંભોરના દુર્ગ પાસે સઘળા આવી પહોંચ્યા, અને ત્યાં દુર્ગ ઉપર ફરતા એક શસ્ત્રધારી સૈનિકને પ્રભાવતીએ પોતાની ઓળખાણુ આપી કંઇક સંજ્ઞા કરી. થોડીવારમાં કિલ્લાનું એક નાનું ગુપ્ત દ્વાર ઉઘડી ગયું, અને તેમાં પ્રભાવતીએ પોતાના સાથીઓ સહિત પ્રવેશ કર્યો.

---

## પ્રકરણુ ૪ થું.

---

## ધર્માંધ બિદાઉની.

પ્રહરેક દિવસ ચડયો હતો. મોગલ છાવણીના મધ્યભાગે ઉભા કરેલા એક સુશોભિત તંબૂમાં ગોઠવેલા સુંદર સિંહાસન ઉપર શહેનશાહ અકબર બેઠો હતો. તેનું પ્રફુલ્લિત મુખ વિચારના વાતાવરણુમાં ઉતરી પડેલું હોવાથી કંઇક ગંભીર જણાતું હતું. બે ત્રણુ શસ્ત્રધારી સૈનિકો તેની પાછળ ઉભા હતા. અબ્દલ કાદર બિદાઉની તથા મુન્શી અબુલફઝલ નામના તેના આશ્રિત ગ્રંથકારો, અને બીજા બે ત્રણુ સરદારો તેની આસપાસ બેઠા હતા. તે સિવાય સંગીત વિષયમાં અસાધારણુ જ્ઞાન ધરાવનાર પ્રખ્યાત ગવૈયો તાનસેન પણુ પોતાના સાજ સહિત ત્યાં હાજર હતો.

યુદ્ધ કરવાનો અનુકૂળ પ્રસંગ મળતા સુધી બાદશાહ પોતાના મંત્રીઓ સાથે તે સંબંધી ભિન્ન ભિન્ન યોજનાઓ ઘડવામાં અથવા તો ખાનગી વાર્તાલાપ કરવામાં વખત ગાળતો હતો. અને કોઇ કોઇ સમયે પોતાના ઉદ્વેગપૂર્ણુ હૃદયને આનંદ આપવા વિદ્વાન્ મંડળ એકઠું કરી તેમની સાથે અનેક પ્રકારની ચર્ચાઓ કરતો. આ વિદ્વાન્ મંડળમાં મિયાં તાનસેનની હાજરી તેનાં તાલસૂરં સાથેનાં લેજતભર્યાં ગાયનોથી સર્વને વિશેષ આનંદ પમાડતી હતી.

બાદશાહ પણ તેનાથી હમેશાં સંતુષ્ટ રહેતો, પરંતુ ગઇ રાત્રિએ ભારતસિંહના તંબૂમાં બનેલી ઘટના તેના અંતઃકરણમાં ઘર કરી રહી હતી, તેથી આ મંડળી ઉપર તેનું ઝાઝું લક્ષ્ય નહોતું. લકનૌની નાયિકાનો ગુપ્ત ભેદ જાણી લીધા પછી તેને પકડવાના કાર્યમાં તે નિષ્ફળ થયો હતો, અને આ એક ભયંકર જાસૂસનું કાર્ય કરનાર સ્ત્રી નિર્વિઘ્ને તેની છાવણીમાંથી એકાએક છટકી ગઈ તે માટે તેના મનમાં ભારે સંતાપ થતો હતો.

કેટલીક વારે તેણે પોતાના અસ્થિર ચિત્તને શાન્તિના માર્ગે દોરી સ્થિત કર્યું, અને તાનસેન તરફ દ્રષ્ટિ કરી સ્મિત હસીને કહ્યું : " તાનસેનજી, સમયને અનુસરતો કોઇ રાગ લલકારો. "

" જહાંપનાહ ! હુકમ ઉઠાવવા ગુલામ હમેશાં તૈયાર છે. પરંતુ ગઇ કાલની સુસ્ત તબિયતને લીધે આલાપી રાગ નિયમસર ગાઇ શકું તેટલો મારા હલકમાં દમ નથી, તેથી હુકમ હોય તો મારી શિષ્યા રમાને ખાવિંદનું દીલ રંજન કરવા હાજર કરૂં."

" હા, એ રમા પણ ઠીક ગાય છે. તમારી તાલિમથી તે વખણાય છે. ઠીક છે, બોલાવો તેને. ક્યાં છે તે ? " બાદશાહ બોલ્યો.

" બહાર ઉભી છે. ખુદાવિંદ પ્રથમથીજ હું તેને મારી સાથે લાવેલો છું." તાનસેને તંબૂના દ્વાર તરફ નજર કરી હાંક મારી : " રમા. "

" જી હુજૂર, હાજર છું માલીકે મુલ્ક." તંબૂના દ્વારમાં પ્રવેશ કરી બાદશાહને આદાબ બજાવી તાનસેનની પાસે પોતાની બેઠક લેતાં રમા બોલી.

આ તરૂણીનું વય વીસ વર્ષથી ઉપરાંત જણાતું હતું. મુખમુદ્રા મોહક છતાં તે ઉપર ગરીબાઇ અને ગ્લાનિનો આવિર્ભાવ પડતો હતો. અંગના ઉત્તમ અવયવો અને કાન્તિ ઉપરથી તે કોઇ ઉત્તમ કુળની અબળા હોય તેમ જણાતું હતું. અંગ ઉપર પહેરેલાં વસ્ત્રો પણ તેની ગરીબાઇ સિદ્ધ કરી આપે તેવાંજ હતાં. આભૂષણમાં સૌભાગ્ય ચિહ્નની બે સાદી ચૂડીઓ સિવાય બીજું કાંઇ નહોતું. જાહોજલાલીમાંથી એકાએક આપત્તિ આવી પડતાં તાનસેનની શિષ્યા થઇ ગાયનના ધંધા ઉપર આજીવિકા ચલાવવા તે તત્પર થઇ હોય તેમ જણાતું હતું. તેના હરિણી સમાન ચમકતાં ચક્ષુઓમાં શાન્તિ, સ્નેહ, અને શૌર્ય પ્રકાશતાં. કોઇક પ્રકારના માનસિક વ્યાધિથી તે પીડાતી હોય તેવી રીતે તેનું અંગ કૃશ જણાતું હતું. શરીરમાં ઘણું ખરૂં રક્ત માંસના અભાવે, સુંદર વસ્ત્રાભૂષણના અભાવે, મુખ ઉપર પ્રગટ થતા આનંદના અભાવે, પણ આ કૃષાંગીની શોભા અપૂર્વ જણાતી હતી. તેના

ભવ્ય લલાટમાં વિલક્ષણુ તેજ ચમકતું હોય એવો આભાસ થતો હતો; અને એક પલવાર તેને નિહાળીને જોતાં પાષાણુમય શુષ્ક માનવહૃદય ગ્લાનિ સહિત વિલક્ષણુ સ્નેહથી ઉભરાઇ જતું હતું.

શાહની આજ્ઞા મુજબ તાનસેને તાઉસના તારોની ભૈરવીના સૂરમાં મિલાવટ કરી બજાવવા માંડયું, તેની સાથે રમાએ તે વાદ્યતંતૂમાંથી નીકળતા મનમોહક સ્વર સાથે પોતાનો સ્વર મિશ્રિત કરી મધુર આલાપ સહિત ગાવા માંડયું.

## ભૈરવી

બની મયેંતો બેરાગન બનકી.
ભસ્મ લગાઇ શીર જટા ઝુકાઇ;
આશ ન તન ધનકી... ... ... ... ...બની.
છલબલ કરકે છીનાઇ મોરે સૈયાં,
કંગનીઆં કરકી... ... ... ... ...બની.
હાર અમોલ સિંગાર હર્યો અરૂ,
સારી સોહાગનકી... ... ... ... ...બની.
કંગન છીંન કર દીની કટોરી;
ઘર ઘર મંગનકી... ... ... ... ...બની.
છિન્નભિન્ન રૂપ છટા ગઇ મોરી;
અદ્‌ભુત યોવનકી... ... ... ... ...બની.

રમાના ઉત્તમ હાવભાવ યુક્ત સંગીતથી શ્રોતાઓનાં મન રંજન થયાં. સભાસદો તેની તારીફ કરવા લાગ્યા. માત્ર અબ્દલકાદર બિદાઉનીને તેના ઉત્તમ ગાનની કંઇ અસર થઇ નહિં. સંગીતકળા સાથે તેને પરાપૂર્વથી વૈર હતું. ઉદ્વેગપૂર્ણ હૃદયને ઉત્સાહી કરનારી ઉત્તમ રાગરાગણીઓ તરફ તેને કેવળ અભાવ હતો. તેના શુષ્ક હૃદયમાં પ્રેમનું બિંદુ પણુ નહોતું. હિંદુઓ પત્યે તો તેને જન્મથીજ ધિક્કાર હતો. શાહની આગળ કોઇનાં વખાણુ તે સાંભળી શકતો નહિં. મુનશી અબુલફજલ પોતાનો સ્વધર્મી બંધુ હોવા છતાં તેના ઉપર પણુ તેને ઘણોજ દ્વેષ હતો. સભામાં હરકોઇનું અપમાન કરી તેને હલકો પાડવો એ તેનું નિત્ય કર્મ હતું. તેનામાં ગુણુ કે અવગુણુ જે કહીએ તે માત્ર ધર્મઝનુન સિવાય કાંઇ નહોતું. બાદશાહ તેની આવી વર્તણુકથી કોઇ કોઇ સમયે કંટાળતો, ત્યારે આ ધર્માંધ મુસલમાન ધર્મઝનુનનો આડંબર કરી તેને દબાવી દેવા પ્રયત્ન કરતો.

રમા એક હિંદુ છોકરી તરીકે શાહની છાવણીમાં પ્રસિદ્ધ હતી, પરંતુ તે કઇ જ્ઞાતિની છે તે વિષે કોઇને પૂરી માહિતિ નહોતી. મધ્ય હિંદુસ્તાનના નાગપુર

શહેરમાંથી નાની વયે નિરાધાર સ્થિતિમાં મિયાં તાનસેનને તે મળી આવી હતી. એક પુત્રી તરીકે તેનું પાલન કરી તેણે તેને સંગીતકળા શિખવી હતી. તેની રીતભાત, બોલવું ચાલવું વગેરે કોઇ ઉચ્ચ વર્ણની હિંદુ બાળાને મળતાં હતાં. અલૌકિક સૌંદર્ય, મધુર કંઠ, વિનય, વિવેક, વગેરે ગુણોથી તે સર્વના ચિત્તનું આકર્ષણ કરવા શકિતવાન થતી.

ખાનસાહેબ બિદાઉનીને ઇસ્લામી ધર્મનાં ખરાં તત્વોનું પૂરૂં જ્ઞાન નહોતું, તથાપિ ધર્મના વાદવિવાદમાં સર્વથી આગળ પડી તેઓ પોતાનો કક્કો ખરો કરવા મંડી પડતા, અને ધર્મનું અપાર રહસ્ય જાણુતા હોવાનો મિથ્યા આડંબર રાખી વાત કરતાંમાં ઝનુની બની જતા. હિંદુઓના તેઓ પૂર્ણ વિરોધી હોવાથી પોતાની હાજરીમાં એક હિંદુ બાળાની પ્રશંસા થાય તે તેમનાથી સહન થઇ શકયું નહિ. અંતઃકરણમાં પ્રગટ થયેલો ઉભરો બહાર કહાડી તુર્તજ તેઓ બોલી ઉઠયા :

" અસ્તક્ ફરૂલ્લાહ્ ! એક નાચીજ કુફ્ર છોકરીની આટલી બધી તારીફ ! કેવું અઘટિત કાર્ય ? ! આ દરબાર પવિત્ર અહલે ઇસ્લામના રક્ષક શહેનશાહનો છે, કે કોઇ કુફ્ર કલ્માં પઢનારા હિંદુ રાજાનો ? શાહે સલામત, આપણા પવિત્ર મહઝબને માનનારી મુસલ્મીન ગાનારી કરતાં આ લાંબા રાગથી કાનને કંટાળો આપનારી તુચ્છ ગુલામડી વધારે લાયક છે શું ? "

બિદાઉનીના સ્વભાવને જાણુનારો શહેનશાહ અકબર તેનાં આ વાકયો સાંભળી ક્રોધ ન કરતાં મૂછમાં હસીને બોલ્યો : " સબ્ર કરો ખાન, ઉતાવળા ન થાઓ. આ સહજ દુનિઆદારીની વાત છે તેની વચમાં આપ ધર્મઝનુનને શા માટે ઘુસાડી દેવા ઇચ્છો છો, તે હું સમજી શકતો નથી !"

" હુજૂર આલીશાન, દુનિઆદારીમાં કે હરકોઇ હકીકતમાં હું માત્ર ઇસ્લામનેજ દેખું છું. એક દીન ઇસ્લામનાંજ વખાણુ મને ગમે છે. આદમ જાત, અને વળી એક નીચ કુફ્ર છોકરી, તેનાં વખાણુ કરવાં એ મોટો અજીમ ગુનાહ છે, તે આપ નામવર નથી જાણુતા ? મારે મન તો એક ઇસ્લામ ! ઇસ્લામ ! ને ઇસ્લામજ ! ઇસ્લામમાં પેદા થયો છું ને ઇસ્લામમાંજ મરીશ ! " બિદાઉનીએ પ્રતિઉત્તર દીધો.

" હું પણુ ઇસ્લામનેજ ખરા અંતઃકરણથી માનનારો છું. પરંતુ એકલી ઇસ્લામી કોમનો બાદશાહ ખુદાએ મને બનાવ્યો નથી. હિંદુ અને મુસલમાન બન્ને મારી પ્રજા છે, તેથી મારી નજરમાં તો બન્ને સરખાં છે." બાદશાહ ગંભીરપણે બોલ્યો.

" ઇસ્લામના રક્ષક, આપ આ શું કહો છો ? પવિત્ર ઇમામ હનિફાનો શો

હુકમ છે તે સાંભળો. કુફ્ર કલ્મમાં પઢનારા કુફ્રોને માર મારીને પણ ઇસ્લામ-માં લાવવા અગર તેમ કરતાં તેઓ ઇસ્લામ કબૂલ ન કરે તો તેમને કત્લ કરવા, અગર એવો સખ્ત કર તેમના ઉપર નાખવો કે જેથી તેઓને મર-વાથી પણ બૂરૂં લાગે." બિદાઉનીએ ધર્મવાક્યો સંભળાવ્યાં !

"તે તો ઠીક, પણ આપ કુફ્ર કોને કહો છો ?" બાદશાહે હસીને પૂછ્યું.

"ઇસ્લામને નહિં માનનારા સર્વ હિંદુ કુફ્ર !" બિદાઉનીએ રોકડો પ્રતિઉત્તર આપી દીધો.

"એજ આપની મોટી ભૂલ છે !" બાદશાહે કહ્યું.

"મારી ભૂલ ?" બિદાઉની કંઈક ગુમાનથી બોલ્યો.

"હા, તમારીજ ભૂલ." બાદશાહે જવાબ આપ્યો.

"કેવી રીતે ?" બિદાઉનીએ આતુરતાથી પૂછ્યું.

"પવિત્ર પેગંબર સાહેબ આ દુનિઆના તખ્તા ઉપર અરબસ્તાનની અંદર જાહેર થયા ત્યારથી તે તેમના પરદેપોષ થતા સુધીમાં ત્યાં હિંદુઓનું નામોનિશાન નહોતું. ત્યારે તેમને કુફ્ર શી રીતે કહી શકાય ?" બાદશાહે પ્રશ્ન કર્યો.

"ત્યારે કુફ્ર કોને કહેવા ?" બિદાઉનીએ સામો પ્રશ્ન કર્યો.

"તેની એક જુદી જાત છે, અને તેમના અસલ રહેઠાણને હાલ કાફરીસ્તાન કહે છે. વળી કુફ્રનો અર્થ આપ સમજો છો ?" બાદશાહે પૂછ્યું.

"હું જે કાંઇ સમજું છું તે એટલુંજ કે ઇસ્લામથી બેદીલ એ સઘળા કુફ્ર !" બિદાઉની બોલ્યો.

"આપણા પવિત્ર મહઝબનો હેતુ પૂરેપૂરો આપ સમજ્યા નથી, તેથીજ આ પ્રમાણે આંધળી શ્રદ્ધા વાળાં વાક્યો પકડી રાખો છો." બાદશાહે યોગ્ય શબ્દોનું ઉચ્ચારણ કર્યું.

"યા અલ્લાહ ! આ હું શું દેખું છું અને શું સાંભળું છું ? ઇસ્લામી શહેનશાહના મ્હોંમાંથી આવાં વચન !" નિસાસો નાંખીને બિદાઉની બોલી ઉઠયો.

"આપ કાંઈ દેખતા નથી, અને કાંઇ સાંભળતા નથી ! પરંતુ આજ હું આપની આંખમાં રહેલા દ્વેષ રૂપી મોતીઆ કહાડી, કાનમાં ભરાયેલો પર-નિંદા રૂપી મેલ ખંખેરવાની સૂચના કરી કહું છું કે, "કુફ્ર" શબ્દનો અર્થ "નાસ્તિક" થાય છે." અબુલફજલે યોગ્ય વાક્યો સંભળાવ્યાં.

"ત્યારે શું હિંદુઓ નાસ્તિક નથી ?" બિદાઉનીએ સત્ય સ્ફોટ થતાં છેક નરમ થઇ જઇને પૂછ્યું.

"નહિં. ઇશ્વરને—ખુદાને—નહિ માનનારો તેનેજ નાસ્તિક કહેવાય. હિંદુઓ પણ આપણીજ માફક ઇશ્વરને માનનારા છે." અબુલફજલે ઉત્તર દીધો.

" પણ તેઓ બુતપરસ્ત ખરા કે નહિ ? " બિદાઉનીએ ફરીથી શંકા કરી.

મિયાં તાનસેન હમણાં સુધી મૂગો રહી સઘળી વાતચીત એકાગ્ર ચિત્તે સાંભળતો હતો તે તુર્તજ વચમાં બોલી ઉઠયો :

" જુઓ ખાનસાહેબ, હું પ્રથમ હિંદુ હતો, અને આપ હિંદુઓને કુફ્ર કહી ધિક્કારો છો, તે જ પ્રમાણે હું પણ મુસલ્મીનોને યવન કહી ધિક્કારતો. હાલમાં નેકનામ બાદશાહના આગ્રહથી ઇસ્લામી ધર્મનો મેં અંગિકાર કર્યો છે, તેથી બન્ને ધર્મનાં સત્ય તત્વો મારા સમજવામાં આવ્યાં છે. ઘણે ભાગે બન્નેનું રહસ્ય એકજ છે. શહેનશાહી સિક્કાને જેમ સર્વ સ્થળે માન મળે છે, તેવીજ રીતે મૂર્તિ પણ એક ઇશ્વિરી સિક્કો છે. તેને હિંદુઓ માન આપી પૂજે તેમાં કાંઇ ખોટું કહેવાય નહિં. હરેક બહાને ઇશ્વિરને પ્રસન્ન કરવા એજ હિંદુ અને મુસલમીન ધર્મનો મુખ્ય હેતુ છે. ખુદા એક છે, દ્રષ્ટિ એક છે, માર્ગ એક છે; માત્ર રીતરિવાજ જુદા છે. અને તે રિવાજો ફક્ત હિંદુ મુસલમીનને ભિન્નરૂપે દર્શાવે છે. ખરા હિંદુ, અને ખરા મુસલમીનોજ તેનું ખરૂં રહસ્ય સમજી શકે છે. સિવાય અધૂરા જ્ઞાનવાળાઓ પરસ્પર દ્વેષાગ્નિ સળગાવી બળી મરે છે. ઇસ્લામનું પૂરૂં રહસ્ય આપ સમજ્યા નથી, તેથીજ આપ હમેશાં હિંદુઓની વિરુદ્ધ વર્તો છો. પરંતુ હવે યાદ રાખો કે ધર્મનાં ફરમાનોમાં કાંઇ ભિન્નતા નથી. હિંદુઓનો ઇશ્વિર તે જ મુસલમાનોનો ખુદા છે. હિંદુઓનું તીર્થસ્થળ કાશી છે, તો મુસલમીનોનું મક્કા છે. હિંદુઓ ગંગા જમુનાના જળને પવિત્ર માને છે, તો મુસલમીનો આબે ઝમઝમને પવિત્ર માને છે. હિંદુઓને સ્વર્ગ નરક છે, તો મુસલમીનોને જન્નત દોજખ છે. વસ્તુતઃ સર્વ એકજ છે, પરંતુ નામ માત્ર જુદાં છે. હિંદુ અને મુસલમીન એ બન્ને બંધુઓની જોડી સૈકાંનાં સૈકાંઓથી હિંદમાં ચાલુ વસેલી છે. તેમનામાં ભ્રાતૃભાવના જગાડવાને બદલે ધર્મભેદ રૂપી ભાવના આપના જેવા મિથ્યા ધર્માભિમાની હિંદુ મુસલમીનોએ જગાડી છે, તે તોડી નાખો તોજ ખુદા રાજી રહેશે. આ વિષે એક કવ્વાલી ગઝલ મેં મારી રમાને શિખવી છે તે હમણાં આપને ગાઈ સંભળાવશે. "

તાનસેનના યોગ્ય સંભાષણથી ખુદ બાદશાહ અને બીજા દરબારીઓ ઘણો સંતોષ પામ્યા. સૌ તેના ઉત્તમ જ્ઞાનને માટે તેને ધન્યવાદ દેવા લાગ્યા. ખાનસાહેબ બિદાઉની છેક નરમ થઇ નિર્વાક બની ગયા. ઇચ્છાએ કે અનિચ્છાએ આ સત્ય હકીકત તેમને કબૂલ કરવી પડી. તેવામાં શાહનો હુકમ મેળવી રમાએ તે ગઝલ ગાવા માંડી.

કભી હિંદુ મુસલ્માંકા, રશ્તમ જાલીમ જુદા હોગા,
મગર મહઝબકા કુચ્છ ફરમાં, નાહિં યકદમ જુદા હોગા. કભી.

કરે ખ્યાં હિંદુ કાશીકા, બીરાદર દીનકા મક્કા;
કભી ગંગા જમુનાસેં, નહીં ઝમઝમ જુદા હોગા. કભી.

સ્વરગકી હિંદુકી જન્નત, મુસલ્માંકી બની જીન્નત,
કહે હિંદુ નરક હયે વહાં, નહીં જહન્નમ જુદા હોગા. કભી.

મુસલ્માં હિંદુ જો સચ્ચે, સભી હયઁ હિંદકે બચ્ચે;
રહમદીલ રામસે બિસ્મિલ, કભી ન રહીમ જુદા હોગા. કભી.

પ્રભુકા કોઇ લે પલ્લા, પુકારે મસ્જીદે મૌલા;
જુદાઇ જીસમે ઉસ્કો, ખુદા માલૂમ જુદા હોગા. કભી.

રશમકી યહ જુદાઇસેં, બના હયઁ દોનુંકા જોડા;
કહે હરદમ કસમસેં હમ, ન દમસેં દમ જુદા હોગા. કભી.

ગઝલ ગવાઈ રહી. ચારે બાજુથી આમીન્ આમીન્નો ધ્વનિ સંભળાયો. બાદશાહ આસન ઉપરથી ઉઠી ઉભો થયો, અને છડીદારે આ નાની દરબારી બેઠક ખલાસ થવાનો ગંભીર ઘોષ કર્યો.

## પ્રકરણ ૫ મું.

### રજપૂતોનો રણોત્સાહ.

મધ્યાન્હનો સમય હતો. રણથંભોરની અંદર સંખ્યાબંધ રજપૂત સૈનિકોનાં ટોળે ટોળાં દુર્ગરક્ષા માટે રાજમહાલયના ચોગાનમાં એકઠાં થયાં હતાં. ઢાલ, તલવાર, ભાલા, તીર, બંદુક, વગેરે અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થયેલા સર્વ રજપૂતો અત્યંત ઉત્સાહી જણાતા હતા. તેમના મુખમંડળ ઉપર વિલક્ષણ પ્રકારનું તેજ વિકશી રહ્યું હતું. રણોત્સાહની વૃદ્ધિ કરનારાં વાજીંત્રો વાગતાં હતાં. યુદ્ધ કરવાની અપાર ઉત્કંઠાવાળા કોઈ કોઈ વીરો રણ ગર્જનાથી આખા મહાલયને ગજાવી મૂકતા હતા. સમુદ્રનાં મોજાંની પેઠે તેમનો અનંત વેગથી ઉછળતો રણોત્સાહ બળવાનમાં બળવાન સૈન્યને પણ ધ્રુજાવી દે તેવો જણાતો હતો. દશેરા, દિવાળી, હોળી અને બીજાં એવાં મોટાં આનંદી પર્વો કરતાં આ સમય રજપૂતોને માટે મહાન્ માંગલિક બન્યો હતો. રાજમહાલયના કઠેરા ઉપર ઉભેલી ઘણીક સુંદરીઓ તે યોદ્ધાઓનો વિજય ઇચ્છી સુગંધી પુષ્પોથી તેમને વધાવતી હતી. શસ્ત્રોના ખણખણાટ, અશ્વોના હણહણાટ, વીરોના સિંહનાદ, વાજીંત્રના શોર, સૌભાગ્યવતી સુંદરીઓનાં મંગળ ગીતધ્વનિ, વગેરેથી આખો ગઢ ગગનભેદક શબ્દથી ગર્જી રહ્યો હતો. વિના કારણે સ્વદેશ ઉપર આક્રમણ કરી આવેલા શત્રુ સન્મુખ યુદ્ધ કરવાને સર્વ

યોદ્ધાઓ કાળભૈરવની માફક અધિરા બન્યા હતા. આ સમયે તેમની જે ઉન્મત્ત અવસ્થા હતી, તેનું પૂરેપૂરૂં વર્ણન થાય તેમ નહોતું.

રજપૂતનો આનંદ! વીરપુરૂષનો આનંદ! અહો! એ આનંદ કયો? આ પ્રશ્નનો પ્રતિઉત્તર તે વીરપુરૂષોજ વગર વિલંબે આપી શકે છે. કેમકે તે આનંદનો તેમને સંપૂર્ણ અનુભવ હોય છે. તે વિરલા વીરપુરૂષોનાં વચનથી અમે જાણી શકયા છીએ કે, તેમનો આનંદ રાજમહાલયમાં રમકડાંની પેઠે મહાલવામાં નથી. કેવળ મોજશોખમાં તલ્લિન થઇ ગાડીઘોડા ખેલાવવામાં નથી. ઉત્તમ વસ્ત્રાભૂષણો અંગ ઉપર પરિધાન કરી સ્વરૂપવાન બની સુંદરીઓને રીઝવવામાં નથી. રાત્રિ દિવસ નિશામાં ચકચૂર રહી યદ્વા તદ્વા બકવામાં નથી. રાજનીતિ અને યુદ્ધકૌશલ્યથી અજ્ઞાન રહી રાજકર્મચારીઓ નચાવે તેમ નાચવામાં નથી. તેમનો ખરો આનંદ યુદ્ધના સમયમાં છે. વીરત્વનો વિકાસ કરી વિશ્વમાં અમર નામ કરવાનું સુંદર સ્થળ યુદ્ધક્ષેત્ર છે. શત્રુ સાથે થતા ઘોર સંગ્રામમાં સંભળાતી રણગર્જનાઓ એજ તેમનું વહાલામાં વહાલું સંગીત અને આનંદધ્વનિ છે.

શત્રુના સૈન્યને પલકમાં છિન્નભિન્ન કરી નાંખવા તત્પર થયેલા રણથંભોરના રજપૂત સૈનિકો એ ચોગાનમાં અનેક પ્રકારની ધમાલ મચાવી રહ્યા હતા. તેવામાં એક ભવ્ય આકૃતિવાળો રજપૂત અંગ ઉપર યુદ્ધ કરવાનાં અસ્ત્ર શસ્ત્રો પરિધાન કરી રાજમહાલયમાંથી ધીમે ધીમે નીકળી બહાર આવ્યો. તેને જોતાંજ સઘળા સૈનિકોએ વિજયઘોષથી વધાવી લીધો. આ રજપૂતનું વય લગભગ ચાળીસ વર્ષની અંદર હતું. તેનું મુખમંડળ કંઇક શ્યામ અને સરળ ભાવનાથી ભરપૂર હોય એમ જણાતું હતું, પરંતુ તેની બન્ને આંખો તેજસ્વી હોઇને એક બળવાન પુરૂષને દબાવી નાંખે તેવી હતી. તેના જમણા હાથમાં લાંબો ભાલો સૂર્યના તેજથી ચળકાટ મારતો શોભી રહયો હતો. કમ્મરમાં ડાબી બાજુએ લટકાવેલી રત્નજડિત મૂઠવાળી પાણીદાર તલવાર ઝોકાં ખાતી હતી. આ રજપૂત રણથંભોરનો રક્ષક અને મહારાણા ઉદયસિંહનો વિશ્વાસુ સરદાર સુરજનસિંહ પોતેજ હતો. આવાતાંની સાથે તેણે રાજમહાલયના ચોગાનમાં ઓટલા નીચે ઉભા રહી સઘળા સૈનિકોને સંબોધી શાન્ત થવાની સૂચના કરી, અને તે આજ્ઞાનો તુર્તજ અમલ થતાં મોટા અવાજથી ગંભીરપણે તેણે બોલવા માંડયું:

"શ્રી એકલિંગજીના ઉપાસકો, મારા પ્રિય આત્મ બંધુઓ! આજ આપણે અહીંઆં એકઠા થયા છીએ તેનું કારણ તમો સર્વના જાણવામાં છે તેથી એ વિષે હું વધુ વિવેચન કરવાની જરૂર ધારતો નથી. તમારો રણોત્સાહ જોઇ મારૂં હૃદય હર્ષથી છલકાઇ જાય છે. યુદ્ધ પ્રસંગ વિના રજપૂતના

મનને બીજો વધુ આનંદકારી પ્રસંગ હોતોજ નથી. અને તે અતૂલિત આનંદથી તમે સર્વ યોદ્ધાઓ સંપૂર્ણ છો, તેની હવે મને ખાત્રી થાય છે. તમને ધન્યવાદ આપવાને મારી પાસે પુરતા શબ્દ નથી! તમોએ તમારા દેશના રક્ષણને માટે, તમારા માલીક મહારાણા ઉદયસિંહના હિતને માટે, તમારી વહાલી સ્વતંત્રતાનું જાળવી જતન કરવાને માટે, તમારા કુળની નિષ્કલંક કીર્તિને વધુ દેદિપ્યમાન કરવાને માટે, તમારી તેજસ્વી તલવાર તમારા વજ્ર સમાન હાથમાં ગ્રહણ કરી છે, તે આપણા ઇષ્ટદેવ શ્રી એકલિંગજી જાણે તમારૂં આવું અપાર ઉત્સાહી વર્તન અને મજબૂત મનોબળ જોઇ મારી ખાત્રી છે કે યુદ્ધના અંતમાં વિજયમાળ આપણી ગ્રીવામાંજ આવી પડશે, અને શત્રુ સૈન્યનો વિનાશ થશે. જો કે શત્રુ સબળ છે તોપણ તમારા અદ્ભુત પરાક્રમથી દુર્ગ ભેદવાને તે શક્તિવાન થયો નથી. વારંવાર હલ્લાઓ કરવા છતાં પણ તેના સઘળા પ્રયાસ નિષ્ફળ ગયા છે; પરંતુ હજુ તેણે પોતાની દુર્ગ જીતવાની ધારણા ત્યાગી નથી. ફરીથી હલ્લો કરવાની તેની ઇચ્છા છતાં હાલ તે શાન્ત થઇ દુર્ગથી થોડેક દૂર છાવણી નાખી પડેલો છે; અને અનુકૂળ સમયની રાહ જુએ છે. આપણે તેની સઘળી આશાઓ નિમીષ માત્રમાં નષ્ટ કરી શકીશું, તથાપિ હમણાં આપણે આપણા દરેક પ્રયત્નમાં સાવધ રહેવાનું છે. દુશ્મનો વખતે દગો કરે એવા ભયથી દુર્ગના તમામ દરવાજાઓ અને દીવાલો ઉપર અખંડ જાગૃત રહી પહેરો ભરવા હું તમો દરેકને સૂચના આપું છું. શ્રી એકલિંગજી આપણા કાર્યમાં આપણને હમેશાં વિજય આપશે."

"શ્રી એકલિંગજીનો જય! મહારાણા ઉદયસિંહનો જય!" સુરજનસિંહ બોલતો બંધ થતાંની સાથે કાનના પડદા ફાટી જાય તેવી રીતે સર્વ સૈનિકોએ સામટો પ્રતિધ્વનિ કરી ફરીથી રાજમહાલય ગજાવી મૂક્યું.

તે જ ક્ષણે સૈનિકોની મોટી ભીડમાંથી ચાર યોદ્ધાઓ સુરજનસિંહની પાસે આવ્યા, અને તેમાંનો એક મસ્તક નમાવીને બોલવા લાગ્યો:

"મહારાજનો જય થાઓ! મારી એક વિનતિ છે."

"અહો! વિક્રમસિંહ! મારા બહાદુર રણનાયક! તમારી શું ઇચ્છા છે? સુખેથી બોલો." સુરજને પ્રફુલ્લિત વદને બોલવા આજ્ઞા કરી.

"મહારાજ, આ સર્વ યોદ્ધાઓની ઇચ્છા એવી છે કે દુર્ગની અંદર રહી યુદ્ધ કરવા કરતાં અમે સઘળાઓ બહાર જઈ મોગલોની સન્મુખ યુદ્ધ કરીએ, તે માટે અમને તેમ કરવાની આજ્ઞા આપો." પેલો નાયક કે જેનું નામ બિક્રમસિંહ હતું તેણે નમ્રતાથી જણાવ્યું.

"અને તમારી પણ તેવીજ ઇચ્છા છે?" સુરજને સ્મિત હસીને પૂછ્યું.

"હા મહારાજ. સર્વની ઇચ્છા તે મારી ઇચ્છા. ક્ષત્રિય ધર્મ પ્રમાણે ધર્મયુદ્ધ કરવા અમારી તલવાર તલપી રહી છે." બિક્રમસિંહે જવાબ આપ્યો.

"બિક્રમસિંહ, તમારાં આ વચનો એક વીર પુરૂષને છાજે તેવાં છે. મને તે પ્રિય લાગે છે, પરંતુ હાલ તમારી ઇચ્છા પ્રમાણે અથવા આપણા સૈનિકોની ઇચ્છા પ્રમાણે દુર્ગની બહાર જઈ યુદ્ધ કરવાનો સમય નથી. શત્રુનું સૈન્ય આપણાથી પાંચ ગણું છે; અને આપણા ગુપ્ત જાસૂસોથી તપાસ કરતાં તેમાં દિલ્લીથી આવનારા નવીન સૈન્યનો પ્રતિદિન વધારો થતો રહે છે. વળી તેમની પાસે તોપો બંદુકો વગરે અગન્યાસ્ત્રોની સંખ્યા પણ આપણા કરતાં વિશેષ છે, અને પાસેના વનની વિશાળ ઝાડીથી તેમને રક્ષણ મળેલું છે. આવા પ્રતિકૂળ સંજોગોમાં બહાર રહી યુદ્ધ કરતાં આપણો સંકલ્પ પાર પડે તેમ નથી, અને ઉલટી હાનિ થાય તેવું લાગે છે; માટે હાલ તો દુર્ગમાં રહીનેજ શત્રુનો પરાભવ કરવાનો મેં નિશ્ચય કર્યો છે. આપણો દુર્ગ અજીત છે. કોઇ રીતે શત્રુ તેને ભેદી શકે તેમ નથી. વળી યુદ્ધસામગ્રી તથા અન્ન વગેરેથી તે ભરપૂર છે. શ્રી એકલિંગજીની કૃપાથી આપણા સર્વ મનોરથ સફળ થશે, અને આખા ભારતવર્ષનું આધિપત્ય ધારણ કરનારો શહેનશાહ અકબર આપણાથી પરાજય પામી વીલે મુખે પાછો દિલ્લી તરફ વિદાય થશે." યુદ્ધકળાનિપૂણ સુરજનસિંહે યોગ્ય વાક્યોથી બિક્રમસિંહને સંતુષ્ટ કરવા માંડ્યો.

"આપ અમારા અધિષ્ટાતા હોવાથી આપની આજ્ઞા અમો સઘળાને શિરોધાર્ય છે. પરંતુ શત્રુની સન્મુખ ધસી જઇ અમારી તલવારનો સ્વાદ તેને ચખાડવાની અમારી ઇચ્છાઓ આજ મનમાં સમાઇ જવાથી અમે ખેદિત થઇએ છીએ." બિક્રમસિંહે ફરી નમ્રતાથી જણાવ્યું.

"ખેદિત થવાનું કાંઇ કારણ નથી. મહારાજની આજ્ઞા પ્રમાણેજ હાલ વર્તો." સુરજનસિંહની પાછળ રાજમહાલયના ઓટલા ઉપર તત્કાળ આવી ઉભેલી અંબિકા સમાન શોભતી એક વીરાંગના મધુર કંઠે ગંભીર શબ્દમાં બોલી.

આ દિવ્ય સુંદરીને જોતાંજ સૈનિકોએ ફરીથી હર્ષનાદ કર્યો, અને શસ્ત્રો નમાવી તેને માન આપ્યું. તેની ઉમ્મર આશરે પચીસ વર્ષથી કાંઇક ઓછી હતી. અદ્‌ભુત રૂપ તથા અંગના પ્રત્યેક ઘાટદાર અવયવો એક દેવાંગનાને લજાવે તેવાં હતાં. ડાબા હાથમાં હીરાજડિત હાથાવાળી પાણીદાર તલવાર તેણે પકડેલી હતી. ઉત્તમ વસ્ત્રાભૂષણો તેના સુંદર અંગની શોભામાં વિશેષ સૌંદર્ય ફેલાવતાં હતાં. મુખમંડળ તરફ દ્રષ્ટિ કરતાં ગમે તેવો વીર પુરૂષ પણ તેજથી અંજાઈ જાય તેવું હતું. કરમાં ધારણ કરેલા શસ્ત્ર ઉપરથી

અને તેના અલૌકિક રૂપ ઉપરથી તે સાક્ષાત્ દેવી હોય એવો સહજમાં આ-ભાસ થઇ જતો હતો.

આ અનુપમ લાવણ્યમયી સુંદરી બીજી કોઇ નહિ, પરંતુ આ નવલ-કથાની મુખ્ય નાયિકા રણથંભોરના રક્ષક સુરજનસિંહની ધર્મપત્ની ચંદા પોતેજ હતી. વીરાંગનાનું અપૂર્વ તેજ તેના મુખ ઉપર પ્રકાશતું હતું. રાજ-મહાલયના ચોગાનમાં એકઠા થયેલા વીર સૈનિકોનો ઉત્સાહ જોવાને તે પો-તાના પતિની પાછળ આવી હતી. તેની સમિપમાં એક બીજી તરૂણ વયની સ્વરૂપવાન બાલિકા પોતાના નાજુક ગાલ ઉપર આંગળી લગાડીને કંઇક વિચાર-માં લીન થયેલી જણાતી હતી. આ બાલિકાના મુખ ઉપર ઉદાસિનતાની છાપ છવાઇ રહી હોય એમ સ્પષ્ટ જણાતું હતું. તેમ છતાં તે પોતાનો મનો-ભાવ છૂપાવવાનો પ્રયત્ન કરી ચંદાની પાછળ ખિન્ન વદને ઉભી હતી. ઘડીમાં તે રજપૂત સૈનિકોના ટોળામાં તીવ્ર દ્રષ્ટિથી નિહાળતી, તો ઘડીકમાં પાછી નીચી દ્રષ્ટિ કરી દઇ હાથમાં પકડેલા રૂમાલથી મુખ ઉપર બાઝેલાં પ્રસ્વેદબિંદુ લૂછતી. તેની પ્રત્યેક હીલચાલ તેના ચિત્તની વ્યગ્રતા સિદ્ધ કરી આપતી હતી.

આ તરૂણ બાલિકા સાથે વાચક વૃંદને પ્રથમ પિછાન થયેલી છે. તે મોગલ છાવણીમાં કયેદ થયેલા ભારતસિંહની પ્રિયતમા પ્રભાવતી છે. મહા-રાણા ઉદયસિંહના સ્વર્ગસ્થ સૈન્યાધિપતિ જયમલસિંહની તે પાલક પુત્રી છે. જયમલસિંહના મરણ પછી તે હાલ રણથંભોરમાં સુરજનસિંહ અને ચંદાના સંરક્ષણ નીચે રહેલી છે. દંપતિ પેટની પુત્રીની પેઠે તેનું પાલન કરે છે. પોતાના પ્રિયતમ ઉપર પડેલી આપત્તિને લીધે તેના મનને કેવળ અશાન્તિ થઇ રહી છે. હમણાં તેનું પ્રેમાળ અંતઃકરણ ચિંતા રૂપી સમુદ્રમાં ઝોલાં ખાય છે.

ચંદાની આજ્ઞા સાંભળી બિક્રમસિંહ શાન્ત થઇ ગયો, અને ધીમે ધીમે તેની પાસે આવી મસ્તક નમાવી બે હાથ જોડી બોલ્યો :

"માતાજી! ક્ષમા કરો. આપની પવિત્ર આજ્ઞાનું ઉલંઘન કરવા કોઇ સમર્થ નથી, અને અમે તેવું કરવા ઇચ્છતા પણ નથી. મહારાજ અમારા શિરછત્ર છે, અને આપ અમારાં પૂજ્ય દેવી છો. આપના આશિર્વચનથી જ અમારૂં શ્રેય છે, એમ અમે દ્રઢતાથી માનીએ છીએ."

"વીરહાકથી રણાંગણને ધ્રુજાવનારા વીર પુત્રો, તમારા અદ્‌ભુત પરાક્રમ આગળ શત્રુઓનું બળ કાંઇ વિસાતમાં નથી. અમે જાણીએ છીએ કે સન્મુખ યુદ્ધમાં તમે પાછી પાની કરો તેવા નથી, પરંતુ સમય આવે ત-મારી એ ઇચ્છા અમે પૂર્ણ કરીશું." ચંદાએ સર્વ રજપૂતોને ઉદ્દેશીને કહ્યું.

"આપનાં એ વચનો ફળીભૂત થાઓ ! એ અપાર માંગલિક સમયની આપની આજ્ઞા પ્રમાણે રાહ જોઇશું; અને હાલ અમે સઘળા દુર્ગરક્ષણના

કાર્યમાં ક્ષત્રિય ધર્મને અનુસરીને તન, મન અને ધનથી તત્પર રહીશું." બિક્રમસિંહે નમ્રતાથી જણાવ્યું.

"હા, એમજ કરો. ક્ષત્રિયનો ધર્મ શું છે તે રાજસ્થાનના રજપૂતો જાણે છે, અને આ સઘળા સૈનિકો પણ રાજસ્થાન નિવાસી હોવાથી યથાર્થ રીતે તેનું પાલન કરે છે. જેથી અમો અપાર આનંદ પામીએ છીએ. રણમાં યુદ્ધ કરતાં મરવાથી સ્વર્ગની પ્રાપ્તિ છે, અને પરાક્રમ કરી જીવતા રહેવાથી અક્ષય કીર્તિની પ્રાપ્તિ છે. તો આવા માંગલિક સમયનો અતિ ઉત્તમ લાભ લેવા કયો અભાગી ચૂકે? વીર પુરુષની દ્રઢ માન્યતા છે કે આ મિથ્યા દેહનો કાંઇ ભરોસો નથી. જ્યારે ત્યારે જરા વ્યાધિથી પીડાઇને તે પડવાનોજ. અને વીરપુરુષો વ્યાધિગ્રસ્ત અવસ્થાથી મૃદુ શય્યામાં મૃત્યુ પામવા જન્મેલા નથી. પરંતુ વીજળીના જેવાં ચળકતાં પ્રાણઘાતક શસ્ત્રોની વચ્ચે સમરાંગણમાં શત્રુ સન્મુખ યુદ્ધ કરતાં શસ્ત્રપ્રહારથીજ પોતાના દેહનો અંત લાવવાને જન્મેલા છે, અને જન્મનું ખરૂં સાર્થક પણ તે જ છે." ચંદાએ ઉપદેશામૃતનું સિંચન કરતાં કહ્યું.

"આપના પવિત્ર ઉપદેશથી અમો કૃતાર્થ થયા છીએ. હવે આજ્ઞા હોય તો દુર્ગરક્ષા માટે પ્રયાણ કરીએ." બિક્રમસિંહ બોલ્યો.

"હા, રજપૂત કુળદીપકો, સિધારો, રજપૂતાણીની કુખને દીપાવો, અને શત્રુના શીર ઉપર તમારી તેજસ્વી તલવાર ચલાવો." ચંદાએ આશિર્વચનો સંભળાવી સર્વે સૈનિકોને જવાની આજ્ઞા આપી.

આજ્ઞા મુજબ એકઠું થયેલું રજપૂત સૈન્ય વિજયઘોષ કરતું દુર્ગ તરફ વળ્યું. સુરજનસિંહ પણ દુર્ગરક્ષાની યોજનાઓ યોદ્ધાઓને દર્શાવવા તેમની સાથે ગયો. અને રજપૂતોના રણોત્સાહથી આનંદ પામતી ચંદા પ્રભાવતીને લઇ રાજમહાલયમાં પ્રવેશ કરી ગઇ.

---

## પ્રકરણ ૬ ઠું

---

### વીરાંગનાનું હૃદય.

રાજમહાલયના એક ઓરડામાં બિછાવેલા સુંદર ગાલીચા ઉપર ચંદા બેઠી. મનમાં પ્રગટ થતી અશાન્તિને પરકાષ્ટાએ દૂર કરી પ્રભાવતીએ તેની સન્મુખ પોતાનું સ્થાન લીધું. થોડીવાર સુધી મૌન્ય ધારણ કરી ચંદાએ પ્રભાવતીને પ્રશ્ન કર્યો: "બહેન, આપણા રજપૂતોનો રણોત્સાહ જોયો?"

"હા, માતુશ્રી. સર્વે યોદ્ધાઓના હૃદયમાં રાજભક્તિ અને દેશભક્તિ અખંડ નિવાસ કરી રહ્યાં છે. ક્ષત્રિયધર્મનું રક્ષણ કરવામાં તેઓ અડગ નિશ્ચયવાળા જણાય છે. રાજસ્થાનના ગૌરવને માટે તેઓ પોતાના પ્રાણ અર્પણ કરે તેવા છે. એ બધું મારા પૂજ્ય પિતાશ્રી અને આપની સાહસિક મનોવૃત્તિ તથા ક્ષાત્ર ઉપદેશનું પરિણામ છે. દેશ ઉપર આવી પડેલી આપત્તિ ટાળી દેવાના મહાન્ કાર્યમાં મારા પિતાશ્રીને આપ એક સ્તંભરૂપ છો, તે સર્વ રજપુતો જાણે છે." પ્રભાવતીએ પ્રતિઉત્તર આપ્યો.

"આપણે અબળાઓ છીએ, તોપણ નિરંતર પતિની આજ્ઞામાં રહી તેના પ્રત્યેક શુભ પ્રયત્નોમાં યોગ્ય સાહાય્ય કરી તેને ઉત્સાહી બનાવવો એ આપણું સબળ કર્તવ્ય છે. સંસારના કોઇ પણ વ્યવહારિક કાર્યમાં પતિ પોતાના ધર્મનો ત્યાગ કરે તો તેની જવાબદારી પત્નીને શીર છે. કેમકે તે તેની અર્ધાંગના છે, અને ગૃહકારોબાર ચલાવવામાં તેના એક સત્ય સલાહકાર મંત્રી રૂપ છે." ચંદાએ નીતિવાકયો સંભળાવ્યાં.

"રજપૂતો આપને રણથંભોરની અધિષ્ઠાતા દેવી તરીકે માન આપે છે, તેમાં કાંઇપણ અતિશયોક્તિ નથી. આપની આવી ઉચ્ચ ભાવનાઓ અને સ્વધર્મનિષ્ઠા એક વીરપત્નીને દીપાવે તેવીજ છે. જ્યારથી હું અત્રે આવી છું, ત્યારથી આપના તરફથી મને મળેલા યોગ્ય શિક્ષણને લીધે મારા મનમાં એક વિલક્ષણ પ્રકારની જ્યોતિએ જન્મ લીધો છે." ચંદાની પ્રભાવતીએ યોગ્ય રીતે પ્રશંસા કરવા માંડી.

"તું મને વખાણે છે, પરંતુ હું તેને પાત્ર નથી. કેમકે આ જગતમાં જન્મ પામી મેં કાંઇપણ મહત્વનું કાર્ય કર્યું નથી. પરંતુ શીસોદિઆ વંશની વીરપુત્રી અને વીરપત્ની તરીકે આ રાજસ્થાન મને ઓળખે એવી મારી અંતિમ ઇચ્છા હોવાથી રજપૂતાણીના નામને નિષ્કલંક રાખવાને હું છેવટ સુધી પ્રયત્ન કરીશ, અને મોગલો સાથે કદાચ સન્મુખ યુદ્ધનો પ્રસંગ આવશે, તો મહારાજની સાથે હું પણ તેમાં પ્રવર્તમાન થઇશ !" ચંદાએ પોતાની અંતરની ઇચ્છા જણાવી.

"માતાજી ! આપનો આ સંકલ્પ અશકય હોઇને સાહસિક વિષયથી ભરપૂર છે. યોદ્ધાઓમાં ઉત્સાહ રેડવાનું કાર્ય આપણે કરી શકીએ, પરંતુ વિશાળ બાહુબળવાળા બળવાન પુરુષો સામું યુદ્ધ કરવાનું કઠિણ કાર્ય આપણે અબળાઓ શી રીતે કરી શકીએ ?" પ્રભાવતી બોલી.

"સાહસ અને હિંમતથી બધું બની શકે. ચિતોડના રક્ષણને માટે બાળરાણા ફતેસિંહની વીરમાતા અને વીરપત્નીએ હાલ આપણા ઉપર ચડી

આવેલા શહેનશાહ સામું કેવું ઘોર યુદ્ધ કર્યું હતું, તેની તને ક્યાં ખબર છે? ઇશ્વર ઇચ્છાએ તે બન્ને વીરાંગનાઓ તે યુદ્ધમાં મૃત્યુ પામી હાલ સ્વર્ગમાં જઇ વસી છે, પરંતુ તેનું વીરત્વ હમણાં આખા વિશ્વમાં પ્રકાશી રહ્યું છે. ઘરેઘર તેનાં ગુણગાન ગવાય છે. આ બે ઉત્તમ આર્ય અબળાઓએ પોતાના પવિત્ર કર્તવ્યથી સમગ્ર ભારતવર્ષને મગરૂર બનાવી મૂક્યું છે, તે તું નથી જાણતી?" ચંદ્રાએ એક વીરપત્નીને છાજતાં વચનો સંભળાવ્યાં.

"પૂજ્ય દેવી! ક્ષમા કરો. આપના શ્રેષ્ઠ ઉદ્દેશનું પૂરેપૂરૂં રહસ્ય હું સમજી શકી નહોતી તેથીજ મારા હૃદયમાં શંકા ઉત્પન્ન થઇ હતી. હવે મને ખાત્રી થાય છે કે દિવ્ય શકિતના બળે આપ સમર્થ શત્રુનો પણ પરાજય કરવાને શક્તિવાન છો." પ્રભાવતીએ પૂર્ણ વિનયથી પ્રતિઉત્તર આપ્યો.

"પ્રભા, તું મને અતિશય પ્રિય છે. તારા સાહસ અને સદ્‌ગુણથી પ્રસન્ન થઇ હું તને મારી નાની બહેનની પેઠે ચાહું છું, તેથી આજ પર્યંત મેં ગુપ્ત રાખેલી મારી મનોભાવના તારી આગળ પ્રકાશ કરવામાં હું હવે અડચણ જોતી નથી. હમણાં સુધી તારા ગુણોની હું પરીક્ષા કરતી રહી છું, અને તેની કસોટીમાં તેં વિજય મેળવ્યો છે. તેથી ધારૂં છું કે સઘળી હકીકત તું તારા મનમાં ગુપ્ત રાખી મને મદદ કરીશ, અને મારો પૂર્ણ પ્રેમ અને વિશ્વાસ મેળવીશ." ચંદ્રા સ્નેહપૂર્વક બોલી.

"આપ મારાં આશ્રયદાતા હોવાથી એક પવિત્ર માતા તરીકે આપને માન આપવાની મારી ફરજ હું સમજું છું. આપની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે, અને વળી આપ મારા જેવી એ રંક છોકરી ઉપર આટલી બધી સહાનુભૂતિ દર્શાવો છો, ત્યારે તો આપને પ્રસન્ન રાખવાને હમેશાં મારાથી બનતું કરીશ, અને તેમ કરવામાં હું મારા જીવનની કાંઇ પણ કિંમત ગણીશ નહિ. જે ગુપ્ત વાર્તા હોય તે સુખેથી પ્રગટ કરો." ખરા અંતઃકરણથી કૃતજ્ઞતા દર્શાવી પ્રભાવતી બોલી.

"ત્યારે હવે મારો હૃદયપટ ખોલી નાખું?" ચંદ્રા સ્મિત હસીને બોલી.

"વગર શંકાએ ખોલો. હું આપની આજ્ઞાંકત છું."

"તો ઠીક, સાંભળ. મારા સ્વામીના સ્વભાવને તું સારી પેઠે જાણે છે?"

"હા. જાણું છું. તેઓ એક શૂરવીર પુરૂષ છે, અને આપની માફક મને પોતાની પુત્રી તરીકે ચાહે છે."સરળતાથી પ્રભાવતીએ પ્રતિ ઉત્તર આપ્યો.

"સત્ય છે. તારા કહેવા પ્રમાણે તેઓ શૂરવીર છે, અને તને પોતાની પુત્રી વત્ પણ ગણે છે, તેમાં તો કોઇ જાતનો સંશય નથી." ચંદ્રાએ પ્રભાવતીના પ્રતિઉત્તરને અનુમોદન આપતાં કહ્યું.

"ત્યારે શું તેમનામાં બીજો કોઇ અવગુણ છે?" પ્રભાવતીએ પૂછ્યું.

"હા. એક અવગુણ છે, અને તેથી મારૂં મન હમેશાં ચિંતાતુર રહે છે." ચંદાએ પ્રતિ ઉત્તર આપ્યો.

"તે કયો ?" પ્રભાવતીએ પૂછ્યું.

"તેમનું હૃદય કાંઇક ભોળું અથવા તો સ્વાર્થપરાયણ છે." ચંદાએ અચકાતાં અચકાતાં કહ્યું.

"પણ તેથી શું ? એ કાંઇ અવગુણ કહેવાય ?" પ્રભાવતી પૂછવા લાગી.

"હા. એનું નામ જ અવગુણ. લક્ષ્મી અને રાજ્યાધિકારના લોભથી કોઇ કોઇ સમયે તેઓ પોતાના પવિત્ર કર્તવ્યને પણ ભૂલી જાય છે." ચંદાએ ખુલાસેથી જણાવ્યું.

"મને તો તેવું કંઇ જણાતું નથી. આજ સુધી હું તો એમજ માનું છું કે શૌર્ય અને સ્વદેશાભિમાનથી તેઓ પરિપૂર્ણ છે." પ્રભાવતીએ પોતાનો અનુભવ પ્રસિદ્ધ કર્યો.

"તે ખરૂં છે; કેમકે રણસંગ્રામમાં તેઓ અડગ નિશ્ચયવાળા છે. પરંતુ તેમની સાથે મારો લગ્નસંબંધ થયો ત્યારથી તે આજ સુધીના મારા લાંબા અનુભવ પ્રમાણે મેં જોઇ લીધું છે, કે તેમના વિષે મેં જે શંકા હમણાં તને જણાવી છે, તે કાંઇ ખોટી નથી." ચંદાએ ખિન્ન વદનથી જણાવ્યું.

"પૂજ્ય દેવી, આપની શંકા વૃથા છે. સ્વામીના અવગુણ જોવા એ સતીનો ધર્મ નથી. ગમે તેમ હોય તોપણ આપે તો તેમનો ગુણજ ગ્રહણ કરવો જોઇએ." પ્રભાવતીએ ધર્મવાક્ય સંભળાવ્યું.

"પ્રિય બહેન, નાની ઉંમર છતાં તારા આ પ્રતિઉત્તરથી હું પૂર્ણ સંતોષ પામી તને ધન્યવાદ દઉં છું. તારૂં આ સદ્‌વાક્ય સદ્‌ગુણી સ્ત્રીઓએ ગ્રહણ કરવા લાયક છે, એમાં કાંઇપણ સંશય નથી. છતાં તું ખાત્રી રાખ કે મારી ભાવનાઓ કાંઇ અશુદ્ધ નથી, સ્વામીના શ્રેયમાંજ મારૂં શ્રેય સમાયેલું છે. તેથી તેમનો એ અવગુણ ટાળવાજ માત્ર મારો પ્રયત્ન છે: અને હું તેમ ન કરૂં તો એ અવગુણથી કોઇક સમયે મોટો અનર્થ ઉત્પન્ન થવાનો મને મોટો ભય લાગે છે." ચંદાએ પ્રભાવતીની પ્રશંસા કરતાં સ્પષ્ટ હકીકત જણાવી.

"કેવી રીતે ભય છે ?" પ્રભાવતીએ પૂછ્યું.

"બહેન, તું જાણે છે કે, હું એક વીરપુત્રી હતી, અને આજ વીરપત્ની હોવાનું મને ગુમાન છે. સ્વજાતિય, સ્વધર્મ, સ્વામીભક્તિ, સ્વદેશસેવા અને શિયળરક્ષણના પવિત્ર કાર્ય આગળ મારા જીવનની મને કંઇજ કિંમત નથી. ગમે તે પ્રકારે એ પાંચ "સ"સ્સાઓ સૃષ્ટિમાં સજીવન રહે એમ હું ઇચ્છું છું. અને હાલ તો આપણા રાજસ્થાનમાં તેમને નિષ્કલંક રાખવાની મારી દૃઢ પ્રતિજ્ઞા છે. હમણાં મારા સ્વામી આ દુર્ગના અધિપતિ છે. મહારાણાએ

સંપૂર્ણ વિશ્વાસથી દુર્ગરક્ષાનું કાર્ય તેમને સોંપેલું છે, તેમાં દુશ્મનોના દગા-ફટકાથી અથવા તો કોઇ બીજી રીતે સ્વામીની લોભવૃત્તિ પ્રબળ થઇ જાય તો મારા એ પ્રિય પાંચે "સ"સ્સાનું સત્યાનાશ વળ્યા વિના રહે નહિ. હવે મારા ભયનું ખરૂં કારણ તું સમજી?" ચંદ્રાએ સત્ય હકીકતનો પ્રકાશ કર્યો.

"આપ દીર્ઘદર્શી છો. આપની શંકા ખરી છે. હું હવે સંપૂર્ણ સમજી. આટલાજ કારણથી સ્વામીની સાથે દુર્ગરક્ષાના કાર્યમાં આપે પ્રગતિ કરી છે કેમ?" પ્રભાવતીએ પૂછ્યું.

"હા. પણ તે યોગ્ય રીતેજ. તેમને માઠું લાગે કે કોઇ પ્રકારની શંકા ઉત્પન્ન થાય તેવું કૃત્ય હું કરતી નથી. માત્ર તેમની ઇચ્છાઓને અનુસરૂં છું, અને મારા તરફ તેમની સદ્‌ભાવના હોવાથી મને તેમ કરવામાં તેઓ અંતરાય કરતા નથી. આ કાર્યની અંદર મારા અંતિમ ઉદ્દેશ પ્રમાણે મહા યત્નથી મેં તેમનો કાપવા માંડેલો એ અવગુણ રૂપી છોડ ફરીથી નવપલ્લવ થઇ વૃક્ષ રૂપે વિસ્તાર ન પામે તેની પૂરતી સંભાળ રાખું છું, અને વારંવાર મહાન્ પુરુષોના સદ્‌ગુણોનું તેમની આગળ વર્ણન કરી તેમનું ભોળુ હૃદય ઉચ્ચ ભાવનાઓથી ભરી દઉં છું." ચંદ્રાએ શુદ્ધ હૃદયથી પોતાનો મનોભાવ પ્રગટ કર્યો.

"અહો ! આપ દેવી સુલોચના કે સાવીત્રિ છો, કે સાક્ષાત અરૂંધતિ છો તે હું સમજી શકતી નથી! આપના ઉત્તમ ઉપદેશથી હું આજે કૃતાર્થ થઇ. સ્વામીનો અવગુણ ટાળવા આપ જે જે પ્રયાસ કરો છો તેજ ખરી પતિભક્તિ છે. આપનું પવિત્ર જીવન હમેશાં નિષ્કલંક રહો. શ્રી એકલિંગજીની આજ્ઞાથી કહું છું કે આપના આ અતિ ઉત્તમ કાર્યમાં મારી શક્તિઅનુસાર ખરા અંતઃકરણથી હું સાહાય્ય કરીશ." પ્રભાવતીએ અંતરના ઉદ્‌ગારો કહાડ્યા.

"તો ઠીક બહેન. હવે મારૂં હૈયું ખાલી થયું, અને એક રીતે મને સંતોષ થયો. પરંતુ હજુ બીજી વાત કહેવાની બાકી છે, તે કહીશ ત્યારેજ મને સંપૂર્ણ શાન્તિ થશે." ચંદ્રાએ જણાવ્યું.

"બીજી વાત જે હોય તે પણ કહો. એમાં પણ કંઇ ગુપ્ત રહસ્ય રહેલું હશે." પ્રભાવતીએ સાંભળવાની આકાંક્ષાપૂર્વક કહ્યું.

"હા, એમાં પણ ગુપ્ત રહસ્ય છે ખરૂં." ચંદ્રાએ પ્રતિઉત્તર આપ્યો.

"ત્યારે તે પણ કહી દો. હું સાંભળવા તત્પર છું." પ્રભાવતી બોલી.

"મોગલ છાવણીમાં મેં તને કયા ઉદ્દેશથી મોકલી હતી, તે તું કહી શકીશ?" ચંદ્રાએ પૂછવા માંડ્યું.

"તે તો આપ પણ જાણો છો, અને હું પણ જાણું છું." પ્રભાવતીએ પ્રતિઉત્તર આપ્યો.

"તું શું જાણે છે તે મને કહે." ચંદાએ પૂછ્યું.

"ભારતસિંહને કર્તવ્યવિમુખ થતાં અટકાવવા અથવા તેમ ન બને તો તેનો સંહાર કરવા. અને ત્યાં બનેલી સર્વ હકીકત મેં આપને ક્યારનીએ જણાવી છે, તો હવે તેનું શું પ્રયોજન? લ્યો, આ તેજ કટાર કે જે ભારતસિંહનું રક્તપાન કરવા તત્પર બની હતી." પોતાના અંબોડામાં છૂપાવેલી કટારી કહાડી ચંદાના હાથમાં મૂકતાં પ્રભાવતી મ્લાન મુખમુદ્રાથી બોલી.

પ્રભાવતીના મુખ ઉપર એકાએક થયેલો ફેરફાર ચતુર ચંદાએ તીક્ષ્ણ નજરથી જોઇ લીધો; પરંતુ તેનું કારણ તે પૂરેપૂરૂં સમજી શકી નહિ, કેમકે ત્યાં ભારતસિંહ સાથે થયેલી પ્રેમગોષ્ટિની હકીકત ચંદાથી તેણે ગુપ્ત રાખી હતી. તે સિવાયની સઘળી હકીકત તેણે તેને જણાવી હતી. તેથી તેની મ્લાન મુખમુદ્રા તરફ ઝાઝું લક્ષ્ય નહિ આપતાં કટારી હાથમાં લઇને સ્મિત હસીને તે બોલી: "બહેન, આ કટારીની તારે હમેશાં જરૂર છે તેથી તારી પાસે જ રહેવા દે."

"ના. જરૂર પડશે ત્યારે આપની પાસેથી લઇશ. ભારતસિંહ કહેતા હતા કે નૃત્ય ગાન ઉપર ગુજારો કરનારી નિર્બળ નારીના શીરમાં આ કટારી કેમ શોભે? એને લીધે તો મને તેઓ જાસૂસી ધારી કેદ કરવા તત્પર થયા હતા. પરંતુ હાય! દુર્ભાગ્યે તેઓજ કેદ થયા!" પ્રભાવતી નિસાસો નાખીને બોલી.

"તેમને કેદમાંથી છોડાવવાનો આપણે પ્રયત્ન કરીશું." ચંદાએ ધીરજથી જણાવ્યું.

"આપ શું પ્રયત્ન કરી શકશો?" આશાભેર પ્રભાવતી પૂછવા લાગી.

"તે વાત પછી. પણ હાલ હું જે હકીકત તને જણાવવા ઇચ્છું છું તે તું સાંભળી લે." ચંદાએ વચમાં કહેવા માંડ્યું.

"કહો. સાંભળું છું." પ્રભાવતી સ્વસ્થ થઇ બોલી.

"ભારતસિંહ કોણ છે, તે તું જાણે છે?" ચંદાએ પૂછ્યું.

"હા. મહારાણા ઉદયસિંહના પ્રિય સખા, અને શીસોદિઆ રજપૂત." પ્રભાવતીએ પ્રતિઉત્તર આપ્યો.

"બસ. એટલું જ? બીજું કંઇ જાણે છે?" ચંદાએ પૂછ્યું.

"ના." પ્રભાવતી બોલી.

"લે, સાંભળ ત્યારે. એ ભારતસિંહ મારો સગો ભાઈ થાય છે!" ચંદાએ મંદ હસીને કહ્યું.

"અહો! મોટું આશ્ચર્ય! શું આપ આ સત્ય કહો છો?" આશ્ચર્ય પામીને પ્રભાવતી બોલી.

"બહેન, હું અસત્ય કદી બોલતીજ નથી." ચંદાએ ખાત્રીથી જણાવ્યું.

"ત્યારે માતુશ્રી! બંધુની સાથે તેનો સંહાર કરવા જેટલી શત્રુવટ આપે શા સારૂ દર્શાવી? શું આપનામાં ભ્રાતૃસ્નેહ નથી?" વિસ્મય પામેલી પ્રભાવતી પૂછવા લાગી.

"મેં મારી મનોભાવના તારી આગળ પ્રકાશ કરી છે; છતાં તું મારા ઉદ્દેશથી અજાણી કેમ રહી છે? રાજભક્ત, અને દેશભક્ત બહેનને રાજદ્રોહી અને દેશદ્રોહી બંધુ ઉપર ભ્રાતૃ-સ્નેહ કેમ રહે? તારા ઉપદેશથી તે પાછો સ્વધર્માનુરાગી બન્યો છે, તેથીજ મેં તેને બંધુ તરીકે સ્વીકાર્યો છે, નહિ તો આ દુનિઆમાં હું તેને મારા કટ્ટા શત્રુ તરીકે જ લેખત." અંતઃકરણમાં પ્રગટ થયેલા આવેશપૂર્વક આ વાક્યો ચંદાએ ઉચ્ચાર્યાં.

"પણ માતાજી! તેઓ મોગલોના સહાયક શાથી થયા હતા તે હકીકત તો આપ જાણતાં હશો જ." પ્રભાવતીએ ભારતસિંહ ઉપરનો દ્વેષ કંઈક ઓછો કરવાના હેતુથી કહ્યું.

"હા. જાણું છું. મારા સ્વામીએ સ્વાધિકારના લોભને લીધે મહારાણાને તેના વિષે આડું અવળું સમજાવી તેનું અનિષ્ટ કરાવ્યું, પણ તેથી શું સમસ્ત દેશનો શત્રુ થઈ તેનું સત્યાનાશ કહાડવા તત્પર થવાનું તેને માટે યોગ્ય હતું? તે અપમાન તેનાથી સહન થઇ શકતું નહોતું તો મારા સ્વામી સાથે તેણે દ્વંદ્વ યુદ્ધની માગણી કરવી જોઈતી હતી, અથવા તેમ નહિ તો સંસારથી વિરક્ત થઇ વૈરાગ્યનો માર્ગ ગ્રહણ કરવો જોઇતો હતો, કે જેથી જન્મમરણનો ફેરો ટળી જાત, અને આ દુનિઆમાં એક વીર અથવા પવિત્ર પુરૂષ તરીકે તે પૂજાત. બહેન, દેશનો દ્રોહી તે દૈવનો પણ દ્રોહી. એ પાપથી બીજું કોઇ પણ ભયંકર પાપ પૃથ્વીમાં નથી!" પોતાની તેજસ્વી આંખો ચમકાવતી ચંદા બોલી.

"પણ પોતાની થયેલી ભૂલનો પાછળથી પશ્ચાત્તાપ કરી તેને તેમણે સુધારી છે ને?" પ્રભાવતીએ ભારતસિંહનો પક્ષ કરીને કહ્યું.

"હા. એ સાંભળીને મને સંતોષ થયો છે. ઇશ્વરકૃપાએ મારા ભાઇના હાથથી કંઇ અનિષ્ટ પરિણામ નિપજ્યું નથી, જેથી મારા પિતાનું કુળ હજુ નિષ્કલંક છે, એમ હું માનું છું. હવે હું તેને પ્રથમની પેઠે બન્ધુભાવથી ચાહીશ, અને તેનો ઉદ્ધાર કરવા યત્ન કરીશ." ચંદાએ સંતોષથી જણાવ્યું.

"પૂજ્ય દેવી, જે પ્રયત્ન કરવાનો હોય તે તત્કાળ કરી નાખો; કેમકે શત્રુઓ આપણા રજપૂતો જેવા દયાળુ નથી. કદાચ તેઓ તેમનું........" બોલતાં બોલતાં પ્રભાવતીની આંખમાં પાણી ભરાઇ આવ્યું અને અટકી ગઇ.

"બહેન, ધીરજ રાખ. ઇશ્વર જેનું રક્ષણ કરવા ઇચ્છે તેને મનુષ્ય શું કરી શકે? મારી ધારણા પ્રમાણે શહેનશાહ અકબર એટલો બધો ક્રૂર નથી. વળી તે હિંદુ મુસલ્મીનોને સમાન રીતે ચાહે છે. શ્રી એકલિંગજીની કૃપાથી આપણો પ્રયત્ન સફળ થશે." આટલું બોલીને ચંદાએ પહેરેગીરને હાંક મારી.

એક શસ્ત્રબદ્ધ સૈનિક તુર્ત જ તે ઓરડામાં આવી હાજર થયો, અને નીચા વળી ચંદાને તેણે નમન કર્યું. ચંદા તેના સામું દ્રષ્ટિ કરીને ગંભીર ભાવથી બોલી. "બિક્રમસિંહને બોલાવો."

"જેવી આજ્ઞા," કહી તે પહેરેગીર તુર્ત જ ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી પ્રભાવતી ચંદાને પૂછવા લાગી: "ભારતસિંહનો છૂટકો કરવાનું કાર્ય આપ બિક્રમસિંહને સોંપવા ઇચ્છો છો કે શું?"

"હા. એ આપણો વિશ્વાસુ સૈનિક છે. હમણાંજ મેં તેને નાયકની પદવી અપાવી છે." ચંદાએ પ્રતિઉત્તર આપ્યો.

"આપણા સૈન્યમાં આજ મેં તેને જોયો હતો તેજ બિક્રમસિંહ?" પ્રભાવતીએ પૂછ્યું.

"હા, તેજ." ચંદા બોલી.

"ત્યારે તો આપણું કાર્ય સફળ થશે. પરંતુ માતુશ્રી! આપને એક મારી વિનતિ છે." પ્રભાવતી બોલી.

"શું વિનતિ છે?" ચંદાએ પૂછ્યું.

"મોગલોના હાથમાંથી મારો છૂટકો કરનાર બહાદુર બહારવટીઆ ભારૂમલ્લને આપ ભૂલી ગયાં છો. તેની આપને મળવાની ઇચ્છા છે. આજ્ઞા હોય તો બોલાવું." પ્રભાવતીએ આજ્ઞા માગી.

"અહો! ઠીક યાદ દેવરાવ્યું! એ ભારૂમલ્લને તો હું ભૂલીજ ગઇ હતી! શત્રુના હાથમાંથી તને છોડાવી એણે આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે. તેનો બદલો તેને યોગ્ય રીતે આપવોજ જોઇએ. શું તે હજુ અહીં છે?" ચંદાએ આતુરતાથી પૂછ્યું.

"હા, અહીંજ છે માતાજી." પ્રભાવતીએ પ્રતિઉત્તર દીધો.

"સારૂં" કહી ચંદાએ તુર્તજ બીજા પહેરેગીરને બોલાવ્યો, અને ભારૂમલ્લને પોતાની પાસે મોકલવાની આજ્ઞા કરી. થોડી વાર સુધી બન્ને મુંગાં જ

બેઠાં. તેવામાં ભારૂમલ્લ અને બિક્રમસિંહ ત્યાં આવી પહોંચ્યા. બન્નેએ યોગ્ય રીતે ચંદ્રાને નમન કર્યું, અને આજ્ઞા મુજબ તેની સન્મુખ બેઠા. તુર્તજ ભારૂમલ્લને સંબોધીને ચંદ્રાએ બોલવા માંડયું :

"મારી પ્રિય પ્રભાવતીને શત્રુના હાથમાંથી તમે બચાવી તેનો યોગ્ય બદલો અમારાથી વાળી શકાય તેમ નથી, તોપણ હમણાં હું એક નજીવી બક્ષીસ તે મહાન્ ઉપકારના કિંચિત બદલા તરીકે તમને આપવા ઇચ્છા રાખું છું. તે લ્યો." આમ કહી પાસે પડેલી એક નાની પેટી ખોલી તેમાંથી એક ચળકતું રત્ન ચંદ્રાએ બહાર કહાડી ભારૂમલ્લની પાસે મૂકયું.

મૂલ્યવાન રત્નને જોઇ ભારૂમલ્લનું હૃદય પ્રફુલ્લિત થઇ ગયું. વગર મહેનતે મેળવેલા પરાયા ધન ઉપર આજીવિકા ચલાવનાર આ સાહસિક રજપૂત લુંટારો ગુણવાન રજપૂતોના પ્રસંગોપાત થતા સમાગમથી કેટલીક રીતે સુધરી ગયો હતો, અને કેટલીક મુદ્દતથી તેને પોતાના આ કર્તવ્ય ઉપર ધિક્કાર ઉત્પન્ન થતો હતો; પરંતુ કંઇક લોભવૃત્તિ અથવા તો બીજા કોઇ અન્ય કારણને લીધે તેનો તે ત્યાગ કરી શકતો નહોતો. કૃતજ્ઞતા દર્શાવવાને ખાતર વિવેકથી તે બોલ્યો :

"મહાદેવી ! આપના દર્શનથી હું કૃતાર્થ થયો ! આપની સેવા કરવાનું મારામાં સામર્થ્ય આવે એવો આશીર્વાદ આપો, એટલે બસ. બીજા બદલાની મારે જરૂર નથી !"

"મારો આશીર્વાદ તો છેજ, પરંતુ હમણાં મારી આજ્ઞાનું પાલન કરી આ બક્ષીસ તમે લઇ લ્યો." ચંદ્રાએ આગ્રહથી જણાવ્યું.

ચંદ્રાની આજ્ઞા મુજબ તે રત્ન ભારૂમલ્લે પોતાના હાથમાં લીધું, અને ત્યાંથી જવાની આજ્ઞા માગી. ચંદ્રાએ તેને થોભવાની સૂચના કરી બિક્રમસિંહ, પ્રભાવતી, તથા ભારૂમલ્લ તરફ અનુક્રમે દૃષ્ટિ ફેરવી બોલી :

"આપણે એક મહાન્ કાર્યની યોજના ઘડવાની છે. સઘળાં સામેના ઓરડામાં આવો."

ચંદ્રા તુર્તજ ત્યાંથી ઉઠી પાસેના ઓરડામાં ગઇ. તે ત્રણે જણાં પણ તેની પાછળ ગયાં. બીજા એક ખંડમાંથી એક દાસીએ આવી તે ઓરડાનું દ્વાર બંધ કર્યું, અને સઘળાં ગંભીર કાર્ય કરવાની યોજનામાં ગુંથાયાં.

# પ્રકરણ ૭ મું.

## વિરહ વેદના.

યોજના નક્કી થઇ જતાં કેટલીક વારે તે ઓરડાનું દ્વાર ખુલ્યું. બિક્રમસિંહ અને ભારૂમલ્લ તેમાંથી નીકળી પોતાના સ્થાને ચાલ્યા ગયા. ચંદા પણ પોતાના પતિને આવવાનો સમય થયેલો જોઇ તે ઓરડાથી થોડે દૂર રાજમહાલયના બીજા અવાસમાં ગઇ. હવે પ્રભાવતી એકલીજ ત્યાં રહી. સૂર્ય અસ્ત થઇ ગયો હતો. શરદ પુનમની રાત્રિએ પૃથ્વીમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપિત કરવા માંડયું હતું. પૂર્ણ વિકાસ પામેલા ચંદ્રનાં પ્રકાશિત કીર્ણો આખા રાજમહાલય ઉપર સુંદર રૂપેરી ચાદર બિછાવી રહ્યાં હતાં. પ્રભાવતીના ઓરડામાં પણ તે કીર્ણોએ અથડાતાં અથડાતાં પ્રવેશ કર્યો હતો. કંઇક વિચારમાં તે આમથી તેમ ફરતી હતી. એકાંત ભુવનમાં એકલી પડવાથી તેનું વ્યગ્ર ચિત્ત પાછું ચગડોળે ચડવા માંડયું. ભારતસિંહનું સુંદર વદન, મનોહર વાણી, એક વીરને શોભે તેવા અંગના પ્રત્યેક અવયવો, તેની અંતર દ્રષ્ટિ આગળ તત્કાળ ખડાં થઇ ગયાં. કવિની કલ્પનામાં પણ ન આવે એવા સૌંદર્યવાન કામદેવના સ્વરૂપ સમાન તેને તે પોતાના હૃદયમાં આલેખવા લાગી. રાજા, મહારાજાઓ, અને બીજા કેટલાક સરદારોનાં ઓરડાની ભીંતે લટકાવેલાં ચિત્રોની ભારતસિંહ સાથે તુલના કરતાં તે સઘળાં તેને તેનાથી ગૌણ જણાયાં. અન્ય રાજવંશીનાં જુદાં જુદાં નામો વિચારતાં "ભારતસિંહ" એ નામ તેને મનમોહક મનાયું. પ્રેમના પગથિઆ ઉપર પગ મૂકવાની શરૂઆતમાંજ ભારતસિંહને મળ્યા પછી પ્રભાવતી પ્રેમઘેલી બની. સ્વર્ગસ્થ પાલક પિતા જયમલસિંહના નિવાસસ્થાનનું તેને એકાએક સ્મરણ થયું. ત્યાંજ ભારતસિંહને પ્રથમ તેણે દીઠો હતો. પરંતુ તે સમયની તેની સર્વ ચેષ્ટાઓ બાલ્યકાળની હોવાથી ત્યાં તેની સાથેનો પ્રસંગ સરલ પ્રેમથી ભરેલો હતો. હમણાં તેનું તેને દિગ્દર્શન થવા માંડયું, અને મોગલ છાવણીમાં તેને નિહાળ્યા પછી એ સરલ પ્રેમ વિલક્ષણ રૂપે પ્રકાશી નીકળ્યો હતો. પ્રેમોન્મત્ત અવસ્થામાં તે પોતાના મનસાથે ભિન્ન ભિન્ન પ્રકારની શંકાએ યુક્ત સંકલ્પો કરી ધીમે ધીમે ઉદ્દગારો કહાડવા લાગી:

"પ્રિય ભારતસિંહ ! તમે કહેતા હતા કે રજપૂતનો બોલ, એજ પવિત્ર કોલ. શું એ વાકય વૃથા તો નહિ હોય ? ના. રજપૂતનું વેણ વૃથા હોયજ નહિ. મેં તેમનો સ્વીકાર કર્યો છે, અને તેમણે મારો સ્વીકાર કર્યો છે. પણ અરે ! હું કોણ ? તે કોણ ? તેઓ એક પવિત્ર સૂર્યવંશી શીસો-

દિઆ રજપૂત ! અને હું ? હાય ! નાત જાત નહિ જણાયેલી એક નિરાધાર છોકરી ! આવો અઘટિત સંબંધ કુળાભિમાનમાં ગર્ક થયેલી તેમની બ્હેન ચંદ્રા કેમ કબૂલ રાખશે ? નહિજ રાખે ! અરે ! ત્યારે મારી શી ગતિ ? પછી જીવનનો ઉદ્દેશ શો ? એક સમયે ચિતોડની અંદર બાલ્યકાળે એક ચોપડીમાંથી હું ઉર્દુ મિશ્ર હિંદી ગજલો શિખતી હતી, ત્યારે મારા પાલક પિતા જયમલસિંહ મને કહેતા કે બહેન, તું રાઠોડ રજપૂતની પુત્રી છે; આવું સંગીત તારે શા સારૂં શિખવું જોઇએ ? આ તેમની સ્નેહમય વાણી હજુ મને યાદ છે. અહો ! ત્યારે તો હું રજપૂત કન્યા ! રજપૂત કન્યાજ ! જયમલસિંહ જેવા પ્રતાપી પુરૂષનું વચન અસત્ય હોય નહિ. પણ અરે ! હવે તેની સાબીતી શું રહી ? ચિતોડ પડ્યું, તે પવિત્ર પિતા સ્વર્ગસ્થ થયા, હું અહીં આવી. મારાં ખરાં માતપિતા જીવે છે કે નહિ, તે પણ હું જાણતી નથી ! મારો દેશ કયો ? ગામ કયું ? કુળ કયું ? જાત કઇ ? આવા પ્રશ્ન કોઇ પૂછે તો તેનો હું શું ઉત્તર આપી શકું ? કાંઇજ નહિ. પણ અરે ! ભારતસિંહે તો મને રજપૂત કન્યા તરીકેજ ઓળખીને મારા તરફ પ્રીતિ બતાવી છે, ત્યારે શું તેઓ મને પ્રથમથી ઓળખતા હશે ? હા. તેમજ હશે. નહિ તો એક નર્તકીના વેષમાં હોવા છતાં તેઓ મારો સ્વીકાર કેમ કરે ? નજ કરે. ભવ્ય આકૃતિ અને વીરવચનો ઉપરથી તેઓ તેમની બ્હેન ચંદ્રાના જેવાજ કુળાભિમાની જણાય છે, તો પછી નાત જાત નહીં જણાયેલી મારા જેવી એક નિરાધાર છોકરી સાથે કદાપિ પ્રેમમાં પડે ? ના, નહિજ. સ્વર્ગસ્થ પિતા જયમલસિંહના મુખથી તેમણે સાંભળેલું હોવું જોઇએ કે હું રાઠોડ રજપૂતની પુત્રી છું, યા કદાચ બીજી રીતે પણ તેઓ મને ઓળખતા હોય. અહા ! તેમ હોય તો હું કેવી ભાગ્યશાળી ? વળી તેઓ કહેતા હતા કે પ્રભા ! હું તને પ્રથમથીજ ચાહતો હતો. અહો ! આથી વિશેષ સાબીતી કઇ જોઇએ ? હું રજપૂત કન્યા, અને વળી રાઠોડ વંશની ! એમાં શક શો ? પ્રિય ભારતસિંહ ! હવે હું તમારે યોગ્ય છું જ ! પણ અરે ! તમે મને અંગિકાર કરી ખરી, પરંતુ હાય ! હું જ તમારા મહાન્ કષ્ટનું મૂળ થઇ પડી ! પ્રભુ ! તું મને સાહાય્ય થા, અને એમને બંધનથી મૂક્ત કર !”

ચિત્તની વ્યગ્ર અવસ્થામાં થતા અનેક સંકલ્પવિકલ્પનો અંત આવ્યો નહિ. ઘડીકમાં તે કંઇક ઉત્સાહી જણાતી, તો ઘડીકમાં પાછી શોકાતુર થઇ જતી. પ્રેમોન્મત્ત અવસ્થામાં વહાલાના વિરહથી તેની આંખોમાંથી વારંવાર ઉષ્ણ અશ્રુબિંદુઓ ટપકી જતાં. તેના વિરહી હૃદયમાં જે અસહ્ય વેદના થતી હતી, તેનો અનુભવ તેના વિના કોઇ કલ્પી શકે તેમ નહોતું.

આવી આકુળ વ્યાકુળ સ્થિતિમાં ઓરડાની અંદર આમથી તેમ ફરતાં

ફરતાં ગુપ્ત રીતે રોઇ રોઇને તેણે પોતાનો હૃદયભાર ઓછો કરવા પ્રયત્ન કર્યો. પરંતુ તેમ કરતાં તેનું કષ્ટ લેશ માત્ર કમી થયું નહિ. અંતરમાં નવા નવા પ્રગટ થતા સંકલ્પવિકલ્પોથી ઉલટો તેમાં વધુ ઉમેરો થવા લાગ્યો. આવા અસહ્ય કષ્ટમાં ભાગ લેવા બીજા કોઇની શક્તિ નહોતી, તેમજ તે અહીંઆં એકલી હોવાથી તુર્ત તેને કોઈ ધીરજ આપે તેમ નહોતું. ભારતસિંહની ભવ્ય છબી તેના અંતઃકરણમાં રમણુ કરી રહી હતી, અને એ માનસિક વ્યાધિનું મૂળ ધન્વતરી જેવા પ્રખ્યાત વૈદ્યરાજોથી પણુ નિવારણુ થઇ શકે તેમ નહોતું.

કેટલીક વાર સુધી તેની આવી સ્થિતિ રહી, અને પછી કંઇક ઉત્સાહી સંકલ્પ પ્રગટ થતાં પોતાના દુઃખી અંતઃકરણુને શાન્તિ આપવા તેણે એક બીજો પ્રયત્ન આરંભ્યો. જે ઓરડામાં તે ઉભી હતી તેમાંથી પાસેના એક બીજા ઓરડામાં ગઇ, અને હાથમાં એક સીતાર લઇ પાછી ત્યાં આવી. મનને મજબૂત કરી આંખમાંથી ટપકતાં અશ્રુબિંદુઓ તેણે લૂંછી નાખ્યાં, અને વાદ્યતંતુઓ મેળવી તેને ગતિ આપતાં મંજૂલ સ્વરથી ધીમે ધીમે નીચેની ગઝલ ગાવા માંડી.

વિના તું હે વિભુ મારા, બીજો આધાર શું છે ?
જુઓ ! આ પંડમાં પ્યારા, વિના અંગાર શું છે ? વિના.
હૃદયકુંજે ધીકેલી, ભરી છે ભસ્મચેલી;
વિના વન્હી તણી જ્વાળા, કહો દીલદાર શું છે ? વિના.
અરે ! હું પ્રેમઘેલી, ભરોંસામાં ભૂલેલી;
વિચારોને જરી વહાલા, કર્યો ઇકરાર શું છે ? વિના.
બતાવી પ્રેમસિંધુ, ન દીધું એક બિંદુ;
અરે ! એ પાપી પ્રેમીનો, પછી ઇતબાર શું છે ? વિના.
કહો છો તું અમારી, બની આભારી ભારી !
વિમળ એ વાકયનો આજે, કરો નિર્ધાર શું છે ? વિના.
મને ઘેલી ગણો છો, બકાવી કાં બનો છો ?
અમારો અંતરેથી આ, સુણો ઉદ્‌ગાર શું છે ? વિના.
" નહિ રક્ષક નિહાળી, તમે તલવાર ઝાલી; "
" જખમ કારી કર્યા ઝાઝા, બીજો આભાર શું છે ?" વિના.

ગઝલ પૂરી થતાં પ્રભાવતીનો કંઠ રૂંધાઇ ગયો, તેની આંખમાંથી હવે ચોધાર અશ્રુઓ પડવા લાગ્યાં. આલાપ સહિત આરંભેલા સંગીતથી તેની અશાન્તિ ઉલટી વધી, અને અગ્નિમાં હોમાયેલા ઘીની પેડે તે ભભૂકી ઉઠી. એ ઓરડાની અંદર વધારે વાર ઉભા રહેવાનું તેને અસહ્ય થઇ પડ્યું. આ-

ખરે કંઠાળીને સીતારને તેણે પોતાના હાથમાંથી નીચે મૂકી દીધો, અને ત્યાંથી નીકળી ચિત્તને સ્વસ્થ કરવા સારૂ રાજમહેલની અગાશી ઉપર ચડી. ત્યાં જઇ પહોંચતાં ચંદા અને સુરજનસિંહ ગઢ ઉપરની ગોઠવણુ નિહાળતાં તે અગાશી ઉપર બેઠેલાં તેની દ્રષ્ટિએ પડયાં. આ બન્નેને જોઇને પ્રભાવતી એકદમ આગળ વધતાં અટકી ગઇ, અને ત્યાંથી તુર્તજ પાછી વળવા લાગી; પરંતુ ચંદાએ તેને હાંક મારી પોતાની પાસે બોલાવી, અને તેની શોકાતુર મુખમુદ્રા જોઇ સ્નેહપૂર્વક તેને પૂછવા માંડયું:

"બહેન પ્રભા! આજ તું ચિંતાતુર કેમ જણાય છે?"

"કાંઇ નહિ માતુશ્રી, મારી પ્રકૃતિ હમણાં જરા અસ્વસ્થ છે." મહાપ્રયત્ને મનોભાવ છૂપાવતાં કૃત્રિમ હસીને પ્રભાવતીએ પ્રતિઉત્તર દીધો.

"અમારા તરફથી તને કંઇ અસંતોષ થાય તેવું કૃત્ય તો થયું નથી ને?" સુરજનસિંહે વચમાં પ્રશ્ન કર્યો.

"પિતાજી, એમ શું બોલો છો? આપના આશ્રયમાં હું હમેશાં સુખી અને સંતોષી છું. મને અહીંયાં કોઇ વસ્તુની ન્યૂનતા નથી." પ્રભાવતીએ ફરીથી હસવાનો પ્રયત્ન કરી પ્રતિઉત્તર આપ્યો.

"ત્યારે તારી મુખમુદ્રા આમ એકાએક નિસ્તેજ શાથી થઇ ગઇ? હમણાં થોડીવાર ઉપર તો તારી પ્રકૃતિ ઠીક હતી. શું બીજા કોઇએ તો તને દુભાવી નથી?" ચંદાએ ફરીથી પૂછ્યું.

"પૂજ્ય માતાજી અને પિતાજી, આપના જેવાં સમર્થ દેવદેવીના રક્ષણમાં બીજા કોની તાકાદ છે કે મને દુભાવી શકે? મારા માથામાં જરા વેદના થાય છે, તેથીજ મારૂં મુખ કરમાયેલું જણાતું હશે. બીજું કાંઇ કારણ નથી!" મનમાં પ્રગટ થતા શોકાબ્ધિને સમાવવાનો ફરીથી પ્રયત્ન કરતાં કપાળ ઉપર હાથ મૂકી પ્રભાવતીએ પ્રતિઉત્તર આપ્યો.

"ત્યારે તું કાંઇ ઔષધ કેમ લેતી નથી? લે હું લાવી આપું." ચંદા ઉભી થતી બોલી.

"ના માતુશ્રી, ઔષધની મને જરૂર નથી! એ તો હમણાં મટી જશે. ગઇ રાત્રિએ નિદ્રા આવી નથી, તેથી ઉજાગરાને લીધે મારૂં શરીર જરા ભારે થઇ આવ્યું છે." ઔષધ લેવા જતાં ચંદાને અટકાવીને પ્રભાવતી બોલી.

"ઠીક તો હવે જરા વાળુ કરીને પછી તું સૂઇ જા." સુરજનસિંહ બોલ્યો.

"પિતાશ્રી, અત્યારે મને કંઈ પણ ખાવાની ઇચ્છા નથી. વાળુ કરવાનો સમય થઇ ગયો છે, આપ પધારો."

"તારા વિના એકલાં ભોજન કરવાનું અમને કેમ ગમશે? તું અમારી પાસે બેસી ઇચ્છા હોય તેટલું જમી લેજે." ચંદા બોલી.

"કૃપા કરી આજનો દિવસ ભોજન કર્યા વિના મને સૂવા જવાની આજ્ઞા આપો. ભુખ વિના ખાવાથી ઉલટી મારી પ્રકૃતિ વધુ બગડશે." પ્રભાવતીએ મજબૂત કારણ મૂકી જણાવ્યું.

" ઠીક ત્યારે, જેવી તારી ઇચ્છા. હવે કોઇ જાતની ચિંતા કર્યા સિવાય તું નિરાંતે નીચે જઇને સૂઇ રહે." આખરે ચંદાએ આગ્રહ તજીને કહ્યું.

ચંદા અને સુરજનસિંહ તુર્તજ અગાશીમાંથી નીચે ઉતરી ભોજનગૃહ તરફ વળ્યાં, અને પ્રભાવતી પણ એક બીજા અવાસમાં પોતાના શયનગૃહ તરફ ચાલી ગઇ.

# પ્રકરણ ૮ મું.

## આદમી કે ધનચક્કર !

બાદશાહી છાવણીની પાસેના એક પાણીના વહેળા ઉપર બે મોગલ સૈનિકો કિનારે ઉગેલા ઝીણા લીલા ઘાસમાં કપડું બિછાવી ઠંડા પહોરનાં ગપ્પાં મારતા બેઠા હતા. એક સૈનિકનું વય આશરે ત્રીસ પાંત્રીસ વર્ષનું અટકળી શકાતું હતું, ત્યારે બીજો પચાસની લગભગ પહોંચી ગયો હતો. કેટલીકવાર સુધી આડીઅવળી વાતો કરવામાં મગરેબનો વખત થવાથી ઉમ્મરે પહોંચેલો સૈનિક ત્યાંથી ઉઠયો, અને વહેળાની અંદરના જળમાં નાહી ધોઈ પાક કપડાં પહેરી વજુ બનાવી નિમાજ પઢવાની તેણે તૈયારી કરી. ખુદાના પવિત્ર નામનો ઉચ્ચાર કરતાં કરતાં એક નાનો મુસલ્લો તેણે પોતાના હાથમાં લીધો, અને પોતાના સાથીની જોડે પાક જમીનમાં તેને બિછાવી એક સાચા મુસલમીનના ફરજીઆત કર્તવ્યમાં તે નિમગ્ન થયો.

આ વખતે પડોશમાં બેઠેલો તેનો સાથી તેનાથી એક જુદાજ કાર્યમાં મશગુલ હતો. પોતાના અંગ ઉપર પહેરેલા અંગરખાની એક બાજુની જેબમાંથી તેણે એક લાંબી ચલમ અને તંબાકુ કહાડયાં, અને બીજી બાજુની જેબમાંથી ચકમક તથા ચીંથરૂં કહાડી અગ્નિ સળગાવ્યો. ત્યારબાદ ચલમને તંબાકુથી પરિપૂર્ણ ભરી તેના ઉપર અગ્નિ મુકયા પછી બન્ને હાથે તેને મુઠ્ઠીમાં પકડી આનંદપૂર્વક દમ પર દમ લગાવતાં તંબાકુનાં વખાણ કરી મુખમાંથી ધુમાડાના ગોટેગોટ કહાડવા માંડયા! અને તેનો નિમાજી સાથી પોતાના પવિત્ર કર્તવ્યથી જ્યારે મૂક્ત થઇ તેની પાસે આવી બેઠો, ત્યારેજ તેનું આ ધૂમ્રપાનનું કાર્ય સમાપ્ત થયું!

"બાકરઅલ્લી! કેવો મૂર્ખ છે તું! ચલમના ધુંવાની બદબોને લીધે

મારી નિમાજમાં મને કેટલી ખલેલ પહોંચી! તું નિમાજ પઢતો નથી, તેથી ખુદાનો ગુનેહગાર છે, છતાં બીજાને આવું દખલ કરી બેવડો ગુનેહગાર શા માટે બને છે?" પોતાના સાથીને શિખામણ દેતાં તે નિમાજી મુસલમીન ગંભીરપણે બોલ્યો.

"અરે! યાર દિલાવરજંગ! આપ સાચું કહો છો. હું ભૂલ્યો. પણ શું કરૂં? ચલમ પીવાની મને આદત પડી છે, તે કાંઇ હવે છૂટે? આ છાવણીમાં આવ્યા પછી મને મુદ્દલ ચએન પડતું નથી. અહીં તહીં રખડીએ છીએ, અને ટોળ ટપ્પા, ચલમ, હુક્કો, તંબાકુ કરી જરા દીલને રાહત આપીએ છીએ. નથી કિલ્લા ઉપર ચડાઇ લઇ જવાનો હુકમ મળતો કે નથી દિલ્હી પાછા ફરવાનું ફરમાન થતું! કોણ જાણે ખુદા અહીંથી ક્યારે છૂટકો કરશે!" ચલમનો શોખીન જુવાન કે જેનું નામ બાકરઅલી હતું તે બોલ્યો.

"મર્દે ખુદા, આટલી ટૂંક મુદતમાં તું અહીં રહેવાથી કેમ કંટાળે છે? દુશ્મનો કેટલા ચાલાક છે તે તું જાણે છે? આપણા શહેનશાહ અક્કલમંદ હોવાથી તેમની હિલચાલ બારીકીથી તપાસી રહ્યા છે, અને તેથીજ કિલ્લાને ઘેરો ઘાલવાનો હાલ હુકમ નથી આપતા." બીજો મોગલ સૈનિક કે જેનું નામ દિલાવરજંગ હતું તેણે જવાબ આપ્યો.

"પણ આ હિંદુઓનું સ્થાન તો મને વીરાન કબ્રસ્તાન જેવું લાગે છે, તેનું કેમ કરવું? આવા નાપાક મુલ્કમાં આપણે કબ્રમાં ઘૂસ્યા હોઇએ તેમ હાથ પગ જોડી ક્યાં સુધી અકડાઇ મરવું?" બાકરઅલી અકળાઇને બોલવા લાગ્યો.

"અને આપણી દિલ્હી?" દિલાવરજંગે જરા હસીને પૂછ્યું.

"વાહ્! વાહ્! દિલ્હી તે દિલ્હી! બિલ્લીને ચૂનો મળતાં જેવી દિલમાં ખુશીની ગીલગીલી પેદા થઇ જાય છે તેવીજ મને દિલ્હી જતાં થાય છે. અહો! દિલ્હીને તો હું દિલોજાન્! ગુલિસ્તાન્! પરસ્તાન! ગુલેજાર! બાગે બહાર! દિલેદાર! વસ્લે જામ! જીન્નતે આમ! અને ઇસ્લામનું ધામ ગણું છું!" બાકરઅલીએ ઉત્સાહમાં આવી જઇ પ્રતિઉત્તર આપ્યો.

"પણ તને દિલ્લી ઉપર આટલો બધો પ્યાર શાથી પેદા થાય છે?" દિલાવરજંગ પૂછવા લાગ્યો.

"મારો જન્મ દિલ્હીમાં છે, રહેઠાણ દિલ્હીમાં છે, દિલ્હીનું નિમક ખાધું છે, ને ખાઉં છું. દિલ્હીની ખાકથી પેદા થયો છું, ને દિલ્હીમાંજ દટાઇશ!" સ્વદેશવાત્સલ્યથી બાકરઅલીએ પ્રતિઉત્તર આપ્યો.

"જન્મભૂમિ ઉપર તને આટલો બધો પ્યાર છે તે જાણીને હું ખુશી થાઉં છું, અને મારા ધારવા પ્રમાણે ત્યાં જવાને લાંબો વખત નહિ લાગે. થોડા દિવસમાં લડાઈ શરૂ થશે, અને કિલ્લો આપણે સર કરીશું." દિલાવરજંગે તેને આશ્વાસન આપતાં જણાવ્યું.

"આપણું લોહી રેડાયા પછી કિલ્લો ફતેહ થશે, તો તેમાં બાદશાહને લાભ, પરંતુ તેથી આપણી કઇ મુરાદ હાંસીલ થવાની હતી ?" બાકરઅલ્લીએ પૂછ્યું.

"શું મુરાદ હાંસીલ કરવા તું માગે છે ?" દિલાવરજંગે સામો પ્રશ્ન કર્યો.

"મારી મુરાદ તો એટલીજ છે કે, આપણી ફતેહ થયા પછી હિંદુઓનાં દેવળોનો ભાગીને ભૂકો કરવો, તેમને માર મારીને લૂંટી લેવા, તેમની ખુબસુરત નાજનીનોને ઉચકી લાવવી. તેમના આખા મુલ્કમાં લૂંટફાટ અને ખૂનામરકી ચલાવવી. આ બધું કરવામાં મને જેટલી હોંશ છે, તેટલી કિલ્લો ફતેહ કરવામાં નથી. પણ એ હોંશ આપણો આ બાદશાહ પૂરી થવા દે એમ મને નથી લાગતું." કાંઇક નિરાશાથી બાકરઅલ્લીએ ઉત્તર આપ્યો.

"બાકરઅલ્લી ! તું ઇન્સાન છે કે હયવાન તે હું સમજી શકતો નથી ! આજસુધી હિંદુસ્તાનમાં જે મુસલ્મીન બાદશાહ થઇ ગયા તેમાં ફક્ત એક મહમૂદ ગીજનવી તથા અલ્લાઉદ્દીન ખૂની એ બે સિવાય બીજા કયા બાદશાહોએ તારી મુરાદ પ્રમાણે હિંદુઓ ઉપર જુલ્મ ગુજાર્યો છે તે તું કહી શકીશ ?" દિલાવરજંગે પૂછ્યું.

"જે મુસલ્મીન બાદશાહોની તવારીખ હું જાણું છું તેમાં મને તો તમે કહ્યા તે બે જ માત્ર સારા જણાય છે; કેમકે તેઓ ચુસ્ત ઇસ્લામી અને મારા મતને મળતા હતા. બાકીના બીજા બધાઓએ હિંદુઓની સાથે મિત્રભાવ દર્શાવ્યો, એ ઇસ્લામનું એક જાતનું અપમાન કર્યું. પછી મારાથી તેમને સારા શી રીતે કહેવાય ?" પૂછેલા પ્રશ્નનો બાકરઅલ્લીએ ઉલટો જ જવાબ આપ્યો.

"પણ મહમૂદ ગીજનવી અને અલ્લાઉદ્દીન ખૂનીને તેમની કરણીનાં ફળ પાછળથી ભોગવવાં પડયાં હતાં કે નહિં ?" દિલાવરજંગે પૂછ્યું.

"તે તો તેમનુ કિસ્મત ! પણ હું તો એ બેનેજ સારા બાદશાહ માનું છું !" બાકરઅલ્લીએ જીદ્દી ઉત્તર દીધો.

"ત્યારે તારા મત પ્રમાણે હિંદુઓ ઉપર સીતમ વરસાવે તેજ બાદશાહ ચુસ્તે ઇસ્લામ કેમ ?" દિલાવરજંગે કટાક્ષપૂર્વક પ્રશ્ન કર્યો.

" બેશક ! આપણા પાક મઝહબનું એવુંજ ફરમાન છે !" બાકરઅલીએ પ્રતિઉત્તર આપ્યો.

" અરે નાદાન ! જરા અકલ ઠેકાણે રાખીને બોલ ! એક સાધારણ મુસલ્મીનની નિમાજ પઢવા જેટલી ફરજ પણ તારાથી બજાવી શકાતી નથી, તો તારા નાપાક દિલમાં પાક મઝહબનું ફરમાન સમજવા જેટલી શક્તિ હોયજ ક્યાંથી ? " મોમ દિલ મુસલ્મીન " એ મહઝબી વાક્ય પ્રમાણે જે ખરો મુસલ્મીન છે તેનું દિલ મીણના જેવું નરમ હોય છે. વગર વકે કોઇનું પણ દિલ તે દુઃખવતો નથી, અને હમેશાં તે ખુદાના દરેક બંદા ઉપર પ્યાર દર્શાવે છે. તો પછી જેની સાથે આપણે સૈકાંનાં સૈકાંઓથી વસીએ છીએ, અને જેમના ઉપર હુકુમત ચલાવીએ છીએ, એવા આપણા એક દેશી ભાઇઓ ઉપર જુલ્મ ગુજારવો એ પરવરદિગારના દરબારમાં ગુનાહ નથી શું ? "

" હજરત ! હું નાદાન નથી ! આપ જેટલું જાણો છો તે કરતાં હું કાંઇક વધારે જાણું છું. હિંદુઓ ઉપર જુલ્મ ગુજારવો એ કાંઈ ગુનાહ નથી પણ ઉલટો ખુદા તેનાથી રાજી થાય છે ! બાદશાહ અકબર તેમના તરફ રહમદિલી બતાવે છે, પણ મને તો તેમના ઉપર મોટો ધિક્કાર છે ! મારૂં ચાલે તો હું ઠેકાણે ઠેકાણેથી પકડી તેમને તારાજ કરી નાખું ! " બાકરઅલીએ પોતાના મનનો બધો ઉભરો બહાર કહાડી નાખવા માંડયો.

" મગર વો દિન કહાં કે તેરે પાઉંમેં જૂતી ! પણ બાકરઅલી, તું આટલી બધી ધાર્મિક અકલ કયા બજારમાંથી ખરીદી લાવ્યો છું, તે તો મને જરા કહે ? " દિલાવરજંગે તેની મશ્કરી કરી પૂછ્યું.

" જનાબ, આપ મને હવે પહેલાંના જેવો બેવકૂફ ન સમજશો; જેનાથી આટલું હું સમજવા લાગ્યો તેને હજાર આફ્રીન છે ! આપણા મુન્શી સાહબ અબદલકાદર બિદાઉનીથી શું આપ મઝહબી જ્ઞાનમાં વધી શકશો ?" બાકરઅલીએ સામો પ્રશ્ન પૂછ્યો.

" અહો ! ત્યારે એમજ કહેને કે તું પેલા અકલ વેચનાર બિદાઉનીથી મુંડાયેલો મુરીદ છે !" દિલાવરજંગ તેનું મિથ્યા ધર્મઝનુન સમજીને બોલી ઉઠયો.

" બેશક, મારા મુર્શદ બિદાઉનીજ છે. તેમના તુફૈલથીજ હું આ બધું સમજવા શક્તિવાન થયો છું !" બાકરઅલીએ ધર્માભિમાનથી જવાબ આપ્યો.

" પણ તારો એ મુર્શદ દુનિઆમાં કેટલે સુધી આગ લગાડશે અને તારા જેવા મૂર્ખાઓને ધાર્મિક ઉપદેશને બહાને સાચે રસ્તેથી ભગાડશે !" બિદાઉની પ્રત્યેના તિરસ્કારથી દિલાવરજંગે આ વાક્યો ઉચ્ચાર્યાં.

" ત્યારે જનાબ, આપ એમજ કહેવા માગો છો કે હિંદુઓની સાથે આપણે મિત્રાચારી કરવી ?" બાકરઅલીએ પૂછ્યું.

" બેશક, જેવા મુસલ્મીન આપણા જાતિભાઇ છે તેવા હિંદુઓ આપણા દેશીભાઇ છે. એ બન્ને વચ્ચે મિત્રાચારી વધે તો જ ખુદા રાજી થાય છે." દિલાવરજંગે દ્રઢતાથી જવાબ આપ્યો.

" અને પછી તેમનાં દેવળોમાં જઈ આપણે પથરાના બનાવેલા તેમના દેવની ભક્તિ કરવી ? " બાકરઅલી હસીને બોલ્યો.

" અરે હેમક ! પાછી આડી વાત કયાં કરે છે ? આપણે આપણા ધર્મમાં મુસ્તાક રહેવું અને તેઓ તેમના ધર્મમાં રહે, તેમાં આપણે તેમના ઉપર દ્વેષ શા માટે રાખીએ ? શું તેમના દિલ ઉપર આપણો કોઇ જાતનો હક છે ? તું જ કહેને કે કોઈ પણ હિંદુ રાજાએ આજ સુધીની તવારીખમાં મુસલ્મીન ઉપર એવો દ્વેષભાવ બતાવ્યો છે ? કોઇ પણ મસ્જીદને નુકશાન કર્યું છે ? ઉલટું તેઓ આપણી તરફ માનની લાગણીથી જોતા આવ્યા છે. મઝહબની ખરી ખૂબી જાણનારા દરેક હિંદુ મુસલ્મીનો સમજે છે કે જેવી મસ્જીદ અલ્લાહનું મકાન છે, તેવુંજ હિંદુઓનું મંદિર છે. બે આંખથી જોતાં બન્ને પવિત્ર છે. છતાં તેનો નાશ કરવા ઇચ્છવું, એનાથી બીજો ભયંકર ગુનાહ કયો ? મસ્જીદનું અપમાન થતાં જેટલું આપણને લાગે, તેવીજ લાગણી હિંદુને તેમના મંદિરનું અપમાન થતાં થાય. વળી જૂની તવારીખ સાંભળવાથી તને સમજાશે કે હિંદુઓ કેટલા રહમદીલ હતા. પોતાની ઉપર વારંવાર હુમલાઓ કરનાર શાહાબુદ્દીન ઘોરીને પૃથુરાજે કેટલી વાર કયદ પકડીને છોડી દીધો ? વળી તેઓ એટલા વિશ્વાસુ છે કે આપેલું વચન તોડતા નથી. કેટલીક રીતે આપણે તેમનામાંથી ધડો લેવા જેવો છે. તેમની પાકદામન ઔરતો કે જેઓ પોતાના ખાવિંદને એક ફિરસ્તાની મ્વાફીક માન આપી પૂજે છે, અને તેનું મૌત થતાં તે તેની પાછળ જીવતી બળી મરે છે ! આ કેવો સાચો પ્યાર ! ચોરી, જનાકારી, શરાબ, વિશ્વાસઘાત, જુઠ, વગેરે પાપોને તેમનો મઝહબ પણ આપણી પેઠે જ ધિક્કારે છે. તો પછી આપણે શા માટે તેમના મઝહબને અપમાન આપી તેમની તરફ દ્વેષભાવ બતાવીએ ? " દિલાવરજંગે ખરા દિલથી ઉપદેશ આપ્યો.

" આપ કહો છો તે બધું ખરૂં હશે, પણ મને તો એ હિંદુઓ ગમતાજ નથી ! " બાકરઅલ્લી હિંદુઓ તરફ ધિક્કાર બતાવીને બોલ્યો.

" ત્યારે હિંદુઓને તું શા માટે ગમે ? " દિલાવરજંગે પૂછ્યું.

" મને તેમની પરવા નથી ! " બાકરઅલીએ બેદરકારીથી જવાબ આપી દીધો.

" તો તેઓ તારી પરવા શા માટે રાખે ? " દિલાવરજંગે પૂછ્યું.

"મારી પરવા રાખે અગર ન રાખે તોપણ મારે તેમની જરૂર નથી!" બાકરઅલીએ ઉત્તર આપ્યો.

"ત્યારે મેં તારી સાથે આટલી વાર સુધી સર ફોડ્યું તેનું શું પરિણામ ?" દિલાવરજંગે ચિઢાઇને પૂછ્યું.

"પત્થર ઉપર પાણી !" બાકરઅલીએ રોકડો ઉત્તર સંભળાવ્યો.

"બેવકૂફ ! તને ચલમની ધૂન તો ચડી નથી ગઇ ?" દિલાવરજંગે પૂછ્યું.

"નહિ. મારા મુર્શદના ઉપદેશની ધૂન ચડી છે ! તેઓ સાચા છે. તમે જુઠા છો !" બાકરઅલી બકવા લાગ્યો.

"એ એકજ વાતને પકડી રહેનારા હયવાન ! તારા મુર્શદે તને શું શિખવ્યું છે તે તો કહે ?" દિલાવરજંગ જરા ધાંટો કહાડીને પૂછવા લાગ્યો.

"મુર્શદે સાફ કહ્યું છે કે ધર્મની વાતમાં કોઇનું કાંઇ પણ સાંભળવું નહિ ! જનાબ, આપ હવે બોલવાનું બંધ કરો. મને તમારી વાત પસંદ નથી !" બાકરઅલી નીચું માથું રાખીને બન્ને કાન દાબતાં દાબતાં બોલ્યો.

"અરે ! જીદ્દી આદમ ! મારા બોલવાનો માયનો તો જરા સમજ ?" કંટાળેલો દિલાવરજંગ કાયર થઇને બોલ્યો.

"મારે સમજવુંએ નથી અને સાંભળવુંએ નથી ! બસ એકજ વાત ! મારા મુર્શદે ના પાડી છે ! હવે હું તમારી સાથે એક પણ શબ્દ બોલવાનો નથી. સમજ્યા ?" બાકરઅલીએ છેવટના શબ્દો કહી દીધા.

"આ તે આદમી છે કે ધનચક્કર ?" દિલાવરજંગ તિરસ્કારપૂર્વક મુખ કટાણું કરીને બોલ્યો.

"ધનચક્કર !" પાસેની ઝાડીમાં છૂપાયેલા એક પ્રચંડ પુરૂષે બહાર નીકળી આવી બુલંદ અવાજે પ્રતિધ્વનિ કર્યો !

બન્ને સૈનિકો પાછળ દ્રષ્ટિ કરી તે પ્રચંડ પુરૂષને જોતાં એકદમ ચમકી ઉભા થઇ ગયા, અને પોતાના શહેનશાહ અકબર તરીકે તેને ઓળખી લઇ યથાયોગ્ય નમી કુર્નિશ બજાવી યોગ્ય માન આપ્યું.

રાત્રિ પડવાની તૈયારી હોવાથી શહેનશાહ તે બન્ને સૈનિકોને પોતાની પાછળ આવવાની સૂચના કરી છાવણી તરફ વળ્યો. તેની આજ્ઞા મુજબ તે બન્નેએ તેની પૂઠે મૂગે મોઢે ચાલવા માંડ્યું. જો કે આ વખતે બાકરઅલ્લીનો દમ રૂંધાઇ જતો હતો. ધીમે ધીમે પગલાં ઉપાડતા તેઓ સઘળા તે વહેળા ઉપરથી વિદાય થઇ ગયા.

---

# પ્રકરણ ૯ મું.

## વેષધારી ફકીરો.

પ્રહરેક રાત્રિ વ્યતિત થવા આવી હતીઃ મોગલ છાવણીમાં ઠામ ઠામ દીપકો પ્રકાશી રહ્યા હતા. આખો દિવસ સૈનિકો વગેરેની ચાલતી ધમ્માલ આ વખતે ઘણું ખરૂં શાન્ત થઇ ગઇ હતી. ઘણાખરા માણસો પોતપોતાના મુકરર કરેલા તંબુની અંદર ખાવા પીવામાં કે તેમાંથી અવકાશ મળતાં ટોળ ટપ્પા વગેરે કરી મનને આનંદ આપવામાં મચ્યા હતા. કેટલાક મિત્રમંડળી એકઠી કરી તેમાં સ્વપરાક્રમની બડાઇઓ હાંકતા, તો કેટલાક ધુમ્રપાનથી મજાહ મેળવતા જણાતા. કોઇ કોઇ ઠેકાણે કાજી અને મુલ્લાંઓ કુરાનના કલામ પઢતા હતા, તો કોઇ કોઇ ઠેકાણે દેવ દેવીઓનાં સ્તોત્રનો ઉચ્ચાર સંભળાતો હતો. બાદશાહનું સૈન્ય હિંદુ મુસલ્મીનોથી મિશ્રીત હોવાથી તે બન્ને કોમની લૌકિક અને ધાર્મિક ક્રિયાઓ એક બીજાથી ભિન્ન હતી, પરંતુ તેમાં ખરી ખૂબી એ હતી કે તેઓમાં પરસ્પર દ્વેષભાવના બહુજ થોડી બલકે નહિ જેવીજ જણાતી હતી.

આ સમયે છાવણીની મધ્યમાં બે સમાન વયના ઉમ્મરે પહોંચેલા ફકીરો “ ઇલાહી ભેજ દે ! ” એવો વારંવાર ગંભીર ધ્વનિ કરી ભિક્ષા માગતા જણાતા હતા. બન્નેનું વય પચાસ વર્ષથી કંઇક ઓછું હોવાની અટકળ થતી હતી. તેમની આંખો ચપળ અને તેજસ્વી હોઇને પળે પળે આસપાસ ગુપ્ત નજર ફેંકતી જણાતી હતી. એકના અંગ ઉપર સફેદ કફની હતી અને કાળી કામળ ઓઢેલી હતી. અને બીજાએ કચ્છ વાળ્યા વિના એક લીલા રંગનું વસ્ત્ર કમ્મરની આસપાસ પહોળું લપેટી બદન ઉપર કાળા રંગનું ખૂલતું પહેરણ ઠેઠ ઢીંચણ સુધી લટકતું પહેર્યું હતું. બન્નેની બગલમાં લાકડાનો એક એક કાળો દંડો દબાવેલો હતો. એકના હાથમાં ભિક્ષાપાત્ર હતું, અને બીજાના ખભે મળેલી ભિક્ષાનો સંગ્રહ કરવાની લાલ ઝોળી લટકતી હતી. તથા એક હાથમાં ડફ રાખી બીજા હાથે તે બજાવતો હતો. દાઢી, મૂછ, અને માથાના વાળ એક જણે બીલકુલ બોડાવી નાખેલા હતા, અને બીજાએ એકલી મૂછ ફક્ત રાખી પોતાની દાઢી અને માથું આરસપહાણની માફક લીસું બનાવી મૂક્યું હતું. એકનો ચહેરો શ્યામ રંગનો હોવાથી ભયંકર લાગતો હતો, અને બીજો ઘઉવરણો હોવાથી તેની મુખાકૃતિમાં ભયંકરતાનો આભાસ કાંઇક ઓછો હતો. ભિક્ષા માગતાં માગતાં ઉપર મુજબ ગંભીર ધ્વનિ કરતા તે બન્ને આમથી તેમ ફરતા હતા. અને કોઇ કોઇ ઠેકાણે

ઉભા રહી તત્વજ્ઞાન દર્શાવનારી, ઉદાસી ઉત્પન્ન કરે તેવી ગઝલો, એતો, રેખતાઓ વગેરે ગાતા હતા.

પેટના પોષણને અર્થે આવા ફકીરો મોગલ છાવણીમાં વારંવાર આવી ફરતા હોવાથી આ બન્નેના ઉપર કોઈનું ઝાઝું લક્ષ્ય હતું નહિ, તોપણ કેટલાક દયાળુ વૃત્તિવાળા હિંદુ મુસલ્મીન સૈનિકો તંબુમાંથી બહાર આવી તેમને ખાવાની વસ્તુઓ આપતા જણાતા હતા. દાતાને આશિર્વાદ દેતા દેતા તેઓ નાના નાના તંબુઓ આગળથી ધીમે ધીમે પસાર થઈ એક મોટા તંબુ આગળ જઈ પહોંચ્યા, અને ત્યાં ઉભા રહી ખુલ્લા અવાજે નીચે મુજબ રેખતો લલકારવા માંડયો.

સમજ કુચ્છ આંખ અબ ખોલો, મુસાફીર લોગ આતેં હયઁ;
મગર અફસોસ ! કર દિલકી, મુરાદાં છોડ જાતેં હયઁ.

અગર અંજામ હય રોના, તો ગાફીલ નીંદમેં સોના;
મગર અબ હમકો હય લાજિમ, ન રોતે કોં રૂલાતેં હયઁ.

હઝારૂં લાખ હાકમકા, કબર ઘર હયે બના સબકાં;
સીકંદર સો રહા અંદર, કહીં ઔર ખાક ખાતે હયઁ.

દફન જો ખાક મેં હોતેં, કફન બીન ઔર કયા લેતેં;
પલટ જબ હો ગયા પરદા, ન વોહ ફીર મુંહ દીખાતે હયઁ.

મલેકુલ મૌતકા જાલીમ, ફિરસ્તા હય ખડા ફાલીમ;
ન તુજકો કુચ્છ ખબર દેગા, કે કીસ દિન વહાં બુલાતે હયઁ.

બન્ને ફકીરોએ બુલંદ અવાજથી આ રેખતો હાથમાંનું ડફ બજાવતાં એવી સફાઈથી ગાયો કે સાંભળનારાઓના મન ઉપર તેની ઉંડી અસર થઈ. સૌ કોઇ તેમની તારીફ કરવા લાગ્યા. જે મોટા તંબુની આગળ ઉભા રહી તેઓ ગાતા હતા, તેની બહાર પહેરો ભરનારા પાંચ સાત સિપાહીઓનું ધ્યાન તેમની તરફ ખેંચાયું. રેખતામાંના ઉપદેશ ફકરા આલાપ સહિત સાંભળી તે પહેરેગીરોમાંના એક ભોળા અને નરમ દિલના સિપાહની આંખમાં પાણી ભરાઇ આવ્યું, અને ફકીરો તરફ પુજ્ય બુદ્ધિ પ્રગટ થઈ જતાં આકર્ષાઇ ધીમે ધીમે તે તેમની પાસે ચાલી આવ્યો. પછી વિનય પૂર્વક ઉભો રહી પૂછવા લાગ્યો.

" પીર મુર્શીદ, આપનું વતન કયું ? "

" બંદે ખુદા ! ફકીરોને તે વળી વતન હોય ? આલીશાન મુલક પડયો છે ! જ્યાં પેટને કિરાયો મળે, અને રાત ગુજરે ત્યાં તેનું વતન ! " એક ફકીરે જવાબ આપ્યો.

"આપ કોઇ ઓલીયા પુરૂષ જેવા જણાઓ છો ! અમારા જેવા દુનિઆદારીની જાળમાં ફસાયેલા બેવકુફોની આંખ ઉઘડે એવો સારો રેખતો આપે હમણાં ગાયો છે. આંખનાં નાજુક નખરાં કરી ઇશ્કમાં ફસાવે તેવું ઝીણું ઝીણું ગાનારી નાપાક નખરાંબાજ રંડીઓના કરતાં મને તો આપનું આવું બુલંદ અવાજી પવિત્ર ગાયન બહુ જ ગમે છે !" તે શ્રદ્ધાળુ સિપાહ બોલ્યો.

"બાવા ! અમે ઓલીયા ક્યાંથી ? જેવા તમે છો તેવા અમે પણ પાક પરવરદિગારના નામચીજ બંદા છીએ ! રાજા કે ફકીર સૌ કોઈ આ ફાની દુનિઆના થોડા દિવસના મહેમાન છે." ફકીરે વિવેકપૂર્વક જણાવ્યું.

"બરાબર છે મુર્શદ. આપના રેખતામાં કહ્યા પ્રમાણે કોઇ અહીં રહ્યું નથી, અને રહેવાનું પણ નથી. આખી દુનિઆને જીતનારો સિકંદર જેવો આલીશાન બાદશાહ પણ ખાલી હાથ લઇ જતો રહ્યો તો પછી બીજાની શી ગણત્રી ?" પહેરેગીર સિપાહ બોલ્યો.

"આ દુનિઆં એક ગુલાબના ફૂલનો છોડ છે. તેના ઉપર લાગેલી જે ફૂલની કળી બિડાયેલી જણાય છે, તે ખીલવા માટે, અને જે ખીલેલી છે તે ખરી જવા માટે ! ખાકમાંથી પેદા થયેલો હોવા છતાં ઇન્સાન ખાલી ગરૂરી કરી રહ્યો છે, પણ એ બેવકૂફ બીજાઓની થયેલી દશા કાને સાંભળવા છતાં તથા નજરે જોવા છતાં દીલમાં સમજતો નથી કે મારે પણ તેમની મ્વાફીક એક દિવસ ખાકમાં મળી જવાનું છે !" ફકીરે ઉપદેશ આપવા માંડયો.

"હજરતે આલી ! આપની આ વાત ઉપર મને બહુ યકીન પેદા થાય છે. આપનું પાક નામ મને જણાવશો ?" સિપાહે પૂછ્યું.

"મારૂં નામ મખલુબશાહ !" તે ફકીરે ઉત્તર દીધો.

"વાહ ! કેવું અચ્છું નામ છે ! 'મખલુબ' એટલે દુનિયાં, અને શાહ એટલે બાદશાહ. અમારો શહેનશાહ એકલા હિંદનો માલીક કહેવાય છે, અને આપ તો આખી દુનિયાના !" સિપાહ જરા ખુશી થતાં હસીને બોલ્યો.

"અરે બચ્ચા ! અમે તો ભીખ માગનારા ભિખારી ! તમારા શહેનશાહ પાસે તો દૌલતે આમ, હુકમે દમામ, અને અયેશો આરામ છે, ત્યારે અમારી પાસે નથી દામ કે ઠામ. ફક્ત એક ખાલી નામ, અને ભીખનો સરંજામ છે !" ફકીરે નમ્રતાથી જણાવ્યું.

"યા અલ્લાહ ! શહેનશાહત શા કામની ? એ બધું એક દિવસ ફના થવાનું ખરૂં કે નહિ ?" સિપાહે પૂછ્યું.

"હા! આ બધું ફના થવાનું! મલેકુલ મૌતના ફિરસ્તાની ડરામણી દાઢમાંથી કોઇ બચી શકે તેમ નથી." ફકીરે છાવણીની સામું આંગળી ફેરવી ઉત્તર આપ્યો.

"ત્યારે સર્વ જુઠું જ કેમ?" સિપાહે ફરી એવો જ પ્રશ્ન કર્યો.

"બેશક. બધું જુઠું! દુનિયા જુઠી! દબદબા જુઠા! તમે જુઠા! અને અમે પણ જુઠા!" ફકીરે માર્મિક જવાબ દીધો.

"ત્યારે સાચું શું?" ભોળા સિપાહે પૂછ્યું.

"સાચું એક અલ્લાહનું નામ!" ફકીર બોલ્યો.

"સાંઇ મૌલા! આપ ખરૂં કહો છો. આપની બોલી પ્રમાણે ઇન્સાનની સારી નઠારી કરણીના દાખલા જ અહીં રહેવાના છે." સિપાહે સરલ ભાવથી બોલવા માંડ્યું.

"ઇન્શાલ્લાહ! તમારી બોલી આમીન હો! પણ અમને આ તંબુમાંથી કાંઇ ખયેરાત મળશે?" પ્રશ્નોત્તરથી કંટાળેલા ફકીરે તે મોટા તંબુ તરફ આંગળી કરી પૂછ્યું.

"નહિ પીરસાહબ!" સિપાહે નિરાશા ભરેલો પ્રતિઉત્તર આપ્યો.

"કેમ? તંબુના ઠાઠ ઉપરથી તો તેમાં કોઇ મોટો સરદાર રહેતો હોય એમ જણાય છે ને?" ફકીરે કંઇક જીજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

"હા, વલીએ ખુદા! એમ છે ખરૂં. પણ તે તો હમણાં નજરકયદ છે!" ધીમેથી સિપાહે જવાબ આપ્યો.

"અહો! નજરકયદ છે? ત્યારે તો તે કોઇ હિંદુ હશે, અને બાદશાહનો તેણે અજીમ ગુનાહ કર્યો હશે." આશ્ચર્ય પામીને ફકીર બોલ્યો.

"હા. તે ચિતોડનો કોઇ રજપૂત સરદાર છે. એક ભેદભરી નાયિકા સાથે કંઇક છૂપી મસલત કરવાથી તેને અહીંઆં નજર કયદ રાખેલો છે! મારો તેના ઉપર પહેરો છે! પણ એ વાત સાંભળવાથી આપને કાંઇ ફાયદો નથી. અને વળી કોઇ બીજો સાંભળે તો મને પણ મોટું નુકશાન." સિપાહે ડરતાં ડરતાં ધીમેથી કહ્યું.

"તમારૂં કહેવું બરાબર છે. અમો ફકીરોને એ વાત સાંભળવાથી શું ફાયદો? અમારે તો પાઇ પૈસો કે ટુકડો રોટી મળે એજ મોટી ગનીમત! અહીં તે મળવાની આશા નથી, તો આગળ ચાલ્યા જઇશું. અને બીજા કોઇ ખુદાના બંદા આગળ સવાલ નાખીશું." આટલું બોલીને તે ફકીરે "ઇલાહી ભેજ દે!" નો ગંભીર ધ્વનિ કર્યો. અને બન્ને ફકીરોએ મળી આગળ ચાલવા માંડ્યું.

પેલો પહેરેગીર તે ફકીરોના ગાયન અને ઉપદેશથી તેમના ઉપર ફીદા થઇ ગયો હતો, તેથી તે થોડે દૂર તેમની પાછળ ગયો. અને આગળ વધતાં તેમને અટકાવી પાછું તેણે બોલવા માંડયું.

" સાંઇ બાવા ! આપનો ઉપદેશ સાંભળી મને આ દુનિયા ઉપર એવી ઉદાસી પેદા થઇ છે કે જાણે હમણાંજ આપનો પલ્લો પકડી સાથી બની જાઉં ! અને આપ ફરમાવો તો........"

" અસ્તક ફરૂલ્લાહ ! અમો ફકીરોને વળી સાથીની પીડા શા માટે જોઇએ ? અમારો ખરો સાથી એક ખુદા છે. જેવા અમે અમારા કામમાં મશગુલ છીએ, તેવો તું તારા કામમાં રહે ! અમારે તારી જરૂર નથી !" જે ફકીરની સાથે તે પ્રથમ વાત કરતો હતો તે ઉતાવળથી વચમાં બોલી ઉઠયો.

" અજી મુર્શદ, હું આપનો મુરીદ બની ખીદમત્ ઉઠાવીશ ! મને સાથે આવવાનું ફરમાવો." સિપાહ આજીજી કરીને બોલવા લાગ્યો.

" ના બાવા ના. માફ કર ! અમને અમારે રસ્તે જવા દે અને તું તારે રસ્તે જા !" ફકીરે વિનયપૂર્વક તેને પાછો વાળવાનો પ્રયાસ કરતાં કહ્યું.

" આપ મારી આરજુ મંજૂર કરી મને સાથે રાખો. હું આપનો અહેશાનમંદ રહી દરેક હુકમ બજા લાવીશ." સિપાહે આગ્રહથી જણાવ્યું.

" ખુદાની ખાતર તું અમારો પીછો છોડ ! અમારે તને સાથે લેવો નથી, ખીદમત કરાવવી નથી, અહેશાન લેવું નથી, અને તારૂં કાંઇ સાંભળવુંએ નથી !" ફકીરે જરા તપી જઇને જણાવ્યું.

" અને આપ ગમે તેમ કરો, પણ હું તો આપની સાથે જ આવીશ !" સિપાહે હવે વધારે હઠાગ્રહ કરવા માંડયો.

" અમારા કયાં ભોગ લાગ્યા કે તારી સાથે આટલી વાર ઉભા રહી વાત કરી ? બંદે ખુદા ! તને હાથ જોડીને કહું છું કે તું અહીંથી પાછો વળ !" ફકીરે કંટાળીને કહ્યું.

" નહિ, મારા પાક મુર્શદે આલી ! હું તો આપની સાથેજ આવીશ ! મને આપનો ઉપદેશ સાંભળવો બહુ ગમે છે ! મારા ઉપર દયા લાવો !" સિપાહ બે હાથ જોડીને બોલ્યો.

" અરે ! જંગી પહેલવાં ! ઇન્સાનની શીકલમાં તું કઇ જાતનો હયવાન છે ? અમારી સાથે આવીને કેવી રીતનો ફાયદો હાંસીલ કરવા તું ખ્વાયેશ રાખે છે ? જરા તો સમજ ! અમે એક ભટકતા ભિખારી છીએ તેનું તને ભાન છે ?" ફકીરે તેને સમજાવવા માંડયો.

"પાક અલ્લાહના પ્યારાઓ! લાંબો વખત આપ મને સાથે ન રાખી શકો તો ફક્ત આજની રાત રાખો. આપના મુખમાંથી નીકળેલાં પવિત્ર કલામ હું આખી રાત સાંભળીશ, અને પછી સવારમાં મારે ઠેકાણે ચાલ્યો જઇશ! મારા ઉપર રહમ કરી આટલી છેલ્લી આરજુ કબૂલ રાખો!" તે શ્રદ્ધાળુ સિપાહ આગ્રહી બનીને બોલ્યો.

બન્ને ફકીરો તેનું આવું વર્તન જોઇ થોડી વાર સ્તબ્ધ થઇ એક બીજાના સામું જોઇ રહ્યા. પળે પળે તેમની આંખો તેજસ્વી થતી જણાઇ. અને તેમની મુખાકૃતિમાં એક સાચા ફકીરને ન છાજે તેવો કોપાગ્નિ પ્રગટ થયો હોય તેમ જણાયું. તેમના ડરામણા દેખાવથી સરળ અને ભોળા દીલનો સિપાહ છેક દબાઇ જઇ ડરી ગયો. તેવામાં તે ફકીર ગંભીર મુખમુદ્રા કરી કંઇક કોપયુક્ત બોલ્યો:

"બેહુદ્દી બચ્ચા! ફકીરોનું દિલ દુઃખાવવાથી શું ફળ મળે છે તે તું જાણે છે? ખુદાને વાસ્તે અહીંથી પાછો ચાલ્યો જા. નહિ તો પછી......" આગળ બોલતાં તે અટકી ગયો.

પેલો ગરીબ સિપાહ તે બન્ને ફકીરોની કોપભરી મુખમુદ્રા જોઇ પામી ગયો કે હવે આપણું કાંઇ વળનાર નથી, અને વખતે આવા ઓલીઆઓના મુખમાંથી આપણું અહીત થાય એવું વચન નીકળી જશે તો તે શ્રાપ સમાન સત્ય થઇ પડશે એવા ભયથી ગભરાઇને નમ્રપણે તે બોલવા લાગ્યો: "આપ મારી એકે આરજુ કબૂલ કરતા નથી, ત્યારે લાચારીથી હું પાછો જાઉં છું. આ ગરીબ ખાદીમ ઉપર અંતરમાં હમેશાં રહમ રાખશો."

"ખુદા તને નેકીની રાહ ઉપર કાયમ રાખે!" પોતાની ઇચ્છાને અનુસરવાથી બન્ને ફકીરોએ રાજી થઇ તેના માથા ઉપર હાથ મૂકતાં આશીર્વાદ આપ્યો.

સરળ હૃદયનો શ્રદ્ધાળુ પહેરેગીર ધીમે ધીમે પાછો વળી પોતાના સ્થાનકે ચાલ્યો ગયો. ફકીરો ત્યાંથી આગળ વધી રાત્રિના ગાઢ અંધકાર તરફ વળી કોણ જાણે કયાંય અદ્રશ્ય થઇ ગયા!



# પ્રકરણ ૧૦ મું.

## છાવણીમાં આગ.

બન્ને ફકીરો અદ્રશ્ય થઇ ગયા પછી જેમ જેમ રાત્રિ વધતી ગઇ તેમ તેમ મોગલ છાવણીમાં જાગતા સૈનિકો પથારીમાં પડી નિદ્રાવશ થવા લાગ્યા. તેમની પરસ્પર થતી વાતચિત અને વ્યવહારિક ક્રિયાઓ હવે ધીમે ધીમે બીલકુલ બંધ થઇ ગઇ. માત્ર છાવણીના રક્ષક પહેરેગીરોનો ધ્વનિ કોઇ કોઇ સમયે સંભળાવા લાગ્યો. ચિંતા રહીત હોવાથી શરીરે રૂષ્ટપુષ્ટ બનેલા કેટલાક સૈનિકો અઘોરીની માફક ઘોરવા લાગ્યા. તેમની આવી કુંભકર્ણના જેવી નિદ્રાના પ્રતાપે તેમનાં નાક અને ગળામાંથી નીકળતો કંટાળા ભરેલો કઠોર ધ્વનિ જોડે સૂતેલા બીજા સોબતીની નિદ્રામાં ખલેલ કરવા લાગ્યો. વારંવાર જાગૃત થઇ તેઓ પોતાના અઘોરી મિત્રને ઢંઢોળી ધમણની પેઠે એક સરખી રીતે તેની ચાલતી ઘોરણા બંધ કરવાનો પ્રયત્ન કરી પાછા પોતે નિદ્રાવશ થઇ જતા.

મધ્યરાત્રિ વ્યતિત થઇ ગઇ. સર્વ સ્થળે શાન્તિ અને શૂન્યકાર જણાતો હતો. તંબૂઓ આગળ બળતા દીપકનો પ્રકાશ પણ કાંઇક ઝાંખો થયો હતો. તેવામાં છાવણીની એક બાજુના ખૂણામાં દૂરથી ઘણા માણસોની ભયંકર બુમો સંભળાઇ! કેટલાક સિપાહીઓ આ બુમો સાંભળી જાગી ઉઠ્યા, અને બહાર આવી જોયું તો આકાશમાં અગ્નિની પ્રચંડ જવાળાઓ ઉડતી નજરે પડી. પવનના ઝપાટાથી એ આગ તેમની સમીપની છાવણીના મધ્ય ભાગમાં આવી, અને તેણે થોડી વારમાં ભયંકર રૂપ લીધું. એક પછી એક તંબુઓ સળગવા લાગ્યા. ચારે બાજુથી માણસોના પોકાર ઉપર પોકાર થઈ રહ્યા. "આગ", "આગ", "પાણી—પાણી"ની બુમો પાડતા સૈનિકો એકાએક ગાભરા બની જઇ ઉંઘના ઘેનથી ઘેરાયેલી સ્થિતિમાં આમથી તેમ દોડવા લાગ્યા. ભયની સૂચના આપનારાં રણશિંગડાં ચારે બાજુથી ફૂંકાવા લાગ્યાં. જોશથી ફૂંકાતા પવનની સાથે મિશ્રીત થઇ ભડભડાટ શબ્દથી ગગનભેદક ગર્જના કરતા ચારે તરફ પ્રસરેલા અગ્નિદેવે સેંકડો કિંમતી તંબુઓને પોતાના પહોળા પેટમાં સમાવી દઇ પચાવી નાખ્યા. કેટલાક બળતા તંબુમાંથી સૂતેલા સિપાહીઓ રાત્રિએ પહેરેલાં કપડાંભેર નીકળી પોતાના જીવ બચાવવા સારૂ ન્હાસાન્હાસ કરી રહ્યા. તેમના ગભરાટનો પાર નહોતો. કોઇ પોતાના સગાને કે મિત્રોને બુમ પાડી બોલાવતા તો કોઇ પોતાની વહાલી વસ્તુને અગ્નિથી બચાવવાનાં મિથ્યા ફાંફાં મારવા લાગ્યા. કોઇ હિંમતવાન સિપાહીઓ પાણીથી ભરેલાં

પાત્ર આમ તેમથી ઉચકી લાવી આગ બુઝાવવાનો પરિશ્રમ કરીને બળતામાંથી કંઇક પણ બચાવવા મચ્યા, તો કોઇ આગના ભયંકર સ્વરૂપથી ભડકી જઇ "હાય હાય" ના ઉદ્‌ગારો કહાડી એક બીજાના સામું રોતીસૂરતે જોવા લાગ્યા. આખી છાવણીમાં અજવાળું અજવાળું થઇ રહ્યું, અને કોઇ કોઇ ઠેકાણે સખ્ત રીતે દાઝી ગયેલા માણસોની ભયંકર ચીસો સંભળાવા માંડી.

એક તંબુ બુઝાવવા સિપાહીઓ પ્રયત્ન કરતા, તેવામાં તુર્તજ બીજો સળગી ઉઠતો. રાત્રિએ ફકીરો જે સ્થળે ગાતા હતા, અને જે સ્થળે ભારતસિંહને કયદ કરવામાં આવ્યો હતો તે તંબૂ પણ હવે સળગ્યો. તેની આસપાસ ઉભેલા પહેરેગીરોએ ભયથી ગભરાઇ ન્હાસાન્હાસ કરી મૂકી. બળતો તંબુ બુઝાવવા સારૂ મદદ માટે તેમણે બુમરાણુ કરવા માંડી; તેવામાં "કયદીને બચાવો"! એવી ગર્જના કરતા, મોગલ સૈનિક જેવા જણાતા, સમાન વયના ઉમ્મરે પહોંચેલા બે સિપાહીઓ લોકોના ટોળામાંથી મોટી છલંગ મારી તે બળતા તંબૂમાં એકદમ ઘૂસી ગયા, અને તત્કાળ તેમાંથી ભારતસિંહને ઉચકી બહાર લાવી લોકોને "હઠો! હઠો!" નો રૂવાબી હુકમ સંભળાવતા તેને લઇને પૂરવેગથી ચાલતા થયા! ઓચિંતી લાગેલી આગથી પહેરેગીરોમાં ફેલાયેલા ગભરાટને લીધે, તથા તે સિપાહીઓના ઓચિંતા આગમનથી, અને તેમની બોલવાની ગંભીર ઢબથી, શાહનો હુકમ લઇને તેઓ ભારતસિંહને યોગ્ય સ્થળે લઇ જવા સારૂ આવ્યા હશે, એમ ધારી તે પહેરેગીરોમાંથી કોઇએ તે બન્નેને તેમના કાર્યમાં વિક્ષેપ કરવાની કે પ્રશ્ન પુછવાની કોશીશ કરી નહિ! જેવી ઝડપથી તેઓ ધસી આવ્યા હતા તેવીજ ઝડપે સર્વ લોકોની દ્રષ્ટિ આગળથી પાછા અદ્રશ્ય થઇ ગયા!

આ બે મોગલ સિપાઇઓ કોણ હતા? ભારતસિંહને તેઓ કયાં લઇ ગયા હશે? વગેરે જાણવાની જીજ્ઞાસા પાઠકગણને થાય એ સ્વાભાવિક છે. અને એ જીજ્ઞાસા પુરી કરવા સારૂ મોગલ છાવણીને બળતી મૂકીને આપણે તેમની પાછળ જઇશું. વળી જે હેતુથી આપણે છાવણીમાં પ્રવેશ કર્યો હતો તે સિદ્ધ થઇ ચૂકયો છે તેથી વધુ વખત અહીં ઉભા રહી કોઇને વહેમમાં નાખવાની જરૂર પણ રહી નથી.

પેલા બે મોગલ સિપાઇઓ ભારતસિંહને લઇને છાવણીની બહાર આવી પહોંચ્યા, અને ત્યાં ઝાડીની અંદર એક વૃક્ષ નીચે તૈયાર કરી બાંધી રાખેલા ત્રણ અશ્વો ઉપર તે ત્રણે જણા સ્વાર થયા, અને સંકેત કરી તેમણે પોતાના ઘોડા રણથંભોર તરફ મારી મૂકયા!

થોડીવારમાં તેઓ દુર્ગ નજીક આવી પહોંચ્યા. પછી એક મોગલ સ્વાર પોતાના ઘોડાની પીઠ થાબડીને આનંદપૂર્વક બોલ્યો:

" શ્રી એકલિંગજીની કૃપાથી આપણે આપણા કાર્યમાં વિજય પામ્યા છીએ. શત્રુઓ નિરૂપાય બની ગયા છે. "

" હા, બિક્રમસિંહ, આજ તો તમે મારા કરતાં પણ ચાલાકીમાં વધી ગયા. " બીજા મોગલ સૈનિકે હસતાં હસતાં કહ્યું.

" ભારૂમલ્લજી! આપણે બન્નેએ બરોબર કામ બજાવ્યું છે. " બિક્રમસિંહ કે જે મોગલ સ્વારના વેષમાં હતો તે બોલ્યો.

" મોગલોના હાથમાંથી મારો છૂટકો કરનાર આપ કોણ છો તે હવે કૃપા કરી મને જણાવશો ? " ભારતસિંહે પૂછવા માંડયું.

" અમે રજપૂત ! સરદાર સુરજનસિંહના આજ્ઞાંકિત સેવકો ! આ ભારૂમલ્લજી, અને હું બિક્રમસિંહ ! " બિક્રમસિંહે જવાબ દીધો.

" અહો ! શત્રુની છાવણીની અંદર પ્રવેશ કરવામાં આપ શીરીતે ફાવી શક્યા ? " ભારતસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" રાત્રિએ આપના તંબૂની પાસે બે ફકીરોને આપે ગાતા સાંભળ્યા હતા ? " બિક્રમસિંહે સામો પ્રશ્ન કર્યો.

" હા, અને તે ફકીરો પણ તમે પોતેજ ? " વધારે આશ્ચર્ય પામીને ભારતસિંહ પૂછવા લાગ્યો.

" અમેજ તે રેખતો ગાનારા ફકીરો ! " બિક્રમસિંહે હસીને પ્રતિ ઉત્તર આપ્યો.

" અને છાવણીમાં આગ લાગવાનું કારણ ? " ભારતસિંહ ફરીને પૂછવા લાગ્યો.

" તે કારણ પણ આપના આ સેવકોજ ! " બિક્રમસિંહે ગંભીરપણે જણાવ્યું.

" અહો ! મારે માટે તમે કેટલું મોટું સાહસ કર્યું છે ? શું આ બધું સુરજનની આજ્ઞાથી થયું ? અરે ! તે તો મારો શત્રુ છે ! " ભારતસિંહે ઉપકારની લાગણી સહિત કંઇક દીલગીરી દર્શાવતાં કહ્યું.

" નહિ, હવે તો સુરજનસિંહ આપના મિત્ર થશે. તેમના ભુવનમાં એક પવિત્ર દેવી છે, તેની આજ્ઞાથી અમે આપને છોડાવવા માટે પ્રયાસ કર્યો છે; અને હવે આપને ત્યાંજ લઇ જઇશું. " બિક્રમસિંહે જણાવ્યું.

" પરાક્રમી વીરો ! આપનો મારા ઉપર કેટલો મોટો ઉપકાર થયો છે ? હું તેનો બદલો કઈ રીતે વાળી શકીશ ? " કેટલીકવાર વિચારમાં પડી ઉંડી લાગણી સહિત ભારતસિંહ બોલ્યો.

" સ્વદેશી બંધુ પોતાના સ્વદેશી બંધુને સાહાય્ય કરે એ તેનું કર્તવ્ય છે, એમાં ઉપકાર માનવાની કાંઇજ અગત્ય નથી. " બિક્રમસિંહે જણાવ્યું.

કિલ્લા ઉપર ઉભેલા સૈનિકને બિક્રમસિંહે હાંક મારી સંજ્ઞા કરતાં તેણે તુર્તજ તેમને ઓળખી લઇ દરવાજો ઉઘાડયો, અને ત્રણે જણાએ તેમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### વૃદ્ધ રજપૂતની કર્મકથા.

રણથંભોરના બજારમાં એક અજાણ્યો વૃદ્ધ રજપૂત ધીમે ધીમે પગલાં ઉપાડતો જતો હતો. અંગ ઉપર પહેરેલાં ધોળાં ફાટેલાં કપડાં તેની ગરીબ સ્થિતિનું ભાન કરાવતાં હતાં. તેની પાસે એક જુના કપડાની અંદર અરધી લપેટેલી તલવાર બગલમાં મારેલી હતી; તે સિવાય બીજું કાંઇ નહોતું. માથા ઉપર પહેરેલી પાઘડી કિંમતી હોવા છતાં તે પણ છેક જરજરીત થઇ ગયેલી જણાતી હતી. દાઢી અને મૂછો સફેદ થઇ ગયેલી હોવા છતાં તેનો ચહેરો કાંઇક ભવ્ય અને રોનકદાર જણાતો હતો, તથાપિ ગરીબાઇ, અને વૃદ્ધાવસ્થાએ તેને નિસ્તેજ બનાવી દીધેલો હતો. યુદ્ધનો ધંધો કરનારા સૈનિકના જેવી તેની બન્ને આંખો તેજસ્વી હોવા છતાં જરા ઉંડી પેસી ગયેલી અને ખેંચાતી હોવાથી તે અફીણનો બંધાણી હશે એમ અનુમાન થતું હતું. માથા ઉપર પહેરેલી પાઘડીની બહાર નીકળેલા વાળ જો કે સફેદ હતા, તો પણ તેમાં કોઇ કોઈ ઠેકાણે કાબરચિત્રા અને કાળા વાળ હોવાની નિશાનીઓ માલૂમ પડતી હતી. તેનું વય આશરે પંચાવન વર્ષની ઉપર અને સાઠની અંદર જણાતું હતું, અને વાંકાચૂકા રસ્તાઓ ઉપર સામા મળતા લોકોને માર્ગ પૂછવાથી તે કોઇ અજાણ્યો છે એમ નક્કી થતું હતું.

પ્રહરેક દિવસ ચડી ગયેલો હોવાથી શહેરના રસ્તાઓ અને દુકાનો ઉપર માણસોની આવજા પુષ્કળ હતી. દુકાનદારો, માલ વેચવા માર્ગમાં ફરતા ફેરીઆઓ, અને સોદો કરવા ઇચ્છનારા શહેરીઓનો ઠામ ઠામ કોલાહલ સંભળાતો હતો. અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થયેલા કેટલાક ફાંકડી મૂછોવાળા યુવાન રજપૂતો પોતાનું નિમેલું કર્તવ્ય કરવા ત્યાં થઇને પસાર થતા જણાતા હતા. તે બધાં મનુષ્યોની મેદની વચ્ચે આ અજાણ્યો વૃદ્ધ પુરૂષ જાણે ભૂલો પડી ગયો હોય તેમ આમથી તેમ બટકતો હતો.

આ બજારની મધ્ય બાજુએ રસ્તા ઉપર પડતી બારીઓવાળું એક મકાન હતું તેને લગતો એક કઠેરો બાંધેલો હતો. તે ઉપર રહીને આખા

બજારની સ્થિતિ નીહાળી શકાય તેમ હતું. આ મકાનમાં ભારતસિંહને કેદમાંથી છોડાવનાર બહાદુર નાયક બિક્રમસિંહ રહેતો હતો. હમણાં તે કઠેરા ઉપર ઉભો ઉભો બજારની સઘળી હીલચાલ જોઇ રહ્યો હતો. પેલા અશક્ત જણાતા વૃદ્ધ પુરૂષ ઉપર તેની દ્રષ્ટિ પડી હતી. તેની સ્થિતિનું કેટલીકવાર સુધી એક સરખી રીતે અવલોકન કરતાં સ્વાભાવિક રીતે તેના હૃદયમાં દયા ઉત્પન્ન થઈ. પાસે ઉભેલા એક સેવકને હાંકમારી તેણે તે વૃદ્ધ પુરૂષને પોતાની પાસે તેડી લાવવા હુકમ કર્યો.

આજ્ઞા મુજબ સેવક તે વૃદ્ધ પુરૂષને બિક્રમસિંહની પાસે તે મકાનના મેડા ઉપર બોલાવી લાવ્યો. યોગ્ય સન્માન કરી એક આસન ઉપર તેને બેસાડી બીજા આસન ઉપર બિક્રમસિંહ સામો બેઠો. વૃદ્ધ પુરૂષનો ચહેરો જોતાં તે અફીણનો બંધાણી જણાયાથી બિક્રમસિંહની આજ્ઞા મુજબ તે સેવકે અફીણ લાવી કસુંબો તૈયાર કરી તેને પાયો, અને તે ઉપર હુંગાર માટે થોડીક મિઠાઈ એક પાત્રમાં તેની આગળ મૂકી. અજાણ્યા શહેરમાં અજાણ્યા પુરૂષે કરેલા આ સત્કારથી તે વૃદ્ધ પુરૂષ રાજી થઇ પોતાને ભાગ્યશાળી માનતાં ધીમે ધીમે મિઠાઇ ખાવા લાગ્યો. થોડીવારે તેની જીજ્ઞાસા તૃપ્ત થતાં વિનય પૂર્વક બિક્રમસિંહને પૂછવા લાગ્યો :

“ આપ કેવા રજપૂત છો ? ”

“ અમે હાડા રજપૂત. અને આપ ? ” પ્રશ્નનો પ્રતિઉત્તર આપતાં બિક્રમસિંહે પૂછવા માંડયું.

“ હું રાઠોડ રજપૂત છું. ” વૃદ્ધે જવાબ આપ્યો.

“ આપનું નિવાસસ્થાન કયું ? ” બિક્રમસિંહે પૂછયું.

“ જોધપુર. ” વૃદ્ધ બોલ્યો.

“ હમણાં જોધપુરથી ચાલ્યા આવો છો ? ”

“ ના ભાઇ, જોધપુરનો ત્યાગ કર્યાને તો મને ઘણાં વર્ષ થયાં. ”

“ શું કોઇ આપત્તિને લીધે આપને જોધપુરનો ત્યાગ કરવો પડયો છે ? ”

“ ભાઇ, મારી ઉપર પડેલી આપત્તિઓની કર્મકથા હું કોની આગળ કહું ? મારા છેવટના દહાડા કેવળ દુઃખમાં જ ગયા છે. હવે તો આ જીંદગી-થી હું છેક કંટાળી ગયો છું ! ” વૃદ્ધે નિસાસો નાખીને જણાવ્યું.

“ કહેવાને કાંઇ અડચણ ન હોય તો આપની હકીકત સાંભળવાની મને ઇચ્છા છે. મારાથી બની શકશે તો હું આપનું દુઃખ ટાળવાનો પ્રયત્ન કરીશ. ” વૃદ્ધનું વૃતાંત જાણવાની જીજ્ઞાસાથી બિક્રમસિંહ બોલ્યો.

“ બાપુ ! મારી દુઃખી જીંદગીનું વૃત્તાંત આપની આગળ કહેવામાં મને કાંઇ અડચણ નથી, કેમકે આપ મારા જાતિબંધુ છો. પણ તેમ કર્યાથી

શું ફળ ? ઉલટું મારું દુઃખ વધશે, અને આપને ખેદ થશે ! લલાટમાં જે લખ્યું છે તે કોઇથી ટાળી શકાય તેમ નથી !" વૃદ્ધ આંખમાં આંસુ લાવીને બોલ્યો.

"આપ ગભરાશો નહીં. જે હકીકત હોય તે સુખેથી કહો. આપનું દુઃખ હું કદાચ નિવારણ નહિં કરી શકું, તોપણ આપને મારાથી બનતી સાહાય્ય આપીશ; અને વળી વાત કરવાથી આપનો હૃદયભાર પણ કંઇક ઓછો થશે." બિક્રમસિંહે તેને ધીરજ આપતાં કહ્યું.

"ઠીક ત્યારે સાંભળો બાપુ. ટૂંકામાં કહું છું. મારું નામ ગુમાનસિંહ ઠાકોર છે. જોધપુરના મહારાજા ભગવાનદાસનો હું પ્રથમ સેનાધિપતિ હતો. દિલ્લીના શહેનશાહ અકબર સાથે તેમણે પોતાની કન્યા પરણાવી તેમની સાથે બેટી વહેવાર શરૂ કર્યો, ત્યારથી તે અને તેમનો કુંવર માનસિંહ શાહની તહેનાતમાં દિલ્લી રહેવા લાગ્યા, અને સૈન્યની સાથે મને પણ લેતા ગયા, ત્યારથી મારા દુઃખની શરૂઆત થઇ. બાદશાહની સેનામાં રહી રાજસ્થાનનાં કેટલાંક રજપૂત રાજ્યો સામે લડવાનો અમને હુકમ થયો, અને બનતી ઉતાવળે તેમના ઉપર આક્રમણ કરવાની તૈયારી થઇ. સ્વદેશી—સ્વજાતિય અને સ્વધર્મી વીરોના લોહીથી મારી તલવારને કલંકિત કરવાના મહાન્ પાતક કરતાં હું મૃત્યુને વધુ પસંદ કરતો હતો તેથી આ કાર્ય મારે માટે મહાન્ દુઃખનું મૂળ થઇ પડ્યું. મારી સ્ત્રી પણ મારી પેઠે સ્વજાતિ તરફ બહુ જ મમતા ધરાવનારી અને કુળાભિમાની હોવાથી અમારા પવિત્ર કુળને કલંક લાગે એવું મહાન્ પાતક મારા હાથથી થાય, એ તેનાથી ખમી શકાયું નહિં. અમો દિલ્લીથી નીકળેલા સૈન્ય સાથે એક નાના રાજ્યસ્થાન તરફ આવતાં હતાં તે વખતે માર્ગમાં તેણે આત્મહત્યા કરી, અને મારાથી તેને ઉત્પન્ન થયેલી એક નાની સાત આઠ વર્ષની સુકોમળ કન્યાનું રક્ષણ કરવાનો ભાર મારા શીર ઉપર નાખતી ગઇ. અરે ! એ સ્વર્ગવાસી થયેલી પવિત્ર સ્ત્રીનાં હું કેટલાં વખાણ કરું ? તેણે મરતી વખતે મને જે ઉપદેશ આપ્યો હતો, તે પવિત્ર શબ્દો મારા સ્મરણમાંથી હજુ ખસતા નથી ! હું અભાગી તેના મરણનું મહાન્ દુઃખ ભોગવવા આ પૃથ્વીમાં જીવતો રહ્યો ! તેના સ્વર્ગારોહણ પછી મારું ચિત્ત સંસારથી કેવળ નિરૂત્સાહી થઇ ગયું; અને તેના ઉત્તમ ઉપદેશની અસરથી હું મારી નાની પુત્રીને લઇ માર્ગમાંથી છાનોમાનો સૈન્ય છોડી આગળ નીકળી ચિતોડ આવ્યો, અને ત્યાં મહારાણા ઉદયસિંહના સેનાધિપતિ જયમલસિંહ મારા મિત્ર હોવાથી તેમને મારી એ નાની પુત્રી રક્ષણ માટે સોંપી હું તીર્થયાત્રા કરવા સારૂ દૂર દેશાન્તર નીકળી ગયો. ઘણાં વર્ષ સુધી તીર્થાટન કર્યા પછી, એક સમયે મારી પુત્રી મને યાદ આવી,

અને તેને મળવાની ઇચ્છાથી હું પાછો મેવાડ તરફ આવ્યો. ત્યાં મને સમાચાર મળ્યા કે " જયમલસિંહ અકબર સાથે યુદ્ધ કરતાં સ્વર્ગે સંચર્યા છે " ! મારા આ મિત્રના મરણની માઠી ખબર સાંભળી મને ઘણોજ શોક થયો, અને પછી હું મારી પુત્રી કયાં રહી હશે, તેની તપાસ કરવા લાગ્યો. તેના વિષે મને કોઇ પણ કશું કહી શકયું નહિ. ચિતોડ અને તેના આસ પાસનાં શહેરોમાં, ગામડાંઓમાં વગેરે ઘણે ઠેકાણે તેનો તપાસ કરવા છતાં પત્તો નહીં લાગ્યાથી હું નિરાશ થયો, અને તે મરી ગઇ હશે, અગર કોઇ મુસલ્માનો તેને યુદ્ધ વખતે ઉઠાવી ગયા હશે, એમ ધારી તેની આશા મૂકી ગઈ કાલે હું અહીં આવ્યો છું. મારી સ્વર્ગવાસી પવિત્ર પત્નીની યાદગીરીના અમૂલ્ય રત્ન રૂપે આ દુનિઆમાં હું તે પુત્રીને જોઇને મારાં વૃદ્ધ નેત્રો ઠારી બાકી રહેલું કાંઇક જીવન શાન્તિમાં ગુજારવાની ઇચ્છા રાખતો હતો, પરંતુ હાય! તે ઇચ્છામાં પણ આટલે વર્ષે ઇશ્વિરે ધૂળ મેળવી! અરે! આ દુઃખી વૃદ્ધ પિતાને આમ એકલો રખડતો મૂકીને તે મારી આંખની નાજુક કીકી તેની પૂજ્ય માતાને મળવા સ્વર્ગમાં ચાલી ગઇ હશે કે શું હશે? હવે મારે જીવવાનું શું પ્રયોજન રહ્યું? બાપુ! તમેજ કહો કે આ દુનિઆમાં મારાથી વધારે દુઃખી બીજો કોણ હશે? " આટલું બોલીને તે વદ્ધ રજપૂત ગદગદિત થઇ રોઇ પડયો.

આ વૃદ્ધ પુરૂષનો કરૂણાજનક વૃતાંત સાંભળી બિક્રમસિંહની આંખમાં પણ પાણી ભરાઇ આવ્યું. કેટલાંક ઉત્સાહનાં વચનો બોલી તેને તે શાન્તિ આપવા લાગ્યો. જે પુત્રી ખોવાયાનું વૃદ્ધ પુરૂપ જણાવતો હતો તે વિષે કેટલીકવાર સુધી વિચાર કરી જોતાં ચંદાના આશ્રયમાં રહેલી પ્રભાવતીજ તેની પુત્રી છે એવો બિક્રમસિંહનો શક મજબુત થયો; કારણ કે જયમલસિંહના આશ્રયમાંથી તે તેની પાસે આવી રહેલી હોવાનું પ્રથમથી તે જાણતો હતો. ગુમાનસિંહ નામથી પ્રસિદ્ધ થયેલા આ વૃદ્ધ રજપૂત સરદારે પોતાની સ્વજાતિ તરફની લાગણીને લીધે પોતાના સુખનો આપેલો ભોગ જાણી બિક્રમસિંહના મનમાં તેના માટે મોટું માન ઉત્પન્ન થયું, અને સ્નેહપૂર્વક તેને પૂછવા લાગ્યો:

" રાઠોડવંશના કુળદીપક ઠાકોર! સ્વજાતિને માટે આપે ઘણું કષ્ટ સહન કર્યું છે. પ્રભુ તેનો બદલો જરૂર આપશે. "

" ભાઇ! આથી વિશેષ કષ્ટ પડે તોપણ હું મારી એ ફરજ બજાવતાં ચૂકું તેમ નથી. સ્વધર્મ અને સ્વજાતિય સેવા કરતાં મારો પ્રાણ ભલે જાય, મને તેની લેશમાત્ર દરકાર નથી! મારો નિશ્ચય એક છે, બે નથી! જીભ્યા એક છે, અનેક નથી! " ગુમાનસિંહે પ્રતિ ઉત્તર આપ્યો.

" વાહ એક ખરા ક્ષત્રિના મુખમાંથી આવાંજ વચનો નીકળવાં જોઇએ. પણ ઠાકોર! આપની પુત્રી રૂપ રંગમાં કેવી હતી તે કહી શકો છો ? " બિક્રમસિંહે પૂછયું.

" બાપુ ! મારી પ્રિય પુત્રીનું મુખારવિંદ ગૌર અને ગોળ હતું. આંખો લાંબી ને અણીઆળિ હતી. શત્રુને પણ વહાલું લાગે તેવું મીઠું મીઠું બોલતી હતી. હાલ તે જીવતી હોય તો તેના રૂપમાં સહેજ ફેરફાર જણાય ખરો. " ગુમાનસિંહ આંખો લૂછતાં બોલ્યો.

" હમણાં તે જીવતી હોય તો આપ તેને ઓળખી શકો ? " બિક્રમસિંહે ફરી પ્રશ્ન કર્યો.

" અહા ! પેટની પુત્રીને કેમ ન ઓળખી શકું ? પણ મારૂં એવું કયાંથી સદ્દભાગ્ય કે મારી પ્રભાવતી જીવતી હોય ? " ગુમાનસિંહે નિરાશાથી પ્રતિઉત્તર દીધો.

" ઠાકોર ! આપની પુત્રી જીવે છે ! ચિંતા ન કરશો. " બિક્રમસિંહ આનંદમય મુખમુદ્રાથી બોલ્યો.

" હેં ! મારા જીવન રક્ષક ! શું તે જીવે છે ? આપ સાચું કહો છો ? મને હમણાંજ કૃપા કરીને દેખાડો. " આનંદાવેશથી ઉછળી જતાં ગુમાનસિંહ બોલી ઉઠયો.

" હું સાચુંજ કહું છું. હમણાં શાન્તિ રાખી અહીં રહો. કાલે આપની પુત્રી આપને મળશે. " બિક્રમસિંહે શાન્તિથી જણાવ્યું.

" અહો ! મારા સદ્દભાગ્યના અંકુર આજ ફૂટયા ખરા ! પ્રાણદાતા ! શું આજે જ મારી પ્રિય પુત્રીના મુખનું દર્શન મને આપ નહિ કરાવી શકો ?" અત્યંત આશાભેર ગુમાનસિંહ પૂછવા લાગ્યો.

" ના. આજ કેટલાંક અનિવાર્ય કારણોને લીધે તેમ બની શકશે નહિ. આપને જમવાનું અહીં તૈયાર થાય છે, ત્યાં સુધી આ સેવકની સાથે આપ શહેર જોવા પધારો. પછી નિરાંતે બધી વાતચિત કરીશું. " બિક્રમસિંહે જવાબ આપ્યો.

" સારૂં ત્યારે જેવી આપની ઇચ્છા ! "

ગુમાનસિંહ આનંદમય આશામાં ઉપર પ્રમાણે બિક્રમસિંહની આજ્ઞાને તાબે થયો, અને તેના સેવકની સાથે તે મકાનમાંથી નીચે ઉતરી શહેર જોવા બજાર તરફ ચાલ્યો.

# પ્રકરણ ૧૨ મું.

## અશ્રુપાત કે આનંદાઘાત ? !

પ્રભાતનો સમય હતો. પ્રભાકરનાં કીર્ણો પ્રથ્વી પર મંદમંદ પ્રકાશ કરી રહ્યાં હતાં, શહેરના રસ્તાઓ ઉપર પાણીનો છંટકાવ શરૂ થયો હતો. ઘંટનાદ અને નોબતોના ઘોરનાદથી દેવળો ગર્જના કરી રહ્યાં હતાં. વ્યવહારિક કાર્યમાં જોડાવા સારૂ જગત જાગ્રત બન્યું હતું. આ સમયે રણથંભોરના મોટા રાજમહાલયની સામેના એક બીજા સુંદર વિશાળ ભવનમાં ભારતસિંહ એક લાંબી કુર્સીની અંદર શૂન્યમૂન્ય-ચિંતાગ્રસ્ત ચહેરે એકલો પડ્યો પડ્યો આંખો ચોળતો હતો. અંગમાં પ્રગટ થતી સુસ્તી અને ઉપરા ઉપરી આવતાં બગાસાં રાત્રિએ તેને થયેલા ઉજાગરાનું અનુમાન કરાવતાં હતાં. થોડીવાર સુધી અંગને આમતેમ મરોડી સાવધ થવાનો પ્રયત્ન કરતાં સામા નજરે પડતા રાજમહાલયની ખુલ્લી બારીઓ તરફ તેનું ધ્યાન ખેંચાયું, પરંતુ તેવામાં પાસેના દાદર ઉપર કોઇનાં પગલાં સાંભળી તુર્તે તે તરફ તેણે દૃષ્ટિ ફેરવી જોયું તો પોતાની વહાલી પ્રિયતમા પ્રભાવતી સ્મિત વદનથી સન્મુખ આવતી જણાઇ ! તત્કાળ તેના અંગમાંથી સુસ્તી ઉડી ગઇ, અને મનમાં પ્રગટ થતી ચિંતા એકાએક આનંદના રૂપમાં ફેરવાઇ જતાં તેનું સન્માન કરવા ઉભો થઇને બોલ્યો:

"પ્રિય પ્રભા ! અહો ! તુંજ છે કે ?"

"હા. હુંજ ! મારા વિના એકલી બીજી અહીં કોણ આવે ?" પાસે આવીને નેત્રકટાક્ષ કરી પ્રેમાલિંગન આપતાં પ્રભાવતી બોલી.

"અને તારા વિના બીજાનું મારે પ્રયોજન પણ શું ? હમણાં હું તારીજ રાહ જોતો હતો, પણ તું આટલી વહેલી અહીં આવીશ એમ મારા ધારવામાં નહોતું. બહેન ચંદા અને સુરજનસિંહની સાથે તું એક બે વાર મળ્યા પછી પ્રાપ્ત થયેલા અલ્પ સમયના એકાંત પ્રસંગમાં તને મળ્યાથી મને મુદ્દલ તૃપ્તિ થઇ નહોતી. મનમાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો ઉત્પન્ન થતા હતા, તેથી આખી રાત્રિમાં મને લેશ માત્ર નિદ્રા આવી નથી." પ્રભાવતીનો હાથ પોતાના હાથમાં લઇને ભારતસિંહ સ્નેહપૂર્વક બોલવા લાગ્યો.

"ત્યારે આપના વિયોગે મારી અહીંઆં શી દશા થઇ હતી તે આપ જાણો છો ? સગાં સંબંધીથી ત્યજાયેલી હું એક દુ:ખી અબળા છું. દુનિઆમાં માબાપનું વહાલ કેવું હશે તે હું જાણતી નથી. વળી આપ પુરૂષ છો, હું સ્ત્રી છું. પુરૂષ કરતાં સ્ત્રીનું પ્રેમાળ હૃદય કેટલું કોમળ હોય છે, તેની પૂરેપુરી પુરૂષને

કલ્પના થવી કઠિણ છે. મોગલ છાવણીમાં આપને મળી વિખૂટી પડી, તે પછી આપના ઉપર પડેલી વિપત્તિ માર્ગમાં મારા જાણવામાં આવી, ત્યારથી તે આપ અહીં આવી પહોંચ્યા ત્યાં સુધીના દિવસો મેં કેવા કષ્ટથી વ્યતિત કર્યા છે તે શ્રી એકલિંગજી જાણે છે." આટલું બોલતાં બોલતાં પ્રભાવતીની આંખમાંથી અશ્રુ પડવા લાગ્યાં.

"પ્રભાવતી ! મારા હૃદયની પ્રતિમા ! તું આમ ન કર. મારા માટે આજ પર્યંત તેં જે સાહસ અને સંકષ્ટ ઉઠાવ્યાં છે, તેનાથી હું અજાણ્યો નથી. પવિત્ર શીસોદિયા કુળને કલંક લાગે એવા મેં આરંભેલા અધર્મ્ય ઉદ્યોગમાં અણીના સમયે સ્વધર્મ રૂપી દિવ્ય દર્પણ મારાં નેત્ર સન્મુખ ધરી મહાન્ ભયંકર પાતકથી તેં મને બચાવ્યો છે, એ અલૌકિક ઉપકારની છાપ જીવન પર્યંત મારા હૃદયમાંથી લેશ માત્ર ઝાંખી થાય તેમ નથી. સ્ત્રીના સ્થૂળ દેહને ધારણ કરનારી સુંદરી, તુંજ મારી સાચી હૃદયદેવી છે !" પ્રેમથી પ્રભાવતીના ખભા ઉપર હાથ મૂકી તેનાં આંસુ લૂંછતો ભારતસિંહ બોલ્યો.

"વહાલા ! આવાં વચનો બોલી મને ઓશિંગણુ ન કરો. દેવીના ઉપનામને યોગ્ય થાઉં એવું કાંઇ પણ કૃત્ય કરવા હું સમર્થ નથી. આપનું શુભ ચાહતાં શુદ્ધ પ્રેમમાં નિમગ્ન રહીને માત્ર આપની દાસી થઇ રહેવા મારી ઇચ્છા છે. આપે મારો સત્કાર કરી મને સ્વીકારી છે, પરંતુ અરે ! તેમાં પણ હજુ વિઘ્ન નડશે કે શું ? આટલા દિવસે મારી આશાના અંકુર ફૂટી નીકળતાં આપની દિવ્ય મૂર્તિનાં દર્શન થયાં છે, છતાં મને આટલી અધીરાઇ શામાટે ઉત્પન્ન થાય છે ? નાથ ! મારૂં હૃદય ખોલી મને રોવા દ્યો !" બન્ને નેત્રોમાંથી જળ વર્ષાવતાં પ્રભાવતી બોલી.

"પ્રિય પ્રભા ! તું આમ શું કરે છે ? આપણા દુઃખના દિવસો વહી ગયા છે. હવે કાંઇ વિઘ્ન નથી. હું તને નહીં રોવા દઉં ! તારાં આંસુ જોઇ મારૂં હૃદય ચિરાઈ જાય છે." અંતરમાં ઉછળી રહેલી પ્રેમોર્મિને લીધે પ્રભાવતીના બોલવાનો પૂરો અર્થ જાણ્યા વિના પોતાની આંખમાંથી પડતાં અશ્રુબિંદુઓને મહા પ્રયત્ને ખાળી રાખતાં ભારતસિંહ ગળગળો થઇને બોલવા લાગ્યો.

"પ્રાણેશ ! આપનું હૃદય સરળ ભાવનાથી ભરપૂર છે. મારા મનની વેદના આપ પૂરેપૂરી પિછાની શકયા નથી ! શુદ્ધ પ્રેમીઓના પ્રેમમાં જેવાં વિઘ્નો હોય છે, તેવું એક વિઘ્ન આપણા પ્રેમમાં હજુ વિક્ષેપ નાંખવા તત્પર હોય એમ મને લાગે છે !" પ્રભાવતીએ ગદ્દગદ કંઠે જણાવ્યું.

"એવું કયું વિઘ્ન છે તે તો મને કહે ?" ભારતસિંહ જીજ્ઞાસાપૂર્વક પૂછવા લાગ્યો.

" હમણાં મારાથી તે કહી શકાય તેમ નથી ! " રોતાં રોતાં પ્રભાવતીએ પ્રતિ ઉત્તર આપ્યો.

" અરે ! તું આમ ઘેલી કાં થાય છે ? ગમે તેટલાં વિઘ્ન હોય તો તેથી શું ? મને તેની લેશ માત્ર દરકાર નથી ! તું મારી છે, અને હું તારો છું ! " ભારતસિંહે તેના કંઠમાં પોતાનો હાથ વીંટાળી સજળ નેત્રે દૃઢતાથી જણાવ્યું.

" અહો ! હૃદયદેવતા ! શું આપ સત્ય કહો છો ? " પ્રભાવતી તેના સામું એકી નજરે નિહાળીને પ્રેમાશ્રુપૂર્ણ નયનથી પૂછવા લાગી.

" હા, સત્ય કહું છું મારી સૌંદર્યદેવી ! અને તે વળી શ્રી એકલિંગજીની આજ્ઞાથી ! " ભારતસિંહે પોતાની છાતી ઉપર હાથ મૂકીને જણાવ્યું.

" પ્રાણવલ્લભ ! મને પકડી રાખો ! હું કદાચ હર્ષથી મૂર્છિત થઈ પડી જઈશ ! " ભારતસિંહના ખભા ઉપર પોતાનું માથું નમાવતાં પ્રભાવતી બોલી.

" મનમોહિની ! મારા હૃદયપટમાં મેં તને મજબૂત પકડી રાખેલી છે, તે હવે કેમ પડવા દઈશ ? સેંકડો વિઘ્ન સામટાં કાં નથી આવતાં ? " ભારતસિંહ તેને પોતાની બાથમાં લેતાં બોલવા લાગ્યો.

" પણ મારા નાથ ! મને આજ એક પ્રકારની ઘેલછા થઈ છે. સારી પેઠે રોઈને મારૂં હૈયું ખાલી કરવા દો. "

આટલું બોલીને પ્રભાવતી એકદમ અટકી પડી. અંતરમાં ઉછળતાં પ્રેમસાગરનાં મોજાંના પ્રભાવે તે નાના બાળકની પેઠે ડુસકાં ભરી રડવા લાગી. પોતાની વહાલી પ્રિયતમાની આવી અવસ્થા જોતાં ભારતસિંહનું હૃદય પીગળેલા મીણની માફક છેક દ્રવિત થઈ ગયું. મહા પ્રયત્ને ખાળી રાખેલા અશ્રુબિંદુઓ તેની આંખમાંથી હવે ટપોટપ ખરી પડવા લાગ્યાં. પ્રેમી યુગલે એક બીજાને ઘેલાંની માફક વળગી પડી શ્રાવણ ભાદરવો રેલાવી મૂક્યો !

અહો ! પ્રણયી અને પ્રણયીનિનો વિયોગ ટળી મળવાનો સમય પ્રાપ્ત થતાં રૂદન કેવું ? અને વળી તે રૂદન આનંદમય હોઇ શકે ? આ પ્રશ્નનો પ્રતિ ઉત્તર એવાં પ્રેમી જોડાંઓનાં વચન પ્રમાણે પ્રેમાનંદ કે પરમાનંદ જે કહો તે તે સમયે તેમની આંખોમાંથી ખરતાં અશ્રુબિંદુઓ છે. વિરહવેદનામાં રાત્રિદિવસ ઝુરતાં વહાલાંઓનું સંમિલન થતાં તેમની પ્રેમોન્મત્ત થયેલી ઉર્મિઓ એકાએક પ્રદિપ્ત થઈ વિરહવેદનાને પ્રેમભઠ્ઠીમાં પિગળાવી નાખે છે, તેનો ઉષ્ણ પ્રવાહ આંખમાંથી અશ્રુબિંદુ રૂપે ઝરે છે. એ રૂદનનો આનંદ જેણે અનુભવ્યો હોય તેજ માત્ર તેનું ખરૂં રહસ્ય સમજી શકે. અહો ! આવા શુદ્ધ પ્રેમસાગરના નિર્મળ નીરમાં સ્નાન કરનારાં પ્રેમી જોડાંનો આ તે અશ્રુપાત કે આનંદાઘાત ? !

કેટલીક વાર સુધી આવો આનંદમય રૂદન વ્યવસાય ચાલુ રહ્યો, ત્યાર પછી બન્નેના હૃદયનો ઉભરો ખાલી થતાં તેમને કાંઇક તૃપ્તિ થઇ. સામા સામી પડેલી કુર્સીઓ ઉપર પરસ્પરની આંખો લૂછતાં તેઓ બેસી ગયાં, અને પ્રભાવતીના હાથ તરફ પોતાનો હાથ લંબાવી તેને ધીમેથી દબાવતાં કાંઇક યાદ આવ્યું હોય તેમ ભારતસિંહ એકાએક આનંદમય મુખમુદ્રાથી બોલ્યો :

" પ્રિયે, હું તને આજે એક સારી વધામણી આપી આનંદની પરિસીમાએ પહોંચાડીશ ! "

" નાથ ! આપ મળ્યા ત્યારથી હું તો આનંદની પરિસીમાએ પહોંચી જ ગઇ છું ! હવે એથી બીજી કઇ સારી વધામણી આપી મને વિશેષ આનંદ પમાડવાના છો " ? સ્મિત વદન યુક્ત પ્રભાવતી બોલી.

" એ તો ઠીક, પણ આ બીજા શુભ સમાચાર સાંભળી તને આથી પણ વધુ આનંદ થશે. " ભારતસિંહે જણાવ્યું.

" બીજા શું આનંદના સમાચાર આપ સંભળાવવાના છો ? કહો જોઇએ ? " પ્રભાવતી આતુરતાથી પૂછવા લાગી.

" તારા ખરા પિતાશ્રી અહીં આવેલા છે ! ". ગંભીર મુખમુદ્રાથી ભારતસિંહ બોલ્યો.

" શું મારા પિતા ! તે તો પરલોક સિધારી ગયા હશે ! હું તેમના વિષે કાંઇ જાણુતી નથી, અને તેમને ઓળખતી પણ નથી ! શું આપ મને હસો છો ?" હર્ષિત થવાને બદલે પ્રભાવતી ઉલટી મ્લાન મુખમુદ્રાપૂર્વક બોલવા લાગી.

" વહાલી ! આ કાંઇ હસવાની વાત નથી ! ગઇ રાત્રિએ મેં તેમને નજરો નજર જોયા છે ! " ભારતસિંહે દ્રઢતાથી જણાવ્યું.

" કયાં ? " ભગ્ન–હૃદયથી પ્રભાવતી કાંઇક આશાભેર પૂછવા લાગી.

" બિક્રમસિંહ નાયકને ત્યાં ! મેં તેમનો કેટલોક વૃતાંત તેમના મુખથી સાંભળ્યો છે. " ભારતસિંહે પ્રતિ ઉત્તર આપ્યો.

" પણ તેમણે પોતાનું નામ ઠામ વગેરે આપને જણાવ્યું હશેને ? " ગ્લાનિ અને આનંદની ઉર્મિઓ વચ્ચે ઝોલાં ખાતી પ્રભાવતીએ પૂછ્યું.

" હા, તેમનું નામ ગુમાનસિંહ ઠાકોર છે, અને તેઓ જોધપુરના રાંઠોડવંશી રજપૂત છે ! આ હકીકત કદાચ તું નહીં જાણુતી હોય; પરંતુ જયમલસિંહના કહેવાથી હું તો પહેલાં પણ જાણુતો હતો. હમણાં તેઓ તને મળવા સારૂ આવશે. " ટૂંકામાં ભારતસિંહે જણાવ્યું.

ભારતસિંહના મુખમાંથી આ વાક્યો સાંભળી પ્રભાવતીનું હૃદય અતિ હર્ષથી પ્રફુલ્લિત થઇ નૃત્ય કરવા લાગ્યું. પોતાની નાત જાત કે કુળ કયું

હશે તે હકીકત તેના જાણવામાં નહીં હોવાથી તે પ્રથમ વારંવાર ચિંતાતુર થઇ જતી. આ કારણને લીધે ભારતસિંહ સાથે તેણે જોડેલા પ્રેમ સંબંધમાં તેની કુળાભિમાની બહેન ચંદ્રા તરફથી વિઘ્ન નડવાનો તેને મોટો ભય હતો તે હવે દૂર થયો. પોતાના ખરા પિતાશ્રીના મુખનું દર્શન કરી તેમને વહાલથી મળવાના ઉત્સાહી તરંગમાં તે કેવળ અધીરી બનીને બોલી:

" આપની અમૃતમય વાણી સાંભળી મારૂં હૈયું હર્ષથી છલકાઇ જાય છે ! આજ મારા સદ્દભાગ્યનું પ્રભાત શરૂ થયું છે. આપની આજ્ઞા હોય તો બિક્રમસિંહને ત્યાં જઇ હું મારા પિતાશ્રીને મળું ! "

" ત્યાં જવાની કશી અગત્ય નથી. હમણાં બિક્રમસિંહ તેમને લઇ રાજમહાલયમાં આવશે. હવે તેમને આવવાનો સમય થઇ ગયો છે. તું રાજમહાલયમાં જઇને બેસ, હું તારી પાછળ આવું છું." ભારતસિંહે જણાવ્યું.

" ત્યારે હૃદયેશ્વર ! આપ ત્યાં વહેલા પધારજો. હું રાજમહાલયમાં જાઉં છું. "

આનંદસાગરમાં નિમગ્ન થયેલી પ્રભાવતી ભારતસિંહના સામું નેત્રકટાક્ષ કરતાં તેને પ્રેમાલિંગન આપી ચપળ હરિણીના સમાન ઉતાવળે પગલાં ભરતી રાજમહાલય તરફ ચાલી, અને જ્યાં સુધી તે જતી દેખાઇ ત્યાં સુધી ભારતસિંહ તેની પાછળ અનિમીષ દ્રષ્ટિથી જોઇ રહ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### પિતૃપ્રેમ ભાવના.

" દેવી, તારી ઇચ્છાને અનુસરીને તારા બંધુ ભારતસિંહસાથેનું વૈમનસ્ય વીસરી જઇ મેં તેને મારો મિત્ર બનાવ્યો છે, પરંતુ પૂર્વની વાતોનું સ્મરણ રાખો તે આપણા સુખમાં કોઇક સમયે વિઘ્નકર્તા ન થઇ પડે તેની સંભાળ તારે રાખવાની છે. મારી પરીક્ષા પ્રમાણે તે એક શૂરવીર યોદ્ધા છે, ચપળ છે, હીંમતવાન છે, અને મોટું સાહસ કરવામાં પાછી પાની કરે તેવો નથી, પણ એ બધા ગુણોનો ઉપયોગ મારા વિરૂદ્ધ કરી મને રજપૂતોની નજરમાંથી હલકો પાડવાનો તે પ્રયત્ન કરે તો પછી તેની મિત્રાઇ અને સગાઇ શા કામની ? વળી મારા કરતાં તે અધિકાર કે બળમાં પોતાના સાહસિક ગુણથી વધી જાય, એ પણ યોગ્ય નથી, માટે હરેક રીતે તેને દબાતો રાખવામાંજ મને તો ઠીક જણાય છે. " રાજમહેલના દીવાનખાનામાં બેઠેલો સુરજનસિંહ ભારતસિંહ વિષે શંકા કરતાં પાસે બેઠેલી પોતાની પત્ની ચંદ્રાને ઉદ્દેશીને બોલવા લાગ્યો.

" સ્વામીન્, એ વિષયની શંકા અને ચિંતા આપ મનમાંથી કહાડી નાંખો. મારા ભાઇનું હૃદય એવા મલીન આશયોથી ભરપૂર નથી. તેના ગુણ અવગુણને હું સારી રીતે જાણું છું. આપણા ઉપકાર નીચે તે દબાયેલો છે. તેમાં વળી શીસોદિયા વંશમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિઓ કરેલા ઉપકારને કદાપિ ભૂલી જતા નથી. મહારાણાનો આશ્રય તજી આપની સામે યુદ્ધ કરવા તે મોગલોને મળ્યો હતો, તેનું સ્મરણ થતાં તેને ભારે પશ્ચાત્તાપ થાય છે. વળી તે મારો બંધુ છે, તેથી તેનો પક્ષ કરીને હું આટલું બોલું છું એમ નથી, પણ તેનું સરલ હૃદય જોયા પછી મેં નિશ્ચય કર્યો છે કે ભવિષ્યમાં કોઇ પણ સમયે તે આપની વિરૂદ્ધ વર્તન ચલાવશે નહીં. અધિકાર કે ધનનો તેને ઝાઝો લોભ નથી. આપ તેના ઉપર વિશ્વાસ રાખશો, અને સૈન્યમાં યોગ્ય પદે નિયુક્ત કરશો તો તે આપને મોટો મદદ કરનાર થઇ પડશે. પછી જેવી આપની મરજી. " સ્વામીની શંકાનું યોગ્ય રીતે નિવારણ કરતાં ચંદ્રાએ ઘટતાં વાક્યો સંભળાવ્યાં.

" મને તારા શબ્દોમાં સંપૂર્ણ વિશ્વાસ છે, તેથી તારૂં મન નારાજ કરવા હું માગતો નથી, તોપણ મેં આટલું જે કહ્યું છે તે માત્ર સાધારણ સૂચના તરીકે તું તારા લક્ષ્યમાં રાખજે. બળ ઐશ્વર્યનો લોભ તો સર્વને હોય છે, અને તેમાં તે આપણાથી વધી ન જાય તેનીજ માત્ર સાવચેતી રાખવાની છે, સિવાય બીજાં સઘળાં કામોથી તો તે મને સંતોષ પમાડી શકશે. તારી ઇચ્છા મુજબ હું તેને આજથી આપણા સૈન્યનો ઉપરી ઠરાવીશ. " પોતાની પ્રિયા ઉપર કંઇક આભાર દર્શાવીને તેને સંતોષ થાય તેવાં વાક્યો સુરજનસિંહ બોલ્યો.

" પ્રિય નાથ, આપની એ યોજના ઉત્તમ છે. ભારતસિંહ યુદ્ધ વ્યવસાયને જાણનારો હોવાથી તે કાર્ય બહુજ ચપળતાથી કરશે, અને વળી આપ એકલાના શીર ઉપર એ સંબંધનો જે ભારે બોજો પડેલો છે, તે કેટલેક અંશે ઓછો થઇ જશે." સ્વામીએ પોતાની વિનતિ સ્વીકારેલી હોવાથી ચંદ્રા આનંદ પામીને બોલી.

" હવે તને સંતોષ થયો કે નહિ ?" સ્મિત હસતાં હસતાં સુરજસિંહે પૂછ્યું.

" આપના દરેક કાર્યમાં હમણાં સુધી મને સંતોષ છે. સ્વદેશ ઉપર આવેલી આપત્તિ ટળી જઇ ભારતસિંહના નિમિત્તે આપને યશ પ્રાપ્ત થાય, અને આપણું જીવન નિષ્કલંક રહે, એજ મારી દ્રઢ વાંછના છે. એ સિવાય બીજી આપણે કાંઇ આશા કે તૃષ્ણા નથી. અને ઐશ્વર્ય કોઇનું અવિચળ રહ્યું નથી, અને રહેવાનું નથી. આપ સર્વ રીતે જ્ઞાતા છો. એ સંબંધમાં

હુ આપને શું વિશેષ કહી શકું તેમ છે ?" ચંદાએ પોતાની સત્ય ઇચ્છા પ્રગટ કરી કહ્યું.

"ઠીક, તને સંતોષ થવાથી હું આનંદ પામ્યો, પણ એક બીજી હકીકત તું જાણે છે ?" મૂછમાં હસતાં હસતાં સુરજનસિંહે પૂછ્યું.

"ના, કઇ વાત ? હું તો કાંઈ જાણુતી નથી !" હકીક્ત જાણવાની જીજ્ઞાસા જણાવતાં ચંદા બોલી.

"આપણી પ્રભાવતી ભારતસિંહને ચાહે છે ! તેની સઘળી રીતભાત હું બે ત્રણ દિવસથી જોઉં છું. હમણાંજ ગુપ્ત રીતે તેની પાસેથી રાજમહેલ તરફ આવતાં મેં તેને જોઈ છે ! વળી જ્યારથી તે અહીં આવ્યો છે ત્યારથી તેનું મન આનંદમાં રહે છે. પહેલાં તે કેટલી ચિંતાતુર રહેતી હતી. તેતો તું જાણે છે ને !" નજરે જોયેલી હકીકત સુરજનસિંહે જણાવી.

"કેવી ખેદ જનક વાત ! હા, હવે મને યાદ આવ્યું. પહેલાં તો તે ચિંતાતુરેજ રહેતી, પણ આવો અઘટિત સંબંધ શીસોદિયા રજપૂતને કેમ પાલવે ? ભારતસિંહની ઇચ્છા હશે, તોપણ હું તેમ કદાપિ થવા દઇશ નહિ ! હમણાંજ હું તેને ત્યાં જતી અટકાવું છું ! કયાં સૂર્યવંશી રજપૂત, અને કયાં નાત જાત નહિ જણાયેલી નિરાધાર છોકરી ! અરે ! મારો ભાઇ કેવો મૂર્ખ ! પોતાના પવિત્ર પિતાના કુળને કલંક લગાડશે કે શું ? સિંહ સાથે હરિણીનો સંબંધ હોય ? આ કેવો અનર્થ કહેવાય ? વહાલા ! આપ કેમ કાંઇ બોલતા નથી ?" ભારતસિંહ ઉપરનો ક્રોધનો ઉભરો પ્રકટ કરતાં ચંદા બોલી.

"દેવી, જરા ધીરજ રાખો. એકદમ ઉતાવળાં ન થવું. આ હકીક્ત નજરે જોયા પછી એ બાબતમાં મેં હમણાં સુધી જે મૌન્યવૃત્તિ રાખી છે તે યોગ્ય છે. પ્રભાવતી કોની પુત્રી છે તે તું જાણે છે ?" ચંદાને શાન્ત પાડવા સુરજનસિંહે પૂછ્યું.

"ના. હું તો ફક્ત એટલુંજ અનુમાન કરૂં છું કે તે કોઈ હલકા રજપૂતની કન્યા છે." ચંદાએ ચિંતાતુર ચહેરે પ્રતિઉત્તર આપ્યો.

"તારી કલ્પના ખરી નથી. તે એક રાઠોડ રજપૂતની પુત્રી છે ! તેના પિતાને હું ઓળખું છું. જોધપુરના મહારાજાનો તે પ્રથમ સેનાધિપતિ હતો. તેનું નામ ગુમાનસિંહ છે. હમણાં તે છેક ગરીબ અવસ્થામાં છે, અને પોતાની પુત્રીને ખોળવા સારૂ આપણા શહેરમાં ગઇ કાલનો આવ્યો પણ છે." સુરજનસિંહે સત્ય હકીકતનો સ્ફોટ કર્યો.

"આ સઘળું આપ જાણુતા હતા ત્યારે પ્રથમથી મને કાંઈ કેમ ન કહ્યું ?" વધારે સ્પષ્ટિકરણ કરવાના હેતુથી ચંદાએ પૂછ્યું.

"પ્રથમ તો તેના વિષે જેટલું તું જાણુતી હતી તેટલુંજ હું જાણુતો હતો. પરંતુ હમણાં થોડીજ વાર પહેલાં બિક્રમસિંહ તે રાઠોડ રજપૂત અહીં આવ્યાના સમાચાર કહેવા મારી પાસે આવ્યો હતો, તેનાથી સત્ય હકીકતનો સ્ફોટ થયો." સુરજનસિંહે પ્રતિઉત્તર દીધો.

"આપ કહો છો તેમ સઘળી હકીકત સત્ય ઠરે તો પછી તેમના પ્રેમમાં વિક્ષેપ નાખવાનું કાંઇ કારણુ નથી. રાઠોડ રજપૂતનું કુળ જો કે શીસોદિયા કરતાં શ્રેષ્ટ નથી, તોપણુ તે કુળમાં પરસ્પર કન્યાની આપ લે થાય છે, અને વળી રૂપ ગુણુમાં સમાન જોડી મળી છે, તેથી હવે મને એ વાતથી ક્ષોભ ઉત્પન્ન થતો નથી. પણુ આ સઘળું ભારતસિંહ જાણુતો હશે કે નહિ? શું તપાસ કર્યા વિના તેણે પ્રભાવતી સાથે પ્રેમ જોડયો હશે?" સ્વામીના સ્પષ્ટિકરણુથી સંતોષ પામતાં કંઇક આશંકા કરી ચંદ્રાએ ફરી પૂછ્યું.

"મારા ધારવા પ્રમાણે તો તે પ્રથમથીજ સઘળું જાણુતો હોવો જોઇએ. તને જેટલું કુળનું અભિમાન છે તેટલુંજ તેને છે, તેથી મારે તેનાં વખાણુ કરવાં જોઇએ. અનુભવ ઉપરથી હું કહું છું કે તમો બન્ને ભાઇ બહેનનો સ્વભાવ ઘણું કરીને મળતોજ આવે છે." સરલ ભાવનાથી સુરજનસિંહે ભારતસિંહની પ્રશંસા કરીને કહ્યું.

"પ્રાણેશ, કુળનું અભિમાન દરેક વ્યક્તિને સ્વાભાવિક રીતે હોવુંજ જોઇએ. જેને પોતાના કુળનું અભિમાન નથી, તેને સ્વદેશનું અભિમાન ક્યાંથી હોય? અને સ્વદેશનું અભિમાન નથી તો પછી તેનાથી કયું સાહસિક શુભ કાર્ય સિદ્ધ થવાનું? તેનં જીવન શા કામનું? અરે! આ પૃથ્વીને ઉલટું તે ભાર રૂપ છે! એના કરતાં ઘરોઘર ફરી પેટનું પોષણુ કરનારાં, અથવા તો ખડ ખાનારાં પશુઓ સારાં કે જેઓ પોતાની જાતને કષ્ટ આપી બીજાઓને ઉપયોગી થઇ પડે છે. પ્રાણુ વલ્લભ! પિતા હો કે બંધુ હો, પુત્ર હો કે પુત્રી હો, મિત્ર હો કે સંબંધી હો, પરંતુ જેનામાં સ્વદેશવાત્સલ્યતાનો સંચાર નથી, તેને જગતમાં જીવવાનોજ અધિકાર નથી!" સ્વામીના હૃદયમાં સ્વદેશવાત્સલ્યની જ્યોતિ કાયમ સતેજ રાખવાના ઉદ્દેશથી ચંદ્રા આવેશપૂર્વક બોલી.

"દેવી! તારી દિવ્ય ભાવનાઓને હું જેટલો ધન્યવાદ દઉં તેટલો થોડો છે." સુરજનસિંહે આનંદોદગાર કહાડયા.

"પ્રિયતમ, આપ મારાં વખાણુ કરો છો, પણુ હું તેને પાત્ર નથી. માત્ર મારાથી આપ સંતોષ રહો, અને આપણે બન્ને આ સંસારમાં સ્વધર્મને દ્રઢ નિશ્ચયથી વળગી રહીએ, તો પછી જગતમાં આપણા જેવું બીજું ભાગ્યશાળી કોણુ? પણુ હવે આજ્ઞા કરો તો પેલા પ્રભાવતીના પિતાને અહીં

બોલાવી તેની હકીકત સાંભળીએ. પ્રભાવતીને પણ તેના મેળાપથી આનંદ થશે."

"હા, બિક્રમસિંહ તેને તેડીને હમણાંજ અહીં આવનાર છે." સુરજનસિંહે કહ્યું.

"ઠીક. પણ પ્રભાવતી ક્યાં ગઇ? હજુ સુધી તે કેમ જણાતી નથી? એ ભારતસિંહની પાછળ ઘેલી થઇ જશે કે શું? આટલે વર્ષે પિતા બિચારો ભટકતો ભટકતો અહીં સુધી તેને શોધવા આવ્યો છે, તેનું તો તેને ભાન હોયજ શાનું?" મનમાં પ્રગટ થતા સંતોષથી ચંદ્રા સ્મિત હસીને બોલી.

દીવાનખાનાના ઓરડામાં બેઠાં બેઠાં ચંદ્રાએ પ્રભાવતીને હાંક મારીને બોલાવી. તે આવી તેજ ક્ષણે સામે બારણેથી તે ઓરડામાં બિક્રમસિંહે પેલા વૃદ્ધ રજપૂત સાથે પ્રવેશ કર્યો, અને તેની પાછળ ભારતસિંહ પણ ત્યાં આવી પહોંચ્યો. રાજરીત પ્રમાણે તે વૃદ્ધ રજપૂતે સઘળાંને યથાસ્થિત નમન કર્યું, અને યોગ્યતા પ્રમાણે બેઠેલી સર્વ મંડળી કેટલીક વાર સુધી મૌન્ય રહી.

પેલો વૃદ્ધ રજપૂત કે જેનું નામ ગુમાનસિંહ હતું તે ધીમે ધીમે દ્રષ્ટિ ફેરવી પોતાનીજ સામે બેઠેલી પ્રભાવતી તરફ નિહાળી નીહાળીને જોવા લાગ્યો. પળે પળે તેનું હ્રદય ઉછાળા મારતું હોય એમ જણાયું. તેની બન્ને આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં હતાં. ચંદ્રા અને સુરજતસિંહ તેની ચિકિત્સા તીવ્ર દ્રષ્ટિથી જોઇ રહ્યાં હતાં, તેવામાં તે વૃદ્ધના મુખ ઉપર એકાએક અવનવો ફેરફાર થઇ જતાં તે ઓચિંતો ઉભો થયો, અને પ્રભાવતીના બન્ને હાથ પકડી પોતાના કંઠની આસપાસ વીંટાળી દઇ જાણે કાંઇ એકાએક આકર્ષણ થયું હોય તેમ તેને છાતી સરસી દાબીને સ્નેહ ઘેલછામાં ગદગદિત સ્વરે બોલવા લાગ્યો:

"અહો! તુંજ મારી આંખની કીકી પ્રભાવતી! બેટા! મેં તને ઓળખી લીધી છે! તારી માતા પણ રૂપ રંગમાં બરાબર તારા જેવીજ હતી! બહેન, તું તારા આ વૃદ્ધ પિતાને ક્યાંથી ઓળખે? અરે! હું કેવો ક્રૂર! તારી નાની ઉમ્મરમાંથીજ મેં તારો ત્યાગ કર્યો હતો: પેટની પુત્રીનું પોષણ પણ મારાથી થઇ શક્યું નહિ! જરા મારા સામું જો! હું તો તને તારી માતાના પાસે સ્વર્ગમાં ગયેલી ધારતો હતો! પણ હા! તું જીવતી છે! હું જીવતી છું એટલુંજ ફક્ત તુ મને કહે એટલે બસ! મારૂં જીવન! મારા પ્રાણ! હુ તારો પિતા છું. અહો! હુ કેવો ભાગ્યશાળી? આટલે વર્ષે મારી પ્રિય પુત્રીને જીવતી જોવા પામ્યો! તારા વિના આ તારો પિતા કેટલું કષ્ટ પામતો હતો તે તું જાણે છે? મારૂં હ્રદય ઉઘાડીને જો! તું કહે તો તને બતાવું! બેટા, તુ દુઃખી છે કે સુખી તે તો મને કહે? હા! તું સુખીજ

છે! તને સુખી જાણીને હવે મને કાંઇજ દુઃખ રહ્યું નથી! પ્રભુ! આ તે સ્વપ્ન છે કે સત્ય?"

ઉન્મત્ત અવસ્થામાં આટલું બોલતાં બોલતાં તે વૃદ્ધ રજપૂત મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડી ગયો! પ્રભાવતી તેનું માથું પોતાના ખોળામાં લઇ તેના મુખ સામું જોતાં જોતાં રડવા લાગી. સુરજનની આજ્ઞા મુજબ સેવકોએ દોડી આવી એકદમ યોગ્ય શિતોપચાર કર્યા પછી કેટલીક વારે તે મૂર્છામાંથી સાવચેત થયો અને પ્રભાવતીના ખોળામાંથી બેઠો થઇને સુરજનસિંહ સામું દ્રષ્ટિ ફેરવી બોલ્યોઃ

"હવે મને શાન્તિ થઇ. મહારાજ, આજ મારી પુત્રી પ્રભાવતી છે. ઉમ્મરે પહોંચવા છતાં પણ મેં તેને સંપૂર્ણ રીતે ઓળખી છે."

"રાઠોડ, હમણાં તમે શાન્ત થાઓ, નહીં તો પાછી પ્રકૃતિ બગડશે." સુરજને તેને કહ્યું.

"ના, હવે તેવો ભય નથી. ઘણા દિવસનો ઉભરો હોવાથી આમ થયું. હવે તે સમી ગયો છે." પ્રભાવતીના માથા ઉપર હાથ ફેરવતાં તે વૃદ્ધ રજપૂત બોલ્યો.

"આપની પ્રકૃતિ સારી પેઠે સ્વસ્થ થઇ હોય તો આપનું વૃતાંત અમને ટૂંકમાં જણાવશો?" ચંદ્રાએ જીજ્ઞાસા પૂર્વક પૂછયું.

"હા. બિક્રમસિંહ નાયકની આગળ મેં સઘળું જણાવ્યું છે. પરંતુ આપની ઇચ્છા છે તો ફરીથી કહું છું સાંભળો."

આટલું બોલીને તે વૃદ્ધ રજપૂતે પોતાના ઉપર પડેલી આપત્તિનું સૌની આગળ ટૂંકામાં ફરીથી વર્ણન કર્યું. તે સાંભળીને સર્વને સખેદ આશ્ચર્ય ઉત્પન્ન થયું. પિતાને પડેલી વિપત્તિનું વર્ણન સાંભળતાં સાંભળતાં પ્રભાવતીનું હૃદય કપાઇ જતું હતું. તેની આંખમાંનાં આંસુ હજુ સુકાયાં નહોતાં. પિતૃવાત્સલ્યતાના પ્રેમથી તેનું કોમળ અંતઃકરણ કેવળ ઉભરાઈ ગયું હતું.

પિતા પુત્રીનું એકાએક મળવું થવાથી સર્વના મનમાં આનંદ થયો. ત્યારબાદ થોડીવારે સુરજનસિંહે કેટલાક મુખ્ય સૈનિકોને બોલાવી તેમની સમક્ષ ભારતસિંહને સૈન્યના અધ્યક્ષ તરીકે જાહેર કર્યો, અને પ્રભાવતીના પિતા ગુમાનસિંહને પણ તેની ઇચ્છા પ્રમાણે મોગલો સાથેનું યુદ્ધ પૂર્ણ થતા સુધી મદદમાં રહેવાનું સૂચવી સન્માનપૂર્વક ત્યાં રાખ્યો. આ સઘળો વ્યવસાય પરિપૂર્ણ થઇ જતાં તે નાની મંડળીનાં સર્વ મનુષ્યો એક પછી એક પોતપોતાના સ્થાનકે ચાલી ગયાં.

# પ્રકરણ ૧૪ મું.

## ભયાનક ભેદ.

પોતાની પ્રિય પત્નીને પ્રસન્ન રાખવાના ઉદ્દેશથી સુરજનસિંહે ભારતસિંહને સૈન્યનો અધ્યક્ષ ઠરાવ્યો ખરો, પરંતુ તેને દબાણમાં રાખવાના હેતુથી તેના ઉપર સર્વ પ્રકારે પોતાનું ઉપરીપણું કાયમ રાખ્યું. યુદ્ધ કળામાં તેની યોગ્યતા સુરજનસિંહ પોતાના મનમાં સંપૂર્ણ રીતે સમજતો હતો, છતાં તેની સંમતિ લીધા સિવાય ભારતસિંહ મુદ્દાનું કાંઇ પણ સાહસિક કાર્ય કરી શકતો નહિ. મોગલોના સૈન્યની અવ્યવસ્થિત સ્થિતિ વારંવાર ગુપ્તચર દ્વારા તેના જાણવામાં આવતી, તેથી રાત્રિ દિવસ કિલ્લા ઉપર જાગૃત રહી તેનું રક્ષણ કરવા કરતાં તેનો યોગ્ય બંદોબસ્ત કરી ગુપચુપ બહાર નીકળી શત્રુઓ ઉપર એકાએક હલ્લો કરી તેમને હરાવવા તે ઉત્સાહી બની જતો, અને મળતી અમૂલ્ય તકનો લાભ બનતી ઉતાવળથી લઇ લેવાનો નિશ્ચય કરતો, પરંતુ સુરજનસિંહ તે કાર્ય કરવામાં પોતાની સંમતિ આપતો નહોતો, તેથી પોતાના એ નિશ્ચયમાં તેને વારંવાર પાછા પડવું પડતું હતું. આમ થવાથી તેની સાહસિક ઉર્મિઓ એકાએક તૂટી જતી, અને કોઇ કોઇ સમયે તે કંટાળી જતો; પરંતુ તેની બહેન ચંદ્રા યુક્તિથી સમજાવી તેને શાન્ત પાડતી, અને તેના ભગ્ન હૃદયમાં નવીન ઉત્સાહ રેડતી. સ્વામીના તેજ દ્વેષી સત્તાલોભી સ્વભાવને તે સારી પેઠે જાણતી હતી, તેથી શત્રુઓ કદાચ તેને કોઇ પ્રકારની લાલચ આપી યુદ્ધ કર્યા વિના કિલ્લો લેવામાં ફાવી જાય એવી તેના મનમાં પ્રથમ આશંકા અને ભય ઉત્પન્ન થતો હતો. એ ભય નિર્મૂળ કરવાના હેતુથીજ પોતાના બંધુને યુદ્ધ કાર્યમાં જોડવા સ્વામીને તેણે સૂચના કરી હતી, તેનો સ્વીકાર થવાથી હમણાં તેના મનમાં કેટલીક રીતે શાન્તિ હતી.

મોગલોના સહવાસમાં કેટલોક સમય રહેવાથી તેમના સૈન્યની વ્યવસ્થા, યુદ્ધ પદ્ધત્તિ, અને યુક્તિઓથી ભારતસિંહ જાણીતો થયો હતો, તેથી કોઇ પણ પ્રકારનો પ્રપંચ તેમના તરફથી થવા ન પામે તેની પુરતી સંભાળ રાખી કિલ્લા ઉપર તે રાત્રિ દિવસ ચારે તરફ ફરતો રહેતો. બિક્રમસિંહ, ભારૂમલ્લ, અને વૃદ્ધ ગુમાનસિંહ ઠાકોર તેના મદદગાર સાથીઓ હતા. તે ત્રણે યોદ્ધાઓ સાહસિક મજબુત મનોબળવાળા હોવાથી, અને વળી ભારતસિંહ તેમનો ઉપકારી હોવાથી તે તેમના પ્રત્યે ઘણીજ મમતા રાખી માન્યની દ્રષ્ટિથી જોતો, અને તેઓ પણ તેને તેજ પ્રમાણે ખરા અંતઃકરણથી ચાહતા હતા.

કિલ્લાના રક્ષણની નવીન યોજનાઓ ઉત્તમ રીતે કરવામાં કેટલાક દિવસ વ્યતિત થયા પછી એક બે દિવસમાં મોગલો હલ્લો કરવાના છે એવી ભારતસિંહને ગુપ્તચર દ્વારા ખબર મળતાં એક સમયે અર્ધ રાત્રિએ તે કિલ્લા ઉપર યોદ્ધાઓને યોગ્ય પ્રકારની સૂચના આપી ઘટિત સ્થળે ગોઠવવાના કાર્યમાં ગુંથાયેલો હતો. તે સમયે બે રજપૂત નાયકો કિલ્લા ઉપરથી ગુપચુપ નીચે ઉતરી લપાતા છૂપાતા શહેર તરફ જતા હતા. રાત્રિના અંધકારમાં ઉતાવળાં ઉતાવળાં પગલાં ઉપાડતા કોઇ કોઇ સ્થળે એકદમ અટકી જઈ તેઓ પાછું વળી જોતા, અને આસપાસ દ્રષ્ટિ ફેરવતાં કોઇ આવતું નજરે નહિ પડવાથી ગુપચુપ ધીમે ધીમે શાન્તિથી આગળ વધતા. શહેરમાં જવાનો સીધો માર્ગ મૂકી દઇ આડીઅવળી ગલીઓના સાંકડા માર્ગમાંથી પસાર થતાં પોતાનાં પગલાંનો ધ્વનિ કોઇને સંભળાય નહિ તેવી પૂર્ણ સાવચેતી રાખી ગતિ કરતા કરતા તેઓ શહેરના એક ખૂણામાં વસ્તી વિનાના ઉજ્જડ ભાગ તરફ આવી પહોંચ્યા. આ અજાણ્યા અને સાંકડા માર્ગની એક બાજુએ અંધકારમાં પલવાર ઉભા રહી આમ તેમ નજર ફેરવતાં તેઓ કાંઇક ધીમેથી ખરખડ્યા, અને પછી ત્યાંથી આગળ વધી નજીકમાં જણાતા ખંડેરની પાસેનું એક નાનું ઘર ધીમેથી ઉઘાડી અંદર તેમણે પ્રવેશ કરી સાવચેતીથી તેનાં દ્વાર બંધ કરી દીધાં.

રાત્રિ ભયંકર હતી. ચારે તરફ ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો. યુદ્ધ વ્યવહારમાં નિરઉપયોગી નાગરિકો શાન્ત નિદ્રામાં સૂતા હતા. આ ઉજ્જડ સ્થાનની આજુબાજુમાં ઘણે દૂર સુધી મનુષ્યનો પગરવ કે ધ્વનિ સંભળાતો નહોતો. શહેરમાં વસનારાં ઘણાં સ્ત્રી પુરૂષો આ ખંડેરવાળી જગામાં ભૂત પ્રેતનો નિવાસ હોવાનું માનતાં હતાં, તેથી સંધ્યા સમય વીતી ગયા પછી તે તરફ એકલાં જવાની કોઇ જવલ્લેજ હીંમત કરતું. કઠિણ કાળજાવાળા પુરૂષના અંતઃકરણમાં પણ આ સમયે ત્યાં આવી ઉભા રહેતાં ડર ઉત્પન્ન થાય એવું આ સ્થાન ભયંકર જણાતું હતું, છતાં તેની અંદર આ બે રજપૂતો છૂપી રીતે ભરાઇને ઘરમાં બેઠા બેઠા ધીમે ધીમે વાતો કરતા સંભળાતા હતા.

“ન્હારસિંહ ! આપણી ધારણામાં ધૂળ મળી જશે કે શું ? પેલો સિકંદરખાન હજુ કેમ ન આવ્યો ? કંઇ સપડાઈ તો નહીં ગયો હોય ?” ઘરમાં બેઠેલો એક રજપૂત પોતાના સોબતીને સંબોધીને બોલવા લાગ્યો.

“ના ના ! સપડાઇ જાય એવો એ મૂર્ખ નથી ! શહેરમાં તે દાખલ થઇ શકે એવી ગુપ્ત ગોઠવણ મેં કરી દીધી છે, છતાં કોણ જાણે કેમ વાર થઇ ? મારા ધારવા પ્રમાણે તો તે હવે આવી પહોંચવો જોઇએ, પણ ભૈરવ-

સિંહ ! મારી સૂચના મુજબ તેં તેને આ સ્થળ અને સમયની બરાબર સમજુત કરી છે ?" બીજો રજપૂત કે જેનું નામ ન્હારસિંહ હતું તે પૂછવા લાગ્યો.

"એમાં તે વળી ભૂલ થાય ખરી ? ગઇ કાલે છાવણીમાંથી આવી છૂપા વેષમાં આપણને તે મળ્યો ત્યાર પછી તેં મને કહ્યું હતું તે પ્રમાણે આજ રાત્રિએ આવી મળવાનું મેં તેને સમજાવ્યું છે, અને વળી ઠેઠ અહીં સુધી લાવી આ ઘર પણ બતાવ્યું છે." ભૈરવસિંહે પ્રતિઉત્તર આપ્યો.

"તો ઠીક. કાંઇ ચિંતા નહિ. વળી ભારતસિંહ અને બીજા રજપૂતો હમણાં કિલ્લા ઉપર ગડમથલ કરી રહ્યા છે, એટલે માર્ગમાં તેને કોઇ અંતરાય કરે તેમ નથી." ન્હારસિંહે કહ્યું.

"હા ભાઇ ખરી વાત ! એ ભારતસિંહ ઘણોજ ચાલાક છે. જ્યારથી તે આપણા સૈન્યનો અધિપતિ થયો છે ત્યારથી ઠામ ઠામ ગુપ્ત તપાસ રાખે છે, આપણે તેનાથી બહુજ સાવચેત રહેવા જેવું છે ! કિલ્લા ઉપરથી ઉતરી જતાં તેણે આપણને કદાચ જોયા હોય તો તે અહીં સુધી પણ પાછળ પાછળ આવે ખરો !" ભારતસિંહ તરફનો ભય દર્શાવતાં ભૈરવસિંહ બોલ્યો.

"કોઇ જોઈ શકે નહિ, અને અહીં આવી પણ શકે નહિ. મોગલોની સાથે આપણો ચાલતો સઘળો સંકેત એવો ગુપ્ત રીતે થાય છે કે કોઇને આપણી તરફ વહેમ આવે નહિ. ભલાભલાને તે ભેદની ખબર ન પડે તો બિચારા ભારતસિંહનું શું ગજું ? વળી થોડાજ દિવસથી તે અહીં આવ્યો છે, તેથી હજુ પૂરેપૂરો કોઇને ઓળખતો પણ નથી !" મિત્રની શંકા દૂર કરતાં ન્હારસિંહ બોલ્યો.

"એ બધું ખરૂં, પણ કોઇ ભેદુ કદાચ તેને ખબર આપે, અને તે આપણને અહીં આવી પકડી લે, તો પછી બચવાની શી આશા ? ભાઇ, મને તો તેનો બહુ ડર છે !" ભૈરવસિંહે જણાવ્યું.

"અરે ! રામ રામ કર યાર ! તું કેવો ડરકુ છે ! રજપૂત થઇને આમ કેમ બીહે છે ? એ ભારતસિંહ અહીં એકલો આવીને આપણને શું કરવાનો હતો ? પાછો તે જીવતો ઘેર જઇ શકે ? આપણે બન્ને જણ મળીને તેનું અહીંજ કાસળ ન કહાડી નાખીએ ? આવી ઉજ્જડ જગામાં આવતાં સૌ બીહે છે તે તું જાણે છે ?" ન્હારસિંહે પોતાના મિત્રને હીંમત આપતાં કહ્યું.

"ભાઇ, સૌ બીહે છે, પણ તે બીહે તેવો નથી. હમણાંથીજ આપણે સાવચેત રહેવું જોઇએ. પહેરેલાં કપડાં બદલી આ કાળાં કપડાં પહેરી લો. સારૂં થયું કે આપણે સાથે લેતા આવ્યા. કદાચ અહીંથી બહાર નીકળી ન્હાસવું પડે તો ઓળખાઇએ નહિ." ભૈરવસિંહે જરા વધારે ભય પ્રદર્શિત કર્યો,

"કેવો બેવકૂફ ! કામ મોટું ઉપાડવું, અને પછી ડરવું એ કાંઈ બને ! જરા હીંમત રાખ ! આપણે રજપૂતોને તો "ગાદીતકીઆ કે દોરીલોટા !" એ કહેવતને અનુસરીને ચાલવાનું છે. પણ હવે ઝાઝા દિવસ તારે ડરવાનું નહીં રહે. આ કિલ્લો અને ભારતસિંહ હવે કેટલા દિવસ ટકનાર છે ? એવી યુક્તિથી આપણે મોગલ સૈન્યને શહેરમાં દાખલ કરી દઇશું કે ભારતસિંહનો રચેલો સઘળો ખેલ ધૂળધાણી થઇ જશે. અને પછી બાદશાહની જીત થતાં તે આપણા ઉપર કેટલો રાજી થશે તેનો તને વિચાર થાય છે ? અરે ! કિલ્લાના માલીક પછી આપણેજ થઇશું. શાહના મિત્ર મહારાજા માનસિંહે આપણા ઉપર લખેલા પત્રમાં તે પ્રમાણે વર્તવાનું વચન આપ્યું છે તે તું કેમ ભૂલી જાય છે ? મહેનતનું ફળ મળવાને હવે ઝાઝીવાર નથી." પોતાના સાથીને ઉત્સાહ ઉત્પન્ન થાય તેવાં વાક્યો ન્હારસિંહે સંભળાવ્યાં.

"હા, યાર ! જો કિલ્લો મોગલોના હાથમાં જાય તો પછી આપણેજ રાજા ! પણ પહેલાં તે બાબતની તેમની પાસેથી પાકી કબૂલત લેવી જોઇએ. નહીં તો પાછળથી આપણે હાથ ઘસવા પડે !" ભૈરવસિંહ શંકા કરીને બોલ્યો.

"બધું નક્કી કર્યા પછીજ આપણે જે પગલાં ભરવાનાં છે તે ભરીશું. તું મને મૂર્ખ ન સમજીશ !" ન્હારસિંહે કહ્યું.

"પણ પેલો મોગલ...બહારથી બારણું ઠોકવાનો અવાજ સાંભળીને ભૈરવસિંહ આગળ બોલતાં અટકી ગયો.

"હા. એ તો એજ !" બારણું ઉઘાડવા સારૂ ઉભો થઇને ન્હારસિંહ બોલ્યો.

ઘરનું બારણું ઉઘડતાની સાથે એક કૃષ્ણ વસ્ત્રધારી પુરૂષ બન્નેની નજરે પડયો. ન્હારસિંહે તેને તુર્તજ ઓળખી લઇને ઘરની અંદર લીધો, અને દ્વાર બંધ કરી તેની સાથે ધીમે ધીમે વાત કરવા માંડી.

"સિકંદરખાન, કેમ આટલીબધી વાર થઇ ? અમે અહીં કયારના તમારી રાહ જોઇએ છીએ ? શું માર્ગમાં કોઇ મળ્યું હતું ?"

"ના. કોઇ મળ્યું નથી. હું કાંઇ બહુ મોડો આવ્યો નથી. પણ હવે કહો તમારો શું વિચાર છે ?" સિકંદરખાને પૂછ્યું.

"અમારો વિચાર ? આપ જાણીને શું પૂછો છો ? આપનાથી અમે ક્યાં જુદા છીએ ?" ન્હારસિંહે જવાબ દીધો.

"મહારાજા માનસિંહનું ખત તો આપને મળ્યું છે ને ?" સિકંદરખાને પૂછ્યું.

"હા, મળ્યું છે. તેમાં લખ્યું છે કે "કિલ્લો લેવાયા પછી તેનું આ-

ધિપત્ય તમને મળશે" પરંતુ ખુદ બાદશાહનું પ્રમાણપત્ર હોય તોજ અમને પૂર્ણ સંતોષ થાય, અને તે મળ્યા પછી કિલ્લામાં મોગલ સૈન્યને દાખલ કરવાની સઘળી છૂપી ગોઠવણો અમે કરી દઇશું." ન્હારસિંહે પોતાની વાંછના પ્રગટ કરી.

"અરે ! તમે આવા અવિશ્વાસુ ક્યાંથી ? જે પત્ર મહારાજા માનસિંહે તમારા ઉપર લખ્યો છે તે ખુદ શાહના હુકમથીજ લખ્યો છે. શું બાદશાહમાં ને તેમનામાં તમે જુદાઇ ગણો છો ?" સિકંદરખાન બોલ્યો,

"ખાનસાહેબ ! જુદાઇ તો કાંઇ નહિ, પણ ખુદ શાહના હસ્તાક્ષર તો જોઇએજ !" ન્હારસિંહે ખુલ્લી રીતે જણાવ્યું.

"સારૂં, એજ કે બીજું કાંઇ ? જો મને પ્રથમથી તમે આ પ્રમાણે કહ્યું હોત તો હું તેવું પ્રમાણપત્ર જરૂર લેતો આવત. પણ હવે કાલે વાત. હું રજા લઉં છું. ફરી આપણે પાછા ક્યાં મળીશું ? અને કઇ વખતે ?" ઉઠવાની તૈયારી કરતાં સિકંદરખાન બોલ્યો.

"અહીંજ ! આ વખતે ! પણ અમે કહ્યું તે વાત ખૂબ ધ્યાનમાં રાખજો." ન્હારસિંહે સૂચના કરી.

"બેશક, લાચીશ. તમે એ વિશે બેફીકર રહો. પણ તે પહેલાં તમે સઘળી તૈયારી કરી મૂકો." સિકંદરખાને ભાર દઇને જણાવ્યું.

"તેમાં અમને કાંઇ કહેવું નહીં પડે !" ન્હારસિંહે નિશ્ચયપૂર્વક કહ્યું.

બારણું ઉઘાડી સિકંદરખાને બહાર નીકળી ચાલવા માંડયું. આટલી મોડી રાત્રિએ આવું ભયંકર કાર્ય કરવા તત્પર થયેલા એ દેશદ્રોહી રજપૂતો ઘરની અંદર પાછા ગુપ્ત ગોષ્ટિ કરવા મંડી પડયા. કિલ્લાનો અધિકાર મળવાની આશાથી તેઓ ભારે ઉલટમાં આવી ગયા હતા, તેથી આ મહાન્ પાતકની આ દુનિઆમાં, અને મર્ણ પછી પણ પ્રભુએ નિર્માણ કરી રાખેલી ભયંકરમાં ભયંકર શિક્ષાનો તેમને મુદ્દલ ભય નહોતો.

ધીમે ધીમે પગલાં ઉપાડતો સિકંદરખાન તે સ્થાનથી થોડેક દૂર જઇ પહોંચ્યો, તેવામાં પાછળથી કોઇ મનુષ્યનાં પગલાંનો અવાજ તેને સંભળાયો. એકાએક તેનું હૃદય ધબકવા લાગ્યું. સામી ગલીની બાજુએ અંધકારમાં ચુપ ચુપ ભીંતની સાથે તે દબાઇ ગયો. થોડી વાર સુધી ચારે તરફ દ્રષ્ટિ કરતાં કોઇ નહીં જણાવાથી સહજ શંકાશીલ બનીને છૂપાતાં છૂપાતાં તેણે આગળ વધવા માંડયું. તેવામાં સણુસણાટ કરતું એક તીર તેના કાનની પાસે થઇને ચાલ્યું ગયું, અને બીજું તેના પગની પાસે પડી બે વહેંત જેટલું જમીનમાં પેઠું ! ભયને સન્મુખ જોઇ સિકંદરખાન મનમાં જરા કંપ્યો,

પરંતુ કેટલીક વાર તેને આવા પ્રસંગોનો અનુભવ થયેલો હોવાથી નાહીંમત નહીં થતાં સાવધ થઇ પોતાની પાસેના કપડામાં છૂપાવેલું એક લાંબું ખંજર ઝડપથી બહાર કહાડ્યું, અને આવનાર ભયની સામે થવા માર્ગની એક બાજુએ હીંમત રાખીને ઉભો.

એકાદ બે પળ વ્યતિત થતાં સ્કંધ ઉપર ધારણ કરેલાં તીર કમાન, અને હાથમાં ખુલ્લા ખડગ સહિત યુદ્ધના પોષાકમાં સજ્જ થયેલો એક ભવ્ય દેખાવનો રજપૂત યોદ્ધા તેની પાસે આવ્યો. તેને જોતાંજ સિકંદરખાને બચવાની આશા મૂકી દીધી, તોપણ મનને મજબૂત કરી ન્હાસવાનો પ્રયત્ન નહીં કરતાં દ્રઢતા રાખી તેની સામું તે ઉભો રહ્યો. આવતાની સાથેજ તે રજપૂત યોદ્ધાએ ગંભીર ધ્વનિ કરી તિરસ્કાર પૂર્વક તેને પૂછ્યું; "કેમરે ! કોણ છે તું ? આટલી રાત્રિએ અહીં ક્યાંથી આવ્યો ?"

"હું ગમે તે હોઉં તે પૂછવાની તારે શી જરૂર ?" સિકંદરખાને દ્રઢતાથી સામો પ્રશ્ન કર્યો.

"મારેજ તેની જરૂર છે ! તને પૂછવાનો મને અધિકાર છે ! ઉતાવળે બોલ, નહીં તો હમણાંજ તારૂં શીર ધડથી જુદું થઇ જશે !" ખડગ વાળો હાથ ઉંચો ઉછાળીને તે રજપૂત ગંભીર સ્વરે ગર્જી ઉઠ્યો.

"ઝાઝી ટકટક કર્યા વિના સીધે સીધો ઘેર ચાલ્યો જા ! શું તું મને બીકણ સમજે છે ? મને લાગે છે કે તારા મોતેજ તને મારી પાછળ આવવા જેટલો મૂર્ખ બનાવ્યો છે !" ખંજરને મિયાનમાંથી બહાર ખેંચી કહાડતાં સિકંદરખાન બોલ્યો.

"બેવકૂફ ! એકવાર ફરીથી તને ફરમાવું છું કે હાથમાંથી હથિઆર છોડી દઇ એકદમ તાબે થઇ જા !" હુકમના રૂપમાં તે રજપૂતે ઘાંટો કહાડીને કહ્યું.

"જા ! જા ! બીકણ શયતાન ! હુ તારા દમામથી ડરી જવાનો નથી. !" હાથમાં પકડેલા ખંજર સહિત તે રજપૂતના અંગ ઉપર ધસી આવતાં સિકંદરખાન બોલ્યો.

"ઠીક ત્યારે લેતો જા !" કહી તત્કાળ તે રજપૂતે તેના ઉપર ઘા કર્યો.

સામો ઘા કરતાં કરતાંમાં સિકંદરખાનનું શીર ધડથી છૂટું થઇ પ્રથ્વી ઉપર જઇ પડ્યું ! થોડીવાર સુધી તેના ધડે આમ તેમ તરફડીયાં માર્યા પછી તે પણ શાન્ત નિદ્રામાં સુતું ! સિકંદરખાનનો આત્મા પોતાના સરજનહારની હુજૂરમાં પાપ પૂન્યનો ઇન્સાફ લેવા સારૂ પહોંચી ગયો !

જે ઘરની અંદર પેલા બે રજપૂત નાયકો ભરાઇ બેઠા હતા, તે ઘરથી ફક્ત થોડેજ દૂર આ બનાવ બનેલો હોવાથી તેનાથી થયેલી ગરબડ તે બન્નેના

સાંભળવામાં આવતાં પોતાના સાંકેતિક સાથીને કંઇ ભય હશે કે શું એવી શંકા કરતા તેને મદદ કરવાના ઉદ્દેશથી તેઓ ત્યાં ઉતાવળે આવી પહોંચ્યા. બન્ને જણે કૃષ્ણ વસ્ત્ર પહેરેલ હોવાથી અંધકારમાં તેઓ ઓળખાઇ શકે તેમ નહોતું. સહજ દૂર ઉભા ઉભા દ્રષ્ટિ કરી તેમણે જોયું તો મૃત સિકંદરખાનના શબ પાસે પેલા રજપૂત યોદ્ધાને હાથમાં ખડગ સહિત ઉભેલો જોયો. તુર્તજ તેમણે તેને ઓળખ્યો, અને ભયથી એકાએક ગભરાઇ જઇ તેમાંનો ભૈરવ-સિંહ એકદમ બોલ્યોઃ "સત્યાનાશ! અરે! આ તો ભરતસિંહ! ન્હાસો!"

ભારતસિંહે આ બે રજપૂતોની સામું દ્રષ્ટિ કરતાંની સાથેજ તેમણે પાછા વળી મૂઠીઓ વાળી ન્હાસવા માંડયું! તેમને પકડવા સારૂ ભરતસિંહ તેમની પૂઠે દોડયો. દોડતાં દોડતાં તેણે માર્ગમાં સીસોટી વગાડી, તેની સાથેજ તેના હમેશના સાથીઓ, બિક્રમસિંહ, બારૂમલ્લ, અને ગુમાનસિંહ પાસે આવી પહોંચ્યા. સૌએ મળીને ન્હાસતા બન્ને રજપૂતોની પાછળ દોડવા માંડયું.

આ ભયંકર ભેદની ભારતસિંહને શી રીતે ખબર પડી તે જાણવાની વાંચક વર્ગને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. તેથી તેનું સ્પષ્ટિકરણ થવું જરૂરનું છે. મોડી રાત્રિયે કિલ્લા ઉપર બંદોબસ્ત કરતાં આ કૃષ્ણ વસ્ત્રધારી સિકંદરખાનને એક ગુપ્ત બારીવાટે શહેરમાં પ્રવેશ કરતાં તેણે જોયો હતો. તેના મનમાં તે નવીન વ્યક્તિ વિષે ભ્રાન્તિ ઉત્પન્ન થઇ હતી, પરંતુ તે હકીકત કોઇને નહિ જણાવતાં તેની ગુપ્ત ચર્ચા જોવા સારૂ તુર્તજ તેની પાછળ થયો હતો; અને જતી વખતે બિક્રમસિંહ વિગેરે પોતાના સાથીઓને મુકરર સ્થળે છૂપાઇ રહેવાની તેણે સૂચના કરી હતી.

સિકંદરખાને શહેરમાં પ્રવેશ કર્યા પછી આડા અવળા માર્ગે ઉતાવળી ગતિ કરી ચાલવા માંડયું હતું, અને તે કારણથી તેની પાછળ એક સરખી રીતે લાગુ રહેવામાં ભારતસિંહ ભૂલથાપ ખાઇ ગયો હતો. સંકેત સ્થાને તુર્તજ સિકંદરખાન પહોંચી ગયો હતો, અને તેને શોધવા સારૂ તે સ્થાનની આજુબાજુ ભારતસિંહ આમથી તેમ ફરતો હતો. પેલા ગુપ્ત ઘરની તેને ખબર રહી નહોતી, પરંતુ કેટલીક વારે સિકંદરખાન પોતાનું કાર્ય પરિપૂર્ણ કરી તે ઘરમાંથી બહાર નીકળી ગલીના એક સાંકડા રસ્તા ઉપર થઇને પાછો જવા લાગ્યો, ત્યારે તે મોગલ જાસૂસ હોવાનો શક મજબૂત થતાં ભારતસિંહે તેને જોઇ તીર ફેંક્યાં હતાં. સિકંદરખાનને મદદ કરવા આવેલા પેલા બે રજપૂતો કે જેઓ હમણાં ન્હાસતા હતા, તેઓ તેના સાથીઓ છે એમ તેના મનમાં ખાત્રી થઇ હતી; અને તેમાંના એકની બોલી ઉપરથી તેઓ પોતાના સૈન્ય પૈકીના કોઈ ફૂટેલા રજપૂતો હશે એમ પણ તેને લાગ્યું હતું. રાત્રિના અંધકારમા ધારણ કરેલા કૃષ્ણ વેષને લીધે તે તેમને ઓળખી શક્યો નહોતો.

માર્ગમાં આવી મળેલા બિક્રમસિંહ, ભારૂમલ્લ, અને ગુમાનસિંહ ભારતસિંહની સૂચના મુજબ તેની સાથે પેલા બે ન્હાસતા રજપૂતોની પાછળ પૂરવેગથી દોડયા જતા હતા, છતાં તેમનો પરિશ્રમ સફળ થયો નહિ. હાથમાં આવેલો શિકાર છટકી ગયો ! કમાનમાંથી છૂટેલા તીરની માફક એક પછી એક ગલીઓ વટાવી, આ પવિત્ર પૃથ્વી માતાની પીઠ ઉપર પોતાનાં પાપી પગલાંનો ધબધબ શબ્દ કરી તેને ભારે મારનારા, રજપૂતના શ્રેષ્ઠ ગૌરવને કલંકિત કરનારા, અવનીમાં જન્મ પામી અઘોર પાપરૂપી પંકજથી ખરડાઇ જનારા, આ બન્ને દેશદ્રોહીઓ સર્વની દ્રષ્ટિ આગળથી એકદમ અદ્રશ્ય થયા !

---

## પ્રકરણ ૧૫ મું.

---

### પ્રેમસુખની પરિસીમા.

સંસારની અનેક વિટંબણાઓમાંથી પસાર થયેલી પ્રભાવતીને એકાએક પિતા અને પ્રિયતમના પ્રેમની ભિન્ન ભિન્ન પ્રકારની લાગણીઓનો અનુભવ થવાથી તેનું પ્રફુલ્લિત થયેલું હૃદય પ્રેમાનંદ કે પરમાનંદમાં આજે મસ્ત બની રહ્યું હતું. જે આનંદનું સુખ સ્વપ્ને પણ અનુભવવાની આશા નહોતી, તેનો આ પ્રમાણે સાક્ષાત્કાર થવાથી સ્વર્ગમાં મળનારાં સાંભળેલાં સુખોને તે કલ્પિત અને તુચ્છ માનવા લાગી. બાલા અવસ્થામાંથી મુગ્ધાવસ્થામાં તે પ્રવેશ કરી ચૂકી હતી, અને વળી માનસિક ચિંતાઓનો અંતરમાં અવકાશ નહિ હોવાથી તેનું યૌવન સુંદર પૂષ્પોથી પુલકિત થતી વાટિકા સમાન વિકાશ પામતું હતું. અંતરમાં ઉછળી રહેલી પ્રેમ ઉર્મિઓને સંગીતમિશ્ર ઉદ્દ્ગારો દ્વારા બહાર પાડવાની ઇચ્છાથી રાજમહેલની સામેના જે ભુવનમાં ભારતસિંહ રહેતો હતો તેના એક ઓરડામાં તે બેઠી બેઠી સારંગીના સૂરોની મિલાવટ કરી રહી હતી. હમણાં પહાડી ગજલના આલાપો તેના ઘટમાં ગણગણાટ કરી રહેલા હોવાથી તે આલાપ પ્રમાણે વાધ્યતંતુ સજ્જ કરી મંજુલ સ્વરે તેણે ગાવા માંડયું.

> નિહાળી પ્રેમ વેલીની લત્તાઓ જ્યાં નમી છે;
> અહા ! ઉન્મત્ત બની ઉર્મી રહી ત્યાં ત્યાં રમી છે ! નિહાળી.
>
> ખીલ્યાં ખૂબ પુષ્પ ભક્તીભાવનાં સુંદીર સુગંધી;
> જગાધિનાથની ઝાઝી જગાઓ ત્યાં જમી છે ! નિહાળી.

વિલોક્યાં કલ્પવૃક્ષે રંગ બેરંગી વિહંગો;
ન દીઠી ત્યાં કશી વાતે, કમાણીની કમી છે! નિહાળી.

ઘટા ઘનસ્યામ ગંભીર! છે છટા દીઠી છવાઇ!
વિકલ્પોમાં વળી વૃત્તિ, ભૂલી કે ના ભમી છે. નિહાળી.

કળી કલ્પી મનોહર, રૂપથી મોહ્યા મધુકર;
વધેલાં વિઘ્નની વૃષ્ટિ, વધુ ખાંતે ખમી છે. નિહાળી.

સરો કુંજો જડ્યા કાંઠા મણીમય નીલરત્ને;
કરી દ્રષ્ટિ જુઓ જ્યાં ત્યાં ભરેલું આ અમી છે! નિહાળી.

અમે પ્રેમે પ્રવેશી વાટિકા પ્રેમી નિહાળી;
ગમી અમને ઘણું જે તે ગૉરીધરને ગમી છે! નિહાળી.

ગજલની છેલ્લી કડી પૂરી થતાં પાછળથી "ધન્ય છે!" નો ધ્વાન સાંભળી પ્રભાવતીએ ચમકીને પાછું વળી જોયું તો પોતાના પ્રેમી ભારતસિંહને સ્મિત વદનથી હસતાં પાસે ઉભેલો જોયો. તુર્ત જ તે કંઇક શરમાઇ ગઇ હોય તેમ સારંગી નીચે મૂકી દઇ બોલી:

"અહો! તમે જ છો કે? સૈનિકોની ગુપ્ત ચેષ્ટાઓ જોતાં જોતાં આ તો પાછી સ્ત્રીઓની ચેષ્ટાઓ પણ જોવા માંડી! વહાલા, અમારૂં ગાંડુઘેલું સંગીત તમે ગુપ્ત રહી શા માટે સાંભળ્યું? હું તો એમજ જાણતી હતી કે તમે અહીં નહિં હો!"

"રાત્રિ દિવસ સૈનિકોના રણોત્સાહી શોરથી આનંદ મેળવતાં આજે મધુરી મેનાનો મનમોહક સ્વર સાંભળવા ઉત્કંઠા થઇ આવી, તેથી આ સ્થળે ગુપ્ત રહી તમારા મુખમાંથી વહેતા સુધારસનું મેં સ્નેહથી પાન કર્યું તો ખરૂં; પણ હવે એ અપરાધના બદલામાં શું દંડ દેવાની તમારી ઇચ્છા છે?" મલકાતા મુખે ભારતસિંહ બોલ્યો.

"દંડ દેવાની ઇચ્છા તો હતી, પણ તે પરિપૂર્ણ થઇ ગઇ! ચોરની ચેષ્ટા કરતાં આટલો વખત અનિરુદ્ધની પેઠે છૂપાઇ રહેવું પડ્યું, એ શિક્ષા શું થોડી છે?" પ્રભાવતીએ વિનોદવાક્યો સંભળાવ્યાં.

"ત્યારે તું પણ તેવો જ વ્યવહાર ચલાવી અનિરુદ્ધને ગુપ્ત રીતે ઉપાડી મંગાવનારી ઓખા ખરી કે નહિ?" ભારતસિંહે સામો તેવો જ વિનોદ કર્યો.

"પ્રિય નાથ! હું અબળા આપના વાક્ચાતુર્યને પહોંચી શકું તેમ નથી, પણ આપે મને ઓખા કઈ રીતે કહી?" પ્રભાવતીએ હસીને પૂછ્યું.

"કઈ રીતે તે એ જ કે મોગલ છાવણીમાંથી તારી સલાહ મુજબ

મારું હરણ થયું, અને પછી ક્ષત્રિય ધર્માનુસાર તારું મારી સાથે ગાંધર્વ લગ્ન પણ થયું! બોલ, હવે તું ઓળખી ખરી કે નહિ?" ભારતસિંહે યોગ્ય ખુલાસો કરી દીધો.

"વાહ્! કેવી ચાતુરી! સહજ વાત કરતાંમાં કેવું ચોકઠેચોકઠું મેળવી દીધું! પણ વહાલા! એ લગ્ન જગતપ્રસિદ્ધ થયાનો લાભ લેવા આપણે ક્યારે ભાગ્યશાળી થઈશું?" પ્રભાવતીએ વહાલથી પૂછ્યું.

"દેશ ઉપર મોગલોનું દળવાદળ ચડી આવ્યું છે, તે વિખેરી નાખ્યા પછી આપણા પ્રેમમાં બીજું વિઘ્ન રહેશે નહિ." ભારતસિંહે સંતોષથી જણાવ્યું.

"મને માત્ર ચંદાબ્હેનનો ભય હતો, પરંતુ હવે તેમની સંમતિ મળી છે, અને હું અહીં વારંવાર આવું છું, તે હકીકતથી તેઓ અજ્ઞાત નથી." પ્રભાવતી બોલી.

"તેઓ તારા કુળથી અજ્ઞાત હતાં, તેથી જ તે તારો મારી સાથેનો સંબંધ યોગ્ય ધારતાં નહોતાં; પરંતુ તારા પિતાશ્રીના પ્રગટ થવાથી તેમનો સઘળો સંશય દૂર થઈ ગયેલો હોવો જોઈએ. હવે હું કહું છું કે કાંઈ વિઘ્ન નથી." ભારતસિંહે સ્પષ્ટિકરણ કર્યું.

"પણ આપ હું કોણ હોઈશ તે પ્રથમ જાણતા હતા?" પ્રભાવતીએ આકાંક્ષાપૂર્વક પૂછ્યું.

"હા. હું તો પ્રથમથી જ જાણતો હતો કે તું રાઠોડપુત્રી છે." ભારતસિંહે પ્રતિઉત્તર આપ્યો.

"ઠીક, ત્યારે તો તમે મારી સાથે અજાણે પ્રીત કરી નથી. પણ પ્રિયતમ! આ યુદ્ધનો હવે ક્યારે અંત આવશે?" પ્રભાવતીએ પ્રશ્ન કર્યો.

"ક્યારે અંત આવશે તે હમણાં કહી શકાય તેમ નથી. પણ પ્રિયા, આ યુદ્ધ વિષે મારા હૃદયમાં ઉદ્‌ભવેલી એક સહજ શંકા હું આજ તારી આગળ પ્રકાશ કરું છું, તેનો તું મને શું પ્રતિઉત્તર આપીશ?" ભારતસિંહ બોલ્યો.

"બોલો શું શંકા છે? મારી અબળાની બુદ્ધિ પ્રમાણે પ્રતિઉત્તર આપીશ." પ્રભાવતીએ જણાવ્યું.

"મોગલોએ મને એક સમય ઉપર થોડો કે ઘણો આશ્રય આપ્યો હતો, અને હાલ હું તેમની જ સામે યુદ્ધ કરું છું!" ભારતસિંહે કંઈક ખિન્ન હૃદયે જણાવ્યું.

"એટલે આપનું એમ કહેવું છે કે આપ એમાં કાંઈ અયોગ્ય કરો છો?" પ્રભાવતીએ સામો પ્રશ્ન કર્યો.

" મારી ધારણા પ્રમાણે તો તે અયોગ્ય નથી. પણ એનો નિર્ણય તું શું કરે છે, તે જ મારે જાણવાની ઇચ્છા છે." ભારતસિંહ બોલ્યો.

" મારો નિર્ણય! મારો નિર્ણય તો એ જ કે આપ જે કાંઇ કરો છો તે સર્વ યોગ્ય છે." પ્રભાવતીએ પોતાનો વિચાર જણાવ્યો.

" પણ કઇ રીતે યોગ્ય છે? મારૂં કૃત્ય દુનિયાની નજરમાં દોષિત તો નહીં જણાય?" ભારતસિંહે ફરી પ્રશ્ન કર્યો.

" આપ આ શું બોલો છો? એમાં દોષ કઇ રીતે? આશ્રયદાતા સામું યુદ્ધ કરવામાં અધર્મ ખરો; પણ તે આશ્રય શુદ્ધબુદ્ધિથી આપેલો હોય તો જ, નહીં તો નહીં. આપને આશ્રય આપવામાં મોગલોનો શો હેતુ હતો તે આપ જાણો છો? એક સ્વામીભક્ત અને સ્વદેશભક્ત રજપૂતને હાથે તેના સ્વદેશનું અને સ્વબંધુઓનું નિકંદન કઢાવી નાખી આ દુનિઆમાં અને પ્રભુના પવિત્ર દરબારમાં તેને ઘોર પાતકી ઠરાવવાનો પ્રયત્ન માત્ર પોતાનો સ્વાર્થ સાધી લેવા સારૂ કરવામાં આવે તેને આશ્રય કહી શકાય? વળી મોગલ છાવણીમાં આપની સાથે મારે થયેલી વાતચિતમાં આપનો હેતુ શો હતો તે ગુપ્ત રીતે જાણ્યા પછી પણ પાછળથી આશ્રયને બદલે અપકાર કરી આપને તુર્ત જ કયદ કરવામાં આવ્યા, એ શું આશ્રય હતો? તે સમયે આપે મને કહ્યું હતું કે રજપૂતો કે મોગલો સાથે હું યુદ્ધ કરીશ નહિં, અને શાહને સમજાવી પાછો વાળીશ. આ શબ્દો બાદશાહે સાંભળ્યા હોવા જોઇએ, છતાં તેણે આપના ઉપર એ અત્યાચાર શા સારૂ કર્યો? શું આ ઉપરથી સિદ્ધ થતું નથી કે તેમણે રજપૂતોને પરાધીન બનાવવામાં આપનો હથિઆર તરીકે ઉપયોગ કરવા ધાર્યું હતું, અને ભારતવર્ષના ઇતિહાસમાંથી કલ્પાંતે પણ ન ભૂંસાય તેવી રીતે મારા પ્રિય ભારતસિંહના નામને કાળો ડાઘ લગાડવા નિર્ધાર્યું હતું. વહાલા, આપ જ કહો કે એ તે શત્રુ કે મિત્ર, અને ઉપકાર કે અપકાર?" મોટા આવેશથી પ્રભાવતી બોલી.

" સાબાશ છે મારી પ્રિય પ્રભા! તારાં આ વચનો મને અમૃતથી પણ મિષ્ટ લાગે છે. તારા નિશ્ચય પ્રમાણે જ મારો નિશ્ચય હોવાથી હું મોગલો સાથે યુદ્ધ કરવા તત્પર થયો છું, પરંતુ હમણાં એ વિષે મેં સહજ શંકા બતાવી તે માત્ર તારો હેતુ જાણવા માટે જ! જેવાં વચનો મેં તારા મુખમાંથી સાંભળવાની આશા રાખી હતી તેવાં જ સાંભળી મને પરમ સંતોષ થયો. તારી ગુણવાન વીર માતાના ગુણો તારામાં આવે એમાં શું નવાઇ?" ઉલ્લાસપૂર્ણ હૃદયથી ભારતસિંહ બોલ્યો.

" આપ સૂર્યવંશી રજપૂત છો. સિંહનાં બચ્ચાંને શિકાર કરતાં શિખવવાની જરૂર હોય ખરી ? પણ પ્યારા, મેં સાંભળ્યું છે કે આપણા સૈન્યમાં પણ સ્વામીદ્રોહી અને દેશદ્રોહી કોઇક રજપૂતો છે, એ શું ખરી વાત છે ? " પ્રભાવતીએ પૂછ્યું.

" હા, એકાદ બે છે, અને તેમનો સંકેત પકડાઇ જતાં એક મોગલ સરદાર મારા હાથથી માર્યો પણ ગયો છે. માત્ર તે બે રજપૂતો છટકી ગયા છે. તેઓ કોણ હશે તેની તપાસમાં જ હું છું !" ભારતસિંહે પ્રતિઉત્તર દીધો.

" સ્વામિન્, એ નરાધમોને શોધી કહાડી જેમ બને તેમ વેળાસર શિક્ષા કરો. આ હકીકત ચંદાબહેનને આપે કહી હતી ? " પ્રભાવતીએ પૂછ્યું.

" હા. સર્વ હકીકતની મેં તેમને ખબર આપી છે. આપણા વિશ્વાસુ બિક્રમસિંહ વગેરે ગુપ્તચરો રાત્રિ દિવસ શહેરમાં ફરતા રહી કેટલીક ગુપ્ત ખબરો મને આપે છે. મને લાગે છે કે તે દેશદ્રોહી રજપૂતોને પકડવામાં હું વેળાસર ફતેહમંદ થઇશ. " ભારતસિંહે ખુલાસો કરતાં જણાવ્યું.

" આજ્ઞા હોય તો હું પણ એ કાર્યમાં આપની સાથે રહું. " ક્ષત્રાણીને યોગ્ય માગણી પ્રભાવતીએ કરી.

" વહાલી, તું એક વીરપુત્રી છે તેથી જ તને આવા સાહસિક કાર્યમાં ઉત્સાહ થાય છે, તે યોગ્ય છે; પરંતુ વાઘ પિંજરામાં જ્યાં સુધી સાંકળથી બંધાયેલો હતો, ત્યાં સુધી જ સાહસ કરી શિકાર પકડવાને અશક્ત હતો; પણ હવે તે છૂટો છે, એટલે તારી જરૂર નહીં પડે. " મૂછ ઉપર હાથ નાંખી ભારતસિંહે કહ્યું.

" ઠીક ત્યારે જેવી આપની ઇચ્છા. " પ્રભાવતી બોલી.

આ પ્રેમી જોડા વચ્ચે ચાલતા ભિન્ન ભિન્ન પ્રકારના વાર્તાલાપ સમયે તે ભુવનનો દ્વારપાલ તેમની પાસે આવી પહોંચ્યો, અને ભારતસિંહને ઉદ્દેશીને બોલ્યો: " દેવી અને દુર્ગેશ આપને યાદ કરે છે. નીચે રાજસેવક આપની રાહ જોતો ઉભો છે. "

" હા, ચાલો. "

પ્રભાવતી સામું પ્રેમદ્રષ્ટિ કરીને ભારતસિંહ તુર્ત જ રાજમહાલય તરફ રવાના થયો.

# પ્રકરણ ૧૬ મું.

## બિદાઉનીનું અપમાન અને અકબરનો ઉદ્દેશ.

ભારૂમલ્લ અને બિક્રમસિંહ મોગલ છાવણીમાં આગ લગાડી ભારતસિંહને છોડાવી ગયાને આજે કેટલાક દિવસ થઇ ગયા હતા, તેથી હવે ત્યાં શી ધટમાળ ચાલતી હતી તે વાંચક વર્ગને જણાવવાની જરૂર છે. આ ત્રાસજનક બનાવ બન્યા પછી સર્વે મોગલ સૈનિકો શત્રુથી ઘણા સાવધ બની ગયા હતા. કોઇ પણ અજાણ્યા સખ્સને છાવણીમાં પ્રવેશ કરવાનો સખ્ત પ્રતિબંધ થઇ ગયો હતો. તેમ છતાં કોઇના ઉપર સહજ શંકા ઉત્પન્ન થતી, તો તેની પૂરી તપાસ કરવામાં આવતી. નાયિકાઓનાં નૃત્ય ગાન બીલકુલ બંધ થઇ ગયાં હતાં; અને માત્ર એક તાનસેનની શિષ્યા રમા કે જે શાહની માનીતી હતી તે સિવાયની કેટલાક મુખ્ય સરદારોની સાથે દિલ્હીથી આવેલી તમામ નાયિકાઓને ત્યાંથી રજા આપવામાં આવી હતી. પેટના પોષણને અર્થે પાઇ પાઇ ઉઘરાવનારા કે ટુકડા માગી ખાનારા નજરે પડતા ફકીરોના પણ એવા જ હાલ થતા હતા. શાહના હુકમ પ્રમાણે તેમની બારીકીથી તપાસ કર્યા પછી સૈનિકો તેમને તુર્ત જ છાવણીની બહાર દૂર મૂકી આવતા હતા. શત્રુના જાસૂસોના ભ્રમને લીધે ઠામ ઠામ શંકા, ભય અને ચોકસી થતી નજરે પડતી હતી.

અગ્નિથી મોગલ છાવણીમાં થયેલા નુકસાનની ખોટ દિનપ્રતિદિન દિલ્હીથી આવતી નવીન યુદ્ધસામગ્રીઓથી કેટલેક અંશે પૂરાતી જતી હતી, તેથી પ્રથમની માફક સૈનિકોને હવે કિલ્લા ઉપર હલ્લો કરવામાં હરકત જેવું નહોતું. પરંતુ અજાણ્યા પ્રદેશમાં ઘણા દિવસ વ્યતિત થઇ ગયા છતાં પ્રયત્નમાં નહીં ફાવવાથી તેઓ કંટાળ્યા હતા; અને વળી શત્રુના ગુપ્તચરોએ છાવણીમાં પ્રવેશ કરી એકાએક આફત નાંખવાની ચલાવેલી હિંમતથી તેઓ ભયભિત થયા હતા, તેથી તેમનો યુદ્ધ કરવાનો ઉત્સાહ દિવસે દિવસે મંદ પડી જતો હતો.

છાવણીમાં આ ઘટના ચાલી રહી હતી તે સમયે શાહના મનમાં પણ શત્રુના બળ વિષે મોટી ચિંતા ચાલી રહી હતી. તેથી તે વિષે શું કરવું તેનો યોગ્ય નિકાલ લાવવા સારૂ આજ તેણે પોતાના તંબૂમાં મહારાજા માનસિંહ, અબુલફજલ, બિદાઉની, વગેરે સલાહકારો, મંત્રિઓ અને યોદ્ધાઓને એકઠા કર્યા હતા. બાદશાહ અકબર મક્કમ વિચારનો અને રાજનીતિજ્ઞ પુરુષ હોવાથી પોતાની ધારણામાં નાઉમેદ બન્યો નહોતો, કિલ્લો લેવાય તો જ પાછા દિલ્હી જવું, એ તેનો દૃઢ નિશ્ચય હતો. તંબૂમાં ગોઠવેલા સિંહાસન ઉપર બેઠાં બેઠાં

થોડીવાર સ્તબ્ધ રહી પછી ગંભીર મુખમુદ્રાપૂર્વક સર્વને ઉદ્દેશીને તેણે બોલવા માંડયું:

"મારી શહેનશાહતના મજબૂત રક્ષકો ! ઘણા દિવસથી આપણે અહીંઆં છાવણી નાખી પડયા રહ્યા છીએ, છતાં આ એક કિલ્લો આપણે લઇ શકતા નથી એથી મને મોટી દીલગીરી ઉત્પન્ન થાય છે. ગુજરાત વગેરે કેટલાક પ્રાંતો અને બીજા દેશો જીતવામાં આપણને જેટલી મુશ્કેલી જણાઈ નથી, તેનાથી વધારે મોટી મુશ્કેલી આ એક કિલ્લો લેવામાં મને જણાય છે. દુશ્મનો કેવા ચાલાક છે, તે આ ઉપરથી તમારા જાણવામાં આવ્યું હશે. આપણને હંફાવવા સારૂ તેઓ કેવાં સાહસિક કામો કરે છે, તે પણ તમે જાણો છો. તેમના તરફથી નાયિકાના લેબાસમાં આવેલી એક જાસૂસ છોકરી ભારતસિંહને આપણાથી બેવફા બનાવી વગર હરકતે અહીંથી ન્હાસી જવામાં ફતેહ પામી. વળી ત્યાર પછી તેમના બે જાસૂસોએ ફકીરના લેબાસમાં આવી છાવણીને આગ લગાડી મોટું નુકસાન કર્યું, અને આપણા ગભરાટનો લાભ લઈ તેઓ ભારતસિંહને બેધડક ઉડાવી ગયા. ખુદાની કુદરતથી કહો કે આપણી ગફલતથી કહો, પરંતુ આવા બનાવો આપણા માટે ઘણા શર્મ ઉપજાવે તેવા છે. વળી આજ સુધી હું એમ જાણતો હતો કે કિલ્લામાં અનાજ પાણી પુરતાં નથી, તેથી દુશ્મનો ધીમે ધીમે લડાઇ કર્યા સિવાય આપણા તાબે થઇ જશે, પરંતુ હમણાં મળેલી ગુપ્ત ખબર ઉપરથી જણાય છે કે તેમની પાસે હજુ એક વર્ષ સુધી ચાલે તેટલો ખોરાક છે, તો હવે કયા ઉપાયથી આપણે આપણી ધારણામાં ફતેહ પામીશું તેમાં તમારો જે કંઈ અભિપ્રાય હોય તે ખુલ્લા દિલથી દર્શાવો."

"શહેનશાહે આલી ! આપણા યોદ્ધાઓ શત્રુઓથી બળમાં ઉતરે તેવા નથી, પરંતુ સહજ ગફલતથી તેઓ છેતરાઇ ગયા છે. વળી શત્રુઓ કિલ્લા ઉપર આપણું આક્રમણ થવાની શરૂઆતમાં જ એકત્ર થઇ સંપીલા બની ગયા છે, જેથી તેમને એકદમ હરાવવાનું કાર્ય મુશ્કેલ થઇ પડયું છે. તેથી મારો વિચાર એવો છે કે હજુ થોડો સમય રાહ જોયા પછી તેમનું ઐકયબળ નરમ થતાં હલ્લો કરવો." માનસિંહે પોતાનો વિચાર જણાવ્યો.

"મહારાજના વિચાર પ્રમાણે જ મારો અભિપ્રાય છે ખુદાવિંદ. શત્રુઓમાં જ્યાં સુધી ઐકય છે, ત્યાં સુધી આપણે ફાવી શકીશું નહિ, તેથી તે બળ તોડવાના પ્રયત્નમાં આપણે પાર પડીએ ત્યાં સુધી ખામોશ રહેવાની જરૂર છે." પોતાનો અભિપ્રાય જણાવતાં અબુલફજલ બોલ્યો.

"મારા ધારવા પ્રમાણે આ પ્રદેશના પહાડી રજપૂતો ઘણા જ ભયંકર છે. જેમ જેમ તેમના ઉપર આફતો પડતી જાય છે, તેમ તેમ તેઓ વધારે

ચાલાક બનતા જાય છે. મોતના ફિરસ્તાનો તો તેમને જાણે મુદ્દલ ભય જ ન હોય તેમ તેઓ આંધળીઆં કરી જંગ કરે છે. તેથી દિલ્લીથી હજુ વધારે મદદ આવી પહોંચે નહિ, ત્યાં સુધી અહીંથી છાવણી ઉઠાવી થોડે દૂર પાછા હઠવામાં જ ઠીક છે.” ઝેનખાં નામના એક સરદારે પોતાનો મત દર્શાવ્યો.

“અસ્તગ્ફિરુલ્લાહ ! શું આપણે એ પહાડી ચૂવાઓથી ડરી જઇ પાછા હઠવું ? ઇસ્લામથી કેવી ઉલટી વાત !” ધર્મઝનુની બિદાઉની વચમાં જ બોલી ઉઠયો.

“ખાનસાહેબ, આ ન્હાસીને પાછા હઠવાની વાત થતી નથી, પરંતુ આપણો બચાવ કરીને દુશ્મનો ઉપર ફતેહ મેળવવાની યુદ્ધનીતિ અખત્યાર કરવાનો વિચાર ચાલે છે. એમાં ઇસ્લામ વિરુદ્ધ કાંઇ છે જ નહિ.” અબુલ-ફજલે ઝેનખાંનો કંઇક પક્ષ કરીને કહ્યું.

“એવી ખિલાફ વાત ન કરો. મારો અભિપ્રાય તો એવો છે કે ઇસ્લામ પ્રમાણે રાજનીતિ–યુદ્ધનીતિ બધું બાજુ ઉપર રહેવા દઈ એકદમ ગાઝી બની જઈ કિલ્લા ઉપર ધસી જવું, અને પછી મરવું કે મારવું.” ખાનસાહેબ બિદાઉનીએ પોતાનો મત દ્રઢતાપૂર્વક પ્રદર્શિત કર્યો.

“શું કિલ્લા ઉપર ધસી જઇને તેની ભીંતમાં સર આપણાં મારવાં ? જે દુશ્મનોને મારવાના છે તે તો અંદર છે !” બિદાઉનીના અવિચારી અભિ-પ્રાયનું યોગ્ય રીતે ખંડન કરતાં ઠાવકું મોઢું રાખીને અબુલફજલ બોલ્યો.

અબુલફજલનું વાક્ય સાંભળીને ખુદ બાદશાહને હસવું આવ્યું, અને બીજાઓ પણ ખડખડાટ હસી પડયા. બોલતાં બંધાઇ જવાથી પોતાની મશ્કરી થયેલી જાણી ક્રોધથી ધુંધવાયેલો બિદાઉની એકદમ ઝંખવાણો પડી ચૂપ બની ગયો. તેવામાં રાજા માનસિંહે પાછા બોલવા માંડયું: “જહાંપ-નાહ ! કિલ્લો સર કરવામાં બીજી વધારે મુશ્કેલી એ ઉભી થઇ છે કે, આપણી છાવણીમાંથી ન્હાસી ગયેલો ભારતસિંહ શત્રુના સૈન્યનો અધિપતિ થયો છે; અને જ્યાં સુધી એ સૈન્યનો અધિપતિ છે ત્યાં સુધી તેમનામાં ફાટફુટ થાય તેવો પ્રયત્ન કરવામાં આપણે ફાવી શકીએ તેમ નથી.”

“તે હું જાણું છું, પણ હવે તેનો શો ઇલાજ ? કિલ્લામાં ગુપ્ત રીતે સૈન્યને દાખલ કરવાની તજવીજ થઇ જવા સારૂ શત્રુના સૈન્યમાં ફાટફુટ કરવા સિકંદરખાનને આપે મોકલ્યો હતો તેનું શું થયું ?” બાદશાહ આતુરતાથી પૂછવા લાગ્યો.

“એ જ સમાચાર દીલગીરી ઉપજાવે તેવા છે નામવર ! શત્રુસૈન્યમાંનો એક નાનો નાયક ન્હારસિંહ કે જેને મેં ગુપ્ત રીતે આપણા પક્ષમાં લીધો

છે, તેનો મારા ઉપર પત્ર આવ્યો છે. તેમાં તે લખે છે કે રાત્રિએ શહેરમાંથી પાછા ફરતાં સિકંદરખાન ભારતસિંહના હાથમાં પકડાઇ ગયો, અને તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરતાં તે મરાયો !" માનસિંહે શોકના સમાચાર સંભળાવ્યા.

"અફસોસ ! શું આપણો બહાદુર સિકંદરખાન મરાયો ? ! ત્યારે આપણી એ યોજના પણ પડી ભાગી કે શું ? ભારતસિંહ ઉપર આપણે પૂરો જાપતો ન રાખ્યો, તેથી જ તે ન્હાસી જઇ આપણો ભયંકર શત્રુ બન્યો !" સિકંદરનું મરણ થયાનું સાંભળી બાદશાહે દીલગીરીથી જણાવ્યું.

"તોબાહ ! તોબાહ ! યા અલ્લાહ ! ઇસ્લામી બીરાદરનું આમ એકાએક ખૂન ! કેવો ખૌફનાક ગઝબનાક બનાવ ! જહાંપનાહને હું તો પહેલેથી જ અર્જ કરતો હતો કે એ પકડાયેલા પહાડી ચૂહાને હાથીના પગ તળે બંધાવી છૂંદી નાખવાનો હુકમ ફરમાવો; પણ મારી અર્જ કબૂલ ના થઇ તેનો જ અંજામ આપણે હમણાં ભોગવીએ છીએ !" બિદાઉનીએ વચમાં જ પોતાનો વિચાર દર્શાવ્યો.

"નામવર શાહ, સિકંદરખાનના મરણથી એ ન્હારસિંહ ડરી ગયો છે, તેથી આપણી યોજનાનો હાલ અમલ થઇ શકે તેમ નથી, તો પણ આપણે તે પ્રયત્ન હજુ ચાલુ રાખેલો છે." શાહને સંતોષવા માનસિંહે ખુલાસો કર્યો.

આ નવી શોકજનક ખબર સાંભળી સર્વ સભાસદો પણ દીલગીર થયા. બિદાઉનીની દીલગીરી અને ગુસ્સાની તો હદ જ રહી નહોતી. કયદમાંથી ન્હાસી છૂટેલા ભરતસિંહ ઉપર તેઓ લાનત્ મલામતનો વરસાદ વર્ષાવી રહ્યા હતા; અને પકડયા પછી બાદશાહે તેને જીવતો રહેવા દીધો તેટલા માટે તેઓ ભારે ખેદ કરતા હતા. કેટલીક વાર સુધી તેમનો આવો બડબડાટ ચાલુ રહેતાં તેમને શાન્ત કરવાના ઉદ્દેશથી માનસિંહ બોલ્યો: "ખાનસાહેબ, હવે ક્ષમા કરો. આપણે કાંઇ જાણતા નહોતા કે ભારતસિંહને શત્રુઓ આમ એકાએક છોડાવી લઇ જશે. વળી હથિઆર વિનાના એક કયદીને મારી નાખવાથી આપણા માલીકની કીર્તિ વધે કે ઘટે તેનો પણ જરા વિચાર હતો."

"રાજાજી ! એક ઇસ્લામી શેરમર્દની જાનના બદલામાં એવા સેંકડો કમજાત કૂતરાઓને કત્લ કરવામાં આવે તોપણ બાદશાહની અપકીર્તિ થાય જ નહિ, અરે ! ઉલટી કીર્તિ વધે, અને પાક પરવરદિગારના દરબારમાં શાહનો દરજ્જો પણ વધે ! અફસોસ ! હું તો પહેલેથી જ જાણતો હતો કે સાપ પાળ્યો છે, અને પછી છંછેડયો છે !" શાન્ત થવાને બદલે બિદાઉનીએ ખોફનો ઉભરો જોરથી ખાલી કરવા માંડયો.

"મુન્શીજી ! આપનું બોલવું બેમુનાસબ છે. આપનું વલણ જેમ

એકલા ઇસ્લામી બંધુઓ તરફ છે, તેવું જ હિંદુને એકલા હિંદુભાઇઓ ઉપર હોય તો તેનું પરિણામ કેવું આવે ? પરસ્પર ભ્રાતૃભાવના જાગૃત થવાને બદલે માંહો માંહે ટંટા, ફીતુર, ક્લેશ, કંકાસ, ખૂનામરકી સિવાય બીજું કાંઇ નજરે પડે ખરૂં ? બન્નેમાંથી કોઇ પણ સુખી રહે ખરા ? જુઓ ! હું એક હિંદુ છું, તથાપિ હિંદુ અને મુસલ્માન બન્નેને સરખી રીતે ચાહું છું. એકને સ્વદેશી તથા બીજાને સ્વજાતિય બંધુ ગણું છું; અને તેથી જ હું અને મારા રજપૂત વીરો ઇસ્લામી શહેનશાહના પક્ષમાં જોડાયા છીએ.” માનસિંહ બોલ્યો.

“ એમ છે, ત્યારે તેઓ ઇસ્લામીઓ સામું યુદ્ધ શા સારૂ કરે છે ? ” બિદાઉનીએ પ્રશ્ન કર્યો.

“ તેઓ યુદ્ધ કરવા ઇચ્છતા નથી, પરંતુ આપણે તેમને યુદ્ધ કરવાની ફરજ પાડી છે; અને તેમના મુલકપર ચડી આવ્યા છીએ, તેથી તેઓ પોતાનો બચાવ કરે છે. ભારતસિંહને નાયિકા સાથે થયેલી ગુપ્ત વાતચિત અમે સાંભળી હતી. જો આપણે તેને કયદ ન કર્યો હોત તો તે આપણી સાથે કદાપિ યુદ્ધ કરવા તત્પર થાત નહિ. ” માનસિંહે પ્રતિ ઉત્તર દીધો.

“ રાજાજીનું બોલવું બરાબર છે. મેં પણ તેની વાત સાંભળેલી છે. ભારતસિંહનો ઇરાદો ચાલતું યુદ્ધ બંધ પાડી સલાહસંપ કરાવવાનો હતો.” બાદશાહે માનસિંહના બોલને ટેકો આપ્યો.

“ પણ ઇસ્લામના રક્ષક ! આપે તેને કયદ કર્યા પછી જીવતો રાખ્યો એ જ મોટી દીલગીરીની વાત ! મારી અર્જ પ્રમાણે તુર્ત જ તેને જહન્નમનો રિસ્તો બતાવી દીધો હોત તો આપણા બહાદુર સિકંદરખાનનું ખૂન કઇ રીતે થાત ? વળી કિલ્લામાંથી ફકીરના લેબાસમાં આપણી છાવણીની અંદર તેને છોડાવવા સારૂ આવેલા પેલા બે શયતાનોએ દગાબાઝી કરી અહીં જે ખાના-ખરાબી કરી મૂકી, તે પણ પછી તેઓ શા માટે કરત ? ” એકજ વલણ પકડી રાખતાં બિદાઉની બોલ્યો.

“ એક નિરાધાર કયદીના લોહીથી પોતાની તેજસ્વી તલવારને રંગવાનું નિંદવા લાયક કામ ઇસ્લામનો રક્ષક શહેનશાહ કદાપિ કરે નહિ. મુન્શીજી ! દુશ્મનોએ જો કે આપણને કેટલીક રીતે હાની પહોંચાડી છે ખરી, પરંતુ એક રીતે તેઓ તારીફ કરવા લાયક છે. ચાલતા જંગની વખતે તેમને શિકસ્ત આપવા આપણે પણ તેમની બોરીક ક્યાં નથી કરતા ? અને તે પ્રસંગે કરેલી દગાબાઝીથી ધારેલું કાર્ય સિદ્ધ થતાં આપણે તેને દગાબાઝી નહિ, પરંતુ ચાલાકી અથવા તો બહાદુરીનું નામ આપીએ છીએ. સિકંદર-

ખાનને પણ આપણે એવા જ હેતુથી શહેરમાં મોકલ્યો હતો. વળી ચિતોડના ઘેરા વખતે મેં જયમલસિંહને એવી જ ચાલાકીથી ગોળી મારી હતી, એ બધું આપના ખિયાલમાં રહ્યું નથી કે શું? તમારી માફીક હું એક આંખથી જોનારો નથી, તેથી તમારા આવા હલકા વિચાર મને મુદ્દલ પસંદ નથી!" બિદાઉનીના બોલવા ઉપર અણગમો દર્શાવતાં બાદશાહે પોતાનો જ દાખલો આપીને કહ્યું.

"માલીકે મુલ્ક, આપને તો ખુદાએ દુનિયા ઉપર રાજસત્તા ચલાવવાનો હક્ક આપી ઇસ્લામના પ્રતિનિધિ ઠરાવી મોકલ્યા છે, તેથી આપ ચાહે તેમ કરી શકો, અને આપના હુકમથી ઇસ્લામીઓ ચાહે તેમ કરી શકે, પરંતુ નાચીજ દુશ્મનોની શું તાકત કે તેઓ ઇસ્લામી શહેનશાહતના સામું સર ઉઠાવી શકે?" બિદાઉનીએ હજુ પણ અર્થ વગરનું એકતરંગી બોલવું ચાલુ રાખ્યું.

"તમારાં વાક્યોને હું ધર્માંધ વાદાવવાદ કહું કે એક જાતની મૂર્ખાઇ કહું તેની મને સમજ પડતી નથી! શેરનો શિકાર કરવા જતાં પોતાના બચાવને માટે તે આપણા ઉપર તલપે, અથવા તો ન્હાસીને ઝાડીમાં ભરાઇ જાય તો શું તેણે સર ઉઠાવ્યું કહેવાય? બચાવ કરવાનો તેને હક નથી એમ આપનું કહેવું છે? આપણી બંદુકની કાતીલ ગોળીથી તેણે મૂગા ઉભા રહી મરવું જ જોઇએ? શું ખુદાએ મને એવા હેતુથી શહેનશાહ બનાવ્યો છે કે એકને બચાવવા અને બીજાને મારવા? કેવો મિથ્યા મમત! કેવી ખોટી ખુશામત! મુન્શીજી! આપ ભણ્યા હશો, પણ ગણ્યા નથી! અરે! તમને ધર્મનું મિથ્યાભિમાન છે, પણ જ્ઞાન નથી! પેલા અજ્ઞાન બાકરઅલીને પણ તમે આવા જ ઉપદેશથી આંધળો બનાવી મૂક્યો છે!" શહેનશાહ અકબરે બિદાઉનીના ઉપર હવે ક્રોધ પ્રદર્શિત કરવા માંડયો.

"શાહે સલ્તનત્! મારૂં કહેવું"..........બાદશાહે વચમાં બોલતાં એકદમ અટકાવ્યાથી બિદાઉની બોલતાં અટકી ગયો.

"બસ કરો! તમારો એક પણ શબ્દ મારે સાંભળવો નથી! તમારા ઉપદેશ પ્રમાણે જો હું ચાલ્યો હોત તો આજ સુધીમાં મોગલ શહેનશાહતના સઘળા સ્તંભો તૂટી પડી તે જમીનદોસ્ત થઇ ગઇ હોત! એક મુન્શી તરીકે મેં તમને આપેલી છૂટનો તમે એવો ઉપયોગ કર્યો છે કે તે ખરેખર ધિક્કારવા લાયક છે. મારી સલ્તનતના એક મહાન્ સ્તંભરૂપ વફાદાર રજપૂત યોદ્ધાઓ અને મુસલ્મીન યોદ્ધાઓ વચ્ચે કુસંપરૂપી ભયંકર ભીંત ચણી મારા રાજને નિર્માલ્ય બનાવી દેવાનો પ્રયત્ન કરનાર તમે મારા એક હીતશત્રુ છો, એમ હું માનું છું. તમારી આવી ઘણી કુસુરો મેં માફ કરી છે, છતાં

પણ તમે તમારી આંખમાંનો કમળો દૂર કરતા નથી, અને હિંદુ મુસલ્મીન પ્રત્યે ભ્રાતૃભાવના રાખતાં શિખતા નથી તેથી દીલગીર છું. પરંતુ હવે તમને હુકુમ કરૂં છું કે જો ફરીથી બન્ને ભાઇઓ વચ્ચે કુસંપ થાય તેવી બદઓ તમારા મુખમાંથી નીકળેલી મને જણાશે, તો ઇસ્લામના માનને ખાતર તમને બીજી શિક્ષા નહીં કરતાં આ દરબારમાંથી તુર્તજ વિદાયગીરી આપવામાં આવશે." બિદાઉની ઉપર ચડેલો કોપ બાદશાહે ખુલ્લી રીતે જણાવી દીધો.

બાદશાહને ગુસ્સે થયેલો જોઇ સર્વે સભાસદો થોડીવાર સુધી ચૂપ થઇ ગયા. બિદાઉનીના મુખનો રંગ તો છેક જ ફિક્કો થઇ ગયો. સરદારો તેના દ્વેષી સ્વભાવને જાણુતા હોવાથી કોઇને તેના થયેલા અપમાનથી ખેદ થયો નહિ. શાહનાં વચનોને યોગ્ય રીતે સૌ કોઇ અનુમોદન આપવા લાગ્યા. એવામાં માનસિંહે મૂળ ઉદ્દેશ ઉપર આવવાના હેતુથી શાહને સંબોધીને ધીમેથી બોલવા માંડ્યું:

"પનાહે આલમ, ત્યારે હવે કિલ્લો સર કરવા માટે કયો પ્રયત્ન કરવા આપ નામવરનો અભિપ્રાય થાય છે ?"

"રાજાજી, ઘણા દિવસ સુસ્ત થઇ બેસી રહેવાથી આપણા સૈનિકો કંટાળી ગયા છે. તેથી હવે તેમને કાંઇ પણ કામ તો આપવું જ જોઇએ; નહીં તો તેઓ છેક જ નિરૂત્સાહી થઇ જાય. કિલ્લા ઉપર હલ્લો કરવાની મેં એક નવીન યોજના ઘડી કહાડી છે, પણ જો તે સૌને પસંદ પડે તો જ આપણે તેને અમલમાં મૂકીશું." બાદશાહે પ્રતિઉત્તર આપ્યો.

"તે કઇ યોજના છે નામવર?" માનસિંહે આતુરતાથી પૂછ્યું.

"આપણા જંગેરૂસ્તમ, અને મસ્તેકલંદર નામના બે અલમસ્ત હાથીઓને ખૂબ શરાબ પાઇ કિલ્લાની દીવાલ સામું વેગથી ધસાવવા. તેમના કુંભસ્થળના જંગી પ્રહારોથી તેનો દરવાજો અગર ભીંત જરૂર તૂટી જઇ મોટું ગાબડું પડી જશે, અને તેમાંથી આપણા સૈન્યને અંદર પેસવાનો માર્ગ ખુલ્લો થશે. બિદાઉનીની સાથે અબુલફજલે દીવાલમાં માણસોનાં સર મારવાના કરેલા હાસ્યજનક વાદ ઉપરથી મને આ કલ્પના જડી આવી છે!" બાદશાહે મંદ હસીને કહ્યું.

"જહાંપનાહે ફરમાવેલી યોજના ઘણી જ ઉત્તમ છે. મને લાગે છે કે તે પરિપૂર્ણ થશે તો જરૂર આપણે ફતેહ પામીશું." શાહના વચનને ટેકો આપતાં માનસિંહે કહ્યું.

"આમીન્! આમીન્!"ના શબ્દોથી બાદશાહના વાક્યને સૌએ વધાવી લીધું, અને હલ્લો કરવા સારૂ સૈન્યને સજ્જ કરવાનો હુકમ ફરમાવી બાદશાહે દરબાર બરખાસ્ત કર્યો.

# પ્રકરણ ૧૭ મું.

## નિષ્ફળ પરિશ્રમ !

શાહનો હુકમ છાવણીમાં પ્રસિદ્ધ થતાં સર્વ સૈનિકોએ સજ્જ થવા માંડયું. ઠેકાણે ઠેકાણે દોડધામ થઇ રહી. ઘણા દિવસ સુધી ઉપયોગ કર્યા વિનાનાં પડી રહેલાં અસ્ત્ર શસ્ત્રો સૌએ સાફસૂફ કરી સંભાળવા માંડયાં. ઘણા શૂરવીરો શત્રુ ઉપર પોતાનું બળ અજમાવવા ભારે ઉલટમંદ જણાતા તો કેટલાક આ પ્રયત્નના પરિણામનો વિચાર કરતાં કંઇક ચિંતાતુર બની માત્ર હુકમને આધીન થયા હોય તેમ પોતાનું કાર્ય ભગ્નોત્સાહથી કર્યા જતા હતા. શાહના તંબૂની પાસે વિશાળ મેદાનમાં સર્વને એકઠા થવાનો હુકમ હતો, તે પ્રમાણે તેઓ ઢાલ, તલવાર, તીર, ભાલા, બરછી, બંદુક, વગેરે અસ્ત્ર શસ્ત્રોથી સજ્જ થઈ ત્યાં એકઠા થતા હતા. તાતાર, બલુચિસ્તાન, કુર્દિસ્તાન, કાબુલ, વગેરે દૂર દેશોમાંથી આ દેશમાં સેંકડો વર્ષથી આવી વસેલા મોગલ, પઠાણ, મકરાણી, સિંધી, અને આરબો મહા વિકાળ ઝનુની બન્યા હોય એમ જણાતું હતું. તેમના ભયંકર વેષ અને ભવ્ય આકૃતિઓ પ્રબળમાં પ્રબળ શત્રુને પણ કંપાવી નાખે તેવી હતી. ઘણાં વર્ષ પર્યંત શાહની નોકરી કરતાં કેટલીક વ્યવહારિક બાબતમાં તેઓ કેળવાયેલા હતા, પરંતુ યુદ્ધ વિષયમાં તેમનો હમેશનો કુદરતી જુસ્સો બીલકુલ નરમ પડયો નહોતો. પિંજરમાંથી છૂટા થયેલા વિકાળ વાઘની પેઠે દુશ્મનો ઉપર ધસી જવાને તેઓ એકે પગે થઇ રહ્યા હતા.

થોડી વારે તે મેદાનમાં મુસલ્માન સૈનિકોનાં ટોળેટોળાં તીડની માફક ઉભરાઇ ગયાં. ભરાઉ દાઢી અને વાંકી મૂછોવાળા રજપૂત વીરોની મહારાજા માનસિંહની કેટલીક ટુકડીઓ પણ ત્યાં આવી પહોંચી. મુસલ્માનોને પ્રથમ પરદેશી ગણી તેમનાથી શત્રુવટ રાખનારા શૂરા રજપૂતો આજે મિત્ર બની પરસ્પર સાહાય્ય કરવા તત્પર થયા હતા. કોઇના અંતરમાં રાગ દ્વેષ કે મિથ્યા ધર્મઝનુન નહોતું. શહેનશાહ અકબરનો હિંદુ મુસલ્માનો ઉપર સમાન ભાવ હોવાથી તેમની ભાવના પણ તેવી જ થઈ રહી હતી. એક રાજકર્તા કોમ તરીકે મુસલ્માનોના મનમાં તે સમયે અભિમાન નહોતું. બાદશાહના ઉત્તમ ઉપદેશથી કેળવાયેલા હજારો હિંદુ મુસલ્માનો એક બીજાને બંધુની માફક ચાહતાં શિખ્યા હતા. રાજ્યના જોખમદાર હોદ્દાઓ બન્ને કોમને એક સરખી રીતે આપવામાં આવતા હતા. તેમાં કોઇને અસંતોષ થાય તેવું હતું જ નહિં. શાહનો પણ બન્નેના ઉપર દૃઢ વિશ્વાસ હતો. આ ઉપરથી તેમનું ઐક્યબળ

એવું તો મજબૂત બન્યું હતું કે કોઇ સાધારણ શત્રુ શહેનશાહતના સામું શીર ઉઠાવવાની કદાપિ હીંમત કરતો નહિ, અને કદાચ કોઇ કોઇ જગોએ નાની મોટી લડાઇઓ થતી, તો તેમાં છેવટે શહેનશાહને જ વિજય મળતો.

સઘળું સૈન્ય મેદાનમાં એકઠું થઇ રહ્યા પછી બાદશાહ પોતાના મિત્ર મહારાજા માનસિંહ તથા કેટલાક મુસલ્માન સરદારો સાથે ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ સઘળા સૈનિકોએ હર્ષગર્જના કરી અને હથિઆર નમાવી માન આપ્યું. તે કોલાહલ શાન્ત થઇ ગયા પછી સર્વે સૈન્યને ઉદ્દેશીને બાદશાહ બુલંદ અવાજે ગંભીરપણે બોલવા લાગ્યો:—

" મારા શૂરવીર હિંદુ મુસલ્મીન સૈનિકો ! તમો બન્નેની વચ્ચે આવી એકતા જોઈને મને બહુ જ સંતોષ થાય છે. મારૂં હૃદય આજ હર્ષથી મલકાઇ જાય છે ! બીરાદરો ! તમે સઘળા બંધુઓ છો. હિંદુ અને મુસલ્મીન એ બે તમારાં માત્ર નામ છે. તેમાં હિંદુ એ કાંઇ જાતિનું નામ નથી. તેનો અર્થ " હિંદુસ્તાનનો રહેવાશી " એવો થાય છે. અને ખરી રીતે " હિંદી " શબ્દનો એ અપભ્રંશ છે. જેવી રીતે અરબસ્તાનનો રહેવાશી આરબ, અફઘાનિસ્તાનનો રહેવાશી અફઘાન, તુર્કસ્તાનનો રહેવાશી તુર્ક કહેવાય છે તેવી જ રીતે હિંદુસ્તાનનો રહેવાશી " હિંદી " એટલે હિંદુ કહેવાય છે. આપણે પણ હવે હિંદુસ્તાનના વત્ની થયા છીએ તેથી "હિંદી" કહેવાઇએ તો કાંઇ ખોટું નથી. મારો જન્મ પણ હિંદમાં થયેલો હોવાથી હું એક હિંદી તરીકે ઓળખાવાને ઘણો મગરૂર છું. હિંદમાં રહેનારા દરેક હિંદીની શું ફર્જો છે તે આપણે ભૂલવી જોઇએ નહિ. આપણી એકતાનો કોઇ પણ પ્રકારે ભંગ ન થાય તેની પૂર્ણ સાવચેતી રાખવાની છે. હમણાં આપણે તે હિંદીઓ નથી કે જેઓ પહેલાં એક બીજાની વચ્ચે વૈરભાવ રાખતા હતા. હમણાં આપણે તે હિંદીઓ નથી કે જેઓ મુસલ્મીન મુલ્લાંઓ અને હિંદુ ધર્મગુરૂઓના ઝનુની ઉપદેશથી મિથ્યા મમત્વમાં પરસ્પર લડી મરતા હતા. હમણાં આપણે તે હિંદીઓ નથી કે જેઓ એક બીજાને " કુફ્ર " અને " યવન " શબ્દથી સંબોધતા હતા. હમણાં આપણે તે હિંદીઓ નથી કે જેઓ પરસ્પરનાં ધાર્મિક રહસ્યો સમજ્યા વિના એક બીજાના ધર્મકાર્યમાં હરકત કરતા હતા. હવે આપણે તે હિંદીઓ છીએ કે આ હિંદુસ્તાનને આપણું વતન સમજનારા છીએ. હવે આપણે તે હિંદીઓ છીએ કે હિંદના દરેક વત્નીને એક સાચા બંધુની પેઠે ચાહનારા છીએ. હવે આપણે તે હિંદીઓ છીએ કે એક બીજાનો ધર્મ ઇચ્છાનુસાર પાળવા દેવામાં મદદ કરનારા છીએ. હવે આપણે તે હિંદીઓ છીએ કે કુફ્ર કે યવનને બદલે એક બીજાને "વહાલા બીરાદર" ! એ સુંદર સંબોધનથી બોલાવનારા છીએ. હવે આપણે

તે હિંદીઓ છીએ કે ખરા અંતઃકરણથી પરસ્પરનું ભલું ઇચ્છી એક બીજા તરફ માન અને મિત્રભાવની લાગણીથી ઉભરાઇ જનારા છીએ. શૂરા જંગીઓ ! આપણને પેદા કરનાર પવિત્ર ખુદા અથવા તો ઇશ્વર કે જે આવી કરોડો દુનિઆંઓનો માલીક છે, અને જે સુલ્તાનોનો સુલ્તાન અથવા શહેનશાહોનો પણ શહેનશાહ છે, તેનું ફર્માન પણ એવું જ છે કે " તમે સંપ કરો તો જ હું તમને મદદ કરીશ. " આ શુભ વાક્યને મનમાં દ્રઢ રીતે ઠસાવીને તેનો પાઠ કરતા જાઓ, અને પછી તમારા કાર્યમાં તમે આગળ વધો. શત્રુ જો કે આપણા કરતાં બળવાન નથી, પરંતુ તેને કિલ્લાનો આશ્રય મળેલો હોવાથી આપણને નુકશાન કરવામાં તે કેટલેક દરજ્જે ફાવી ગયો છે. કદાચ કિલ્લા બહાર નીકળીને તે યુદ્ધ કરે તેવો સંભવ છે, અને તેમ થશે તો એક પલકમાં આપણે તેને મહાત્ કરી શકીશું, એમાં કાંઇ સંશય છે જ નહિ. ખુદાની મરજીથી વહેલી અગર મોડી આપણી જીત થશે, એ તો નક્કી જ છે. પરંતુ જીત થયા પછી મારી ઇચ્છા શું છે તે હું તમો સર્વને જણાવું છું. તે એ કે જીતાયેલા શત્રુઓ ઉપર આપણે મિત્રભાવ રાખવાનો છે; કેમકે તેઓ પણ એક હિંદી છે. આપણે સલ્તનતની કીર્તિમાં વધારો કરવા પ્રયત્ન કરીએ છીએ, ત્યારે તેઓ પોતાની કીર્તિ જાળવી રાખવા આપણી સામું યુદ્ધ કરી પોતાની વ્યાજબી ફર્જ અદા કરે છે. તેઓ એક બહાદુર લડવૈયા છે, તેથી તેમનો એ મહાન્ ગુણ તમારે શિખી લેવો જોઇએ. આટલા જ સારૂ મેં તેમને યુદ્ધ કર્યા સિવાય તેમને મેળવી લેવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તે પાર નહીં પડવાથી છેવટે યુદ્ધનો આરંભ કર્યો છે. માટે મારા વ્હાલા યોદ્ધાઓ ! તમારા શહેનશાહના માનને ખાતર, તમારા બાપદાદાની નિષ્કલંક કીર્તિને ખાતર, આપણા વિશાળ રાજ્યના રક્ષણને ખાતર, તમે શત્રુની સામું એકનિષ્ઠાથી લડો, અને આપણો પંચરંગી અર્ધચંદ્રાકાર વાવટો કિલ્લા ઉપર ફરકાવો ! "

બાદશાહના ભાષણથી સર્વ સૈનિકોના મન ઉપર ઉંડી અસર થઇ, અને એકાએક તેમણે " અલ્લાહુ અકબર " તથા " હરહર મહાદેવ "ના પ્રચંડ ઘોષથી ગગનમંડળને ગજાવી મૂક્યું. કોઇ કોઈ સૈનિકના મનમાં હિંદુ સંબંધી કંઇક શંકા હતી તે કેવળ જતી રહી. તુર્ત જ તેઓ એક બીજાને પ્રેમથી ભેટવા લાગ્યા. પ્રત્યેક હિંદુ મુસલમાન હું હિંદી જ છું એમ સમજવા લાગ્યો, યોદ્ધાઓમાં આવી ભ્રાતૃભાવનાનો ઉદય થયેલો જોઈ શહેનશાહ અકબર અને મહારાજા માનસિંહ વગેરે બીજા હિંદુ મુસલમાન સરદારો મોટો આનંદ પામ્યા. અને બિલાડીની જેમ એક આંખથી જોનારા મિથ્યા ધર્મઝનુનીઓનો સંદેહ દૂર થઇ જતાં તેઓ પણ પોતાની આજસુધી

થયેલી ભયંકર ભૂલ સમજીને મનમાં પસ્તાવો કરતા પરસ્પર પ્રેમથી ભેટવાના ઉત્સાહમાં નિમગ્ન થઇ ગયા.

કિલ્લાની ભીંત ઉપર પ્રથમ તોપનો મારો ચલાવી દ્દાદળી કરી નાખ્યા પછી તેના ઉપર હાથીઓને ધસાવવાનો શાહનો વિચાર હોવાથી તોપખાનું પણ તે મેદાનમાં લાવવામાં આવ્યું હતું. તેના કાર્યવાહક ગોલંદાજો એક બાજુએ સફ સમારીને ઉભા હતા. પોલાં પેટ છતાં સેંકડો મનુષ્યોના પલકમાં પ્રાણ હરનારી સંખ્યાબંધ પહાડી તોપોની હાર ભૂખી રાક્ષસીઓના જેવી ભયાનક દીસતી હતી. નાના નાના ડુંગરોના ઢોળાવ ઉપર તેમને ખેંચી શકે તેવા બળવાન અરબસ્તાની ઘોડાઓ તે દરેકને જોડવામાં આવ્યા હતા. શહેનશાહે તેની જાતે તપાસ કરી તેમાંથી જરૂર જેટલી ઉપયોગી તોપોને સાથે રાખવા હુકમ ફરમાવ્યો.

તે તોપખાનાની પાછળ પાવાગઢ અને ગીરનારની પેઠે પ્રચંડ જણાતા "જંગે રૂસ્તમ" અને "મસ્તે કલંદર" નામના બે હાથીઓ પોતાના લાંબા દંતૂશળો લોકોને દેખાડતા ડરામણા સ્વરૂપે ઉભા હતા. મદીરાનાં મોટાં મોટાં પાત્રો ભરીને તેમની પીઠ ઉપર લાદવામાં આવ્યાં હતાં. બન્નેનું ભયાનક સ્થૂળ શરીર રામાયણ કે મહાભારતમાં વર્ણવેલા કુંભકર્ણ અને બીજા વિશાળ દેહવાળા દૈત્યોને ભૂલાવી દે તેવું હતું. કોઇ પણ મનુષ્ય તેમની પાસે જવાની હિંમત કરતો નહોતો. કુંભસ્થળ ઉપર અંકુશના ઘડી બે ઘડીએ થતા પ્રહારોથી તેઓ કંઇક શાન્ત જણાતા હતા, પરંતુ તેમનો મહાવત પ્રહારો કરતાં વધુ સમય અટકતો કે તુર્ત જ તેઓ પાસેનાં વૃક્ષો તરફ ધસી જઇ એકાદ મોટા વૃક્ષની આસપાસ પોતાની લાંબી સૂંઢ વિંટાળી સહજ બળ કરતાં નાના છોડવાની પેઠે તેને જડમૂળમાંથી ઉખેડી નાખતા.

ઉપર પ્રમાણે સઘળી તૈયારી થઇ રહ્યા પછી છાવણીના રક્ષણને માટે જરૂર પડતા રક્ષકો મૂકીને સઘળું સૈન્ય શાહના હુકમ મુજબ આગળ વધવા લાગ્યું. પ્રથમ તોપખાનું, તેની પાછળ હાથીઓ, અને તેની પાછળ સૈન્ય, એ રીતે પ્રયાણની ગોઠવણ હતી. સૈન્યના મધ્યભાગમાં રહીને અંગરક્ષકો તથા મુખ્ય સરદારોથી વિંટાયેલો શહેનશાહ એક હાથી ઉપર બેસી આગળ વધતો હતો. યોદ્ધાઓના હૃદયને ઉશ્કેરનારાં રણવાદ્યો વાગી રહ્યાં હતાં. વારંવાર "અલ્લાહુ અકબર!" અને "હરહર મહાદેવ!" ની સૈનિકોની ગર્જના સાંભળતાં કાનના પડદા બહેર મારી જતા હતા. તેમના પગની ઉડતી રજથી આકાશ છવાઇ ગયું હતું. દૂરથી જોતાં એક લાંબું વિશાળ વાદળું આકાશમાંથી ધસી આવતું હોય તેવો આભાસ થતો હતો. સૂર્યના તેજથી સૈનિકોનાં ખુલ્લાં શસ્ત્રો ચળકાટ મારતાં હોવાથી તેનું પ્રતિબિંબ આંખમાં

પડતાં તે એકદમ અંજાઇ જતી હતી. તેમના એક સરખી રીતે થતા પદ-પ્રહારથી ધરણી જાણે ધ્રુજતી હોય તેમ પ્રતિધ્વાન થતો હતો.

થોડે દૂર સુધી દડમજલ આગળ વધ્યા પછી કિલ્લો દૃષ્ટિએ પડતાં તુર્ત જ ત્યાં તે સૈન્ય અટક્યું, અને વ્યૂહરચના શરૂ થઇ. શત્રુના મારાથી બચવા માટે નિયમસર સર્વ સૈનિકો ગોઠવાઇ ગયા પછી મળેલી સૂચના પ્રમાણે ગોલંદાજોએ સળગાવી તૈયાર કરેલી જામગ્રીઓ તોપોના કાન ઉપર ચાંપી કે તુર્ત જ થતા અગ્નિના ભભૂકાની સાથે એ વિક્રાળ રાક્ષસીઓના પોલા પેટમાંથી ભયાનક ગર્જના કરતા નીકળેલા પ્રાણઘાતક ગોળાઓ કિલ્લાની મજબૂત દિવાલોમાં પ્રચંડ આઘાત કરવા લાગ્યા. પળવારમાં દીશાઓ ધુમાડાથી છવાઇ ગઇ, અને તે ધુમાડાથી આકાશમાં અંધકાર પ્રસરી જતાં સૂર્યનું તેજ પણ ક્ષીણ થવા લાગ્યું. હવામાં ઉડનારાં નાનાં મોટાં વિહંગો ગુંગળાઇ જઇ ટપોટપ ભોંય ઉપર પડી મરવા લાગ્યાં. આષાડી મેઘના સમાન ભયાનક ગર્જના અને કડાકાઓ કરતી મોગલોની મોટી પહાડી તોપોએ દીશાઓને કંપાવી મૂકી.

ઉપરાઉપરી ઘનપ્રહારોની પેઠે ગોળાઓનો આઘાત થવા છતાં કિલ્લાની વજ્ર સમાન દિવાલો ઉપર તેની ઝાઝી અસર થઇ નહિ. માત્ર કોઇ કોઇ ઠેકાણે તેમાંથી કાંકરા ખરી પડતા જણાયા. કિલ્લાની અંદરના રજપૂતો સાવધ હોવાથી તેઓ પણ સામો તોપનો મારો ચલાવી રહ્યા હતા, પરંતુ તેમની તોપો નાની હોવાથી ઘણે દૂર સુધી તેનો ગોળો જઇ શકતો નહોતો, તેથી મોગલ સૈન્યમાં તેઓ કાંઇ પણ નુકશાન કરવા સમર્થ થયા નહોતા.

થોડીવાર સુધી સામટો મારો ચલાવ્યા બાદ તોપો ફોડવાનું એકદમ બંધ કરી મોગલ સૈન્ય પેલા બે મસ્ત હાથીઓની પાછળ વ્યવસ્થા પૂર્વક ધીમે ધીમે કિલ્લા તરફ આગળ વધ્યું. જે હાથી ઉપર બાદશાહ અને માનસિંહ બેઠા હતા તેમને હવે કિલ્લા ઉપરના શત્રુઓ ખુલ્લી રીતે જોઇ શકતા હતા. દુર્ગની અંદરના દરેક બાખે એક એક રજપૂત સૈનિક હાથમાં બંદુક લઇ સાવધાનપણે બેઠેલો હતો. મોગલ સૈન્ય નજીક આવી પહોંચ-વાની તેઓ રાહ જોતા હતા. કિલ્લાની દીવાલ ઉપર ઉભો રહીને ભારતસિંહ પોતાના ગોલંદાજોને શત્રુના સૈન્ય ઉપર મારો ચલાવવા હુકમ આપતો હતો. અને તેઓ કયા હેતુથી આગળ વધે છે, તે બારીકીથી તપાસતો હતો. તેનાથી થોડે દૂર દીવાલ ઉપર બિક્રમસિંહ, ભારૂમલ્લ, ગુમાનસિંહ વગેરે યોદ્ધાઓ સામા આવતા શત્રુ સૈન્ય ઉપર કેવી રીતે મારો ચલાવવો તેની હાથ નીચેના સૈનિકોને સૂચના આપતા હતા. તેમની વચમાં મોગલોને અંદરખાનેથી મળેલો રાજદ્રોહી અને દેશદ્રોહી નાયક ન્હારસિંહ હાથમાં નિશાન પકડી ઉભો હતો. તેનો સાથી ભૈરવસિંહ પણ તેની પાસે જ હતો. હાથી ઉપર બેઠેલા બાદશાહ અને

માનસિંહ ઉપર ન્હારસિંહની દ્રષ્ટિ લાગી રહી હતી, તેવામાં ઓચિંતું એક ખાલી તીર નિશાનને અથડીને તેના પગ પાસે આવી પડયું.

ન્હારસિંહ પ્રથમ કંઇ ચમક્યો હોય તેવી ચેષ્ટા કરીને પછી તુર્ત જ ચેતી જતાં તે તીર ગુપ્ત રીતે પોતાના હાથમાં લીધું, અને તેના અગ્રભાગે બાંધેલો નાના કપડાનો ટૂચો છોડી લઇ ગજવામાં મૂકી તે તીરને સંભાળથી ફેંકી દીધું. આ તેની ગુપ્ત ક્રિયા પાસે ઉભેલા બિક્રમસિંહે તીક્ષ્ણ દ્રષ્ટિથી જોઇ લીધી, અને તેથી તેના મનમાં ભારે સંદેહ ઉત્પન્ન થયો. પળવાર સુધી બિક્રમસિંહે કંઇક વિચાર કર્યો, અને પછી ગજવામાં મૂકેલો કપડાનો ટૂચો ન્હારસિંહની પાસે તેણે જોવા માગ્યો.

પાપનો ઘડો ફૂટી જવાનો પ્રસંગ એકાએક આવી લાગતાં નાયક ન્હારસિંહ ગભરાઇ ગયો, અને આડાઅવળા જવાબ દઇ ત્યાંથી ખસી જવાની તૈયારી કરતાં બિક્રમસિંહે તેને બન્ને હાથથી મજબુત રીતે પકડી લીધો. ભારૂમલ્લ અને ગુમાનસિંહે આ કાર્યમાં તેને પુરતી મદદ કરી. ન્હારસિંહના હાથમાંનું નિશાન તુર્ત જ છીનવી લેવામાં આવ્યું, અને તે બીજા સૈનિકને સોંપી બિક્રમસિંહે ન્હારસિંહના ગજવામાંનો કપડાનો ટૂચો બહાર ખેંચી કહાડી તેને ઉકેલી જોયો તો અંદર શાહની મહોરના સિક્કાવાળો એક પત્ર જણાયો! તે પત્રને ઉતાવળે ઉતાવળે વાંચી જોતાં બિક્રમસિંહ દિગ્મુઢ થઇ ગયો, અને એકાએક ક્રોધથી તેની આંખો લાલચોળ થઇ ગઇ. પકડેલા ન્હારસિંહ તરફ જોઇ તે હોઠ ઉપર દાંત પીસવા લાગ્યો, અને તેને તત્કાળ શૃંખલાબંધન કરી પૂર્ણ જાપતા સાથે કારાગૃહમાં મોકલી દીધો.

પોતાના સાથીની આવી દશા થયેલી જોઈ ભૈરવસિંહનાં હાડ થરથર ધ્રુજવા લાગ્યાં. તેના શ્યામ મુખ ઉપર તત્કાળ ભયની છાયા પ્રસરી ગઇ. પળે પળે તેને પણ પોતાનું પોગળ ખુલ્લું થઇ જવાની ધાસ્તી હતી, પરંતુ બિક્રમસિંહ ત્યાંથી બીજી તરફ ચાલ્યો ગયેલો હોવાથી હાલ તુર્ત તો તેના મનમાં કાંઇક શાન્તિ થઇ.

કિલ્લાની એક બાજુની દીવાલ ઉપર આ ધમ્માલ ચાલી રહી હતી, ત્યારે તેની પાસેની બીજી દીવાલ ઉપર ભારતસિંહ મોગલ સૈન્ય કેવી રીતે હલ્લો કરવા ઇચ્છે છે તેનું દીર્ઘ દ્રષ્ટિથી અવલોકન કરી રહ્યો હતો; તેથી આ બનેલી હકીકતની તેને ખબર નહોતી. એવામાં બિક્રમસિંહે તેની પાસે જઇ આ સઘળા સમાચાર કહ્યા, અને ન્હારસિંહની પાસેથી પકડાયેલો શાહનો મહોર સિક્કાવાળો પત્ર તેના હાથમાં મૂક્યો.

આ ભયંકર કાવતરૂં પકડાયેલું જોઇ ભારતસિંહને એક પ્રકારનો ખેદ અને સંતોષ બન્ને સાથે જ ઉત્પન્ન થયાં. પોતાના મનમાં બિક્રમસિંહને તે

અપાર ધન્યવાદ આપવા લાગ્યો. હાથીઓની યોજનાથી મોગલો કિલ્લા ઉપર હલ્લો કરવાના છે, તે હકીકત પકડાયેલા પત્ર ઉપરથી તેના જાણવામાં આવી ગઈ. તેનો અટકાવ કરવા સારૂ સામો કયો પ્રયત્ન કરવો તેનો કેટલીક વાર સુધી ગંભીર વિચાર કર્યા પછી ભારતસિંહે બિક્રમસિંહના કાનમાં કંઈક સૂચના કરી. તે સમજીને બિક્રમસિંહ સ્મિત હસતાં હસતાં શહેર તરફ દોડ્યો.

અંદરની બાજુએ આ ગડમથલ કરી રહ્યા પછી ભારતસિંહ પાછો બહાર ઉભેલા મોગલ સૈન્ય તરફ દ્રષ્ટિપાત કરવા લાગ્યો. શત્રુઓએ પેલા બે મદોન્મત્ત હાથીઓને મેદાનમાં લાવી ઉભા કર્યા હતા, અને તેમના રક્ષકો નાળો ભરી ભરીને તેમને મદીરા પાતા હતા. આ કાર્ય પરિપૂર્ણ થઇ રહ્યા પછી થોડી વારે તે બન્ને હાથીઓ મહા મદોન્મત્ત બની આમથી તેમ દોડવા લાગ્યા. ઘડીકમાં તેઓ મોટા મોટા પત્થરો જમીન ઉપરથી ઉપાડી આકાશમાં ઉછાળતા તો ઘડીકમાં પાસે પડેલી લાંબી તોપોને સૂંઢમાં પકડી દડાની પેઠે દૂર ફેંકી દઇ ચિત્કાર શબ્દ કરતા સીધા દોડી જતા. માર્ગમાં આવતાં મોટાં મોટાં વિશાળ વૃક્ષોને જડમૂળમાંથી ઉખેડી નાંખી આસપાસ ફગાવી દેતા. છેવટે મહાવતોની પ્રેરણા અને યુક્તિ પ્રમાણે તેઓ ધસી પડતા કાળા પહાડની માફક વેગથી કિલ્લા ઉપર ધસ્યા !

શત્રુની આવી ભયાનક યોજના જોઈ દુર્ગરક્ષકો તત્કાળ ગભરાયા, પરંતુ ભારતસિંહે તેમને ધીરજ આપી ઉત્સાહી બનાવ્યા. પ્રબળ વેગથી ધસી આવતા મસ્તાન માતંગોને પાછા હઠાવવા તેમણે મોટી કીકીઆરી કરી અસ્ત્રો ફેંકવા માંડ્યાં, પરંતુ મદીરાના ચડેલા મદને લીધે કશાને નહીં ગણકારતાં તે બન્ને હાથીઓ છેક કિલ્લાની લગોલગ આવી પહોંચ્યા, તોપના ગોળાઓના મારથી દોદળી થયેલી દિવાલો ઉપર તેઓ પોતાનાં કુંભસ્થળનો ભારે બળથી પ્રહાર કરવાની તૈયારીમાં હતા, તેવામાં શહેરના બાગમાંથી પિંજરમાં પૂરેલા કેટલાક બળવાન સિંહોને લઈ બિક્રમસિંહ કિલ્લા ઉપર આવી પહોંચ્યો. મેઘના જેવી ગંભીર ગર્જના કરતા ભૂખ્યા સિંહોને તે મદોન્મત્ત માતંગો ઉપર તુર્ત જ છોડી મૂકવામાં આવ્યા, અને પોતાનાં કુંભસ્થળ ઉપર પ્રચંડ વેગથી કૂદકો મારતા તેમને સન્મુખ આવેલા જોઈ તે જબરજસ્ત હસ્તીઓનાં ગાત્ર શિથીલ થઈ ગયાં. સબળ શત્રુના યુથને જોતાં જ ચડેલો મદીરાનો મદ તેમને તત્કાળ ઉતરી ગયો, ને એકાએક પીઠ ફેરવી તેમણે ન્હાસવા માંડ્યું ! આગળ દોડતા હાથીઓ અને તેમની પાછળ મોટી મોટી છલંગો મારતા વિકાળ વનરાજોને જોઇ મોગલ સૈન્ય પણ ભયભિત થઇ ન્હાસવા લાગ્યું. નિરંકુશ બનેલા આ ઝનુની જાનવરોનો વેગ રોકવા કોઈ હિંમત કરી શક્યું નહિં. કેટલાક સૈનિકોને દોડતા હાથીઓએ ચગદી નાખ્યા. કેટલાક સિંહના

ભયાનક પંજાઓની ઝપટથી જખ્મી થઇ પડયા. તમામ મોગલ સૈન્યમાં ભારે શોરબકોર મચી રહ્યો. કિલ્લો સર કરવાની મોગલ શહેનશાહની યોજના ભાગી પડી. સઘળા સૈનિકોથી જેમ ન્હસાયું તેમ છાવણી તરફ મૂઠીઓ વાળી નાઠા, અને રણથંભોરના કિલ્લા ઉપર વિજયનાં વાજીંત્રો વાગવા માંડયાં.

## પ્રકરણ ૧૮ મું.

### દેશદ્રોહીઓને શિક્ષા.

દુર્ગ જીતવાના પ્રયત્નમાં મોગલો હતાશ થઈ પાછા હઠયા પછી બીજે દિવસે વિજયાનંદ પ્રદર્શિત કરવા રણથંભોરના રાજમહાલયમાં મોટો દરબાર ભરાયો. દુર્ગેશ સુરજનાસંહ મોટા દબદબા સહિત મુખ્ય આસન ઉપર બિરાજમાન થયો હતો, અને તેની આજુ બાજુએ ભારતસિંહ વગેરે યોદ્ધાઓ પોતપોતાના અધિકાર પ્રમાણે બેઠા હતા. ઘણા દિવસનો ઉદ્યોગ અને યુક્તિ સફળ થવાથી સર્વના મુખ ઉપર આનંદ છવાઇ રહ્યો હતો, અને તે આનંદમાં ભાગ લેવા કેટલાક નાગરિકો તથા સૈનિકોનાં ટોળાં પણ ત્યાં ઉભરાઇ જતાં હતાં. એકઠા થયેલા સભાસદો અને અન્ય મનુષ્યો વગેરે અંદર બહાર યોગ્ય રીતે ગોઠવાઇ ગયા પછી રાજગાયકા મંડપના મધ્ય ભાગમાં આવી હાજર થઇ અને સંગીતના પ્રારંભમાં તેના શાગિર્દ ગાંધર્વોએ તાઉસ તબલાંને ગતિ આપી સર્વને શાન્ત કરી દીધા. પછી તે સૌંદર્યવતી નર્તકીએ કર અને નેત્રના હાવભાવોથી સભાજનોના ચિત્તનું આકર્ષણ કરતાં મંજુલ સ્વરે ગાન શરૂ કર્યું.

**ઠુમરી.**

અમૃતરસથી પણ મીઠા પ્યારા પ્રીતિના પ્યાલા.
પાઓ પીઓ સંગે, મળી ઉછરંગે;
પીરસાયાં છે રસપાત્રો, તે કાં ઠેલો છો ઠાલા ? અમૃત.
વિલંબીત થાતાં, સમો વહી જાતાં;
પસ્તાશો ! પૂરણ વીરો વહાલા રંગીલા લાલા ! અમૃત.
તજી ભિન્નભાવો, નયનાં મીલાવો;
ભડવીરો ! ભાગ્યોદયના એ કાં ભૂલો છો ટાળા ? અમૃત.
ઐક્યેથી ઉભેલા, ઉઠો પ્રેમ ઘેલા;
અલબેલા ! વહેલા થાઓ મારા બોલો છે બાલા ! અમૃત.

મધુર કંઠ, નિયમિત તાલ, અને ઉત્તમ હાવભાવયુક્ત સદ્બોધ આપનારૂં નાયિકાનું આ સંગીત સાંભળી શ્રોતાઓનાં અંતઃકરણ આનંદથી ઉભરાઈ જવા લાગ્યાં. ચારે તરફ વાહ્ વાહ્નો ધ્વનિ થઇ રહ્યો. સંગ્રામ સમયે શત્રુને

વજ્ર સમાન કઠોર હૃદયના જણાતા, અને મેઘના જેવી ગંભીર ગર્જનાઓથી તેમના હાડ ધ્રુજાવી નાખનારા શૂરા રજપૂતો અત્યારે નરમ માખણના જેવી લાગણીઓથી ઉભરાઇ પરસ્પર સ્નેહમય બની ગયા. એકતા અને જાત્યાભિમાનની જ્યોત તેમના અંતઃકરણમાં પૂર્ણ કળાથી પ્રકાશવા લાગી. સંગીત એક એવી અલૌકિક વસ્તુ છે કે જે આ પૃથ્વી ઉપર હાલતાં ચાલતાં તર્કશકિત વિનાનાં અલ્પ ચૈતન્ય પ્રાણીઓ ઉપર પણ પોતાનો અનુપમ પ્રભાવ પાડી તેનું જીવન આનંદમય અને રસમય બનાવે છે. અહોરાત્રિ તનમનના શ્રમથી કંટાળેલા ચિંતાતુર પુરૂષોને શાન્તિનું સ્થાન ઉત્તમ સંગીત છે. સ્વર્ગીય સુખનો અનુભવ કરાવનાર એ સંગીતનો નાદ સાંભળી જેના અંતરમાં આહ્‌લાદ ઉત્પન્ન થતો નથી, તેને હૃદય નથી, એમ કહીશું તો તે પણ ચાલી શકશે; અને કદાચ તેને હૃદય છે એમ માનવામાં આવે તો તે કેવળ પ્રેમવિહીન છે; માનવ જીવનને સ્નેહમય બનાવનારા સુધારસનું તેમાં બિંદુ માત્ર નથી. જો કે સંગીતનું ખરૂં જ્ઞાન, તાલ સૂર સહિત ગાન કરવાની શકિત પરમ કૃપાળુ પ્રભુએ જેને બક્ષી હોય તેનામાં જ હોય છે. પરંતુ તેનો મર્મ કે મીઠાશ જે સમજી શકતા નથી તેઓ કર્ણ છતાં પણ બધીર છે. અંગજ્ઞાન અને તર્કશકિતવાળાં પ્રેમાળ મનુષ્યપ્રાણીઓમાં તેની ગણના થઇ શકે તેમ નથી. વનમાં વસનારા ભયંકર ભુજંગો કે જેઓ વિકાળ, ઝનુની, અને કેવળ વિષમય હોવા છતાં પણ સંગીતને વશ થઇ પોતાની ફણો ડોલાવી રહે છે, તેના કરતાં પણ તેનું જીવન હલકું છે. સ્વર્ગમાં વસનાર કોઇ દેવ એવો નથી કે જેને સંગીત પ્રિય નથી. સંગીતમાં એવા પ્રકારનો આનંદ અને શાન્તિ ભરેલી છે કે જે અનેક પ્રકારની ચિંતાઓનો પલકમાં નાશ કરી નાખે છે, અને તે પોતાના અપાર પ્રભાવથી દિવ્ય પ્રેમનું સ્વરૂપ માનવ હૃદયમાં પ્રગટાવી અંતે તેને પરમાત્માનો સાક્ષાત્કાર કરાવી દે છે.

એ પછી બીજાં એકાદ બે ગાયનો ગાઇ રાજગાયકોએ પોતાની સંગીતકળાનો સર્વને અનુભવ કરાવી આનંદ આપ્યો. મૂલ્યવાન વસ્ત્રાભૂષણોની બક્ષીશથી દુર્ગેશે તેની યોગ્ય કદ્ર કર્યા પછી ભારતસિંહ પોતાના આસન ઉપરથી ઉભો થયો, અને સભા જનોને ઉદ્દેશી બુલંદ સ્વરે બોલવા લાગ્યો:

“ક્ષત્રિય કુળદિપકો ! મારા આત્મબંધુઓ ! સબળ શત્રુની સામું આટલા દિવસ સુધી આપણે ફાવી શક્યા છીએ તેનું કારણ તમારી એકતા જ છે, અને એ એકતાનો જ્યાં સુધી ભંગ થશે નહિ ત્યાં સુધી શત્રુ આપણો પરાભવ કરી શકે તેમ નથી. સ્વદેશહીત અને રજપૂત ગૌરવના રક્ષણને માટે તમોએ તન મન ધનથી તત્પર થઇ રજપૂતોનું નામ વિશ્વમાં અમર કર્યું છે. અદ્દભુત શૌર્ય અને મજબૂત મનોબળથી તમોએ તમારા વજ્ર

સમાન હાથમાં ધારણ કરેલી ચકચકિત તલવાર જોઇ શત્રુઓ ચકિત બન્યા છે. મહાસાગરનાં ઉછળતાં પ્રચંડ મોજાં જેવો તમારો એકત્ર થયેલો બળવાન વેગ હવે તેઓ સહન કરી શકે તેમ નથી. તમારૂં ઐક્ય, શૌર્ય, સાહસ, અને બુદ્ધિબળ જોઇ આકાશવાસી દેવતાઓ પણ તમારાં વખાણ કરી રહ્યા છે. શત્રુના આક્રમણથી સંકટમાં આવી પડેલા આપણા મહારાણા અને રણથંભોરના દુર્ગેશનો યશ તમે અવિચળ કર્યો છે. શૂરા યોદ્ધાઓ ! ગઇ કાલે શત્રુના આક્રમણ સમયે તમારા વીર નાયક બિક્રમસિંહે જે કાર્યકુશળતા દર્શાવી છે, તે મારાથી કદાપિ ભૂલી શકાય તેમ નથી. ”

“ વીર બિક્રમસિંહ, તમારા સાહસ અને બુદ્ધિબળથી હું અજ્ઞાત નથી. દુર્ગના રક્ષણને માટે તમે ઘણા ઘણા પ્રયત્નો કર્યા છે. તેના અલ્પ બદલા તરીકે આજથી હું તમને નાયકની પદવી ઉપરથી ચડાવી સૈન્યના અગ્રગણ્ય એટલે ભારતસિંહના મદદનિશ તરીકે સ્થાપિત કરૂં છું; અને એ સિવાય આ દરબારમાં તમારો માનમર્તબો સંપૂર્ણ રીતે જળવાઇ રહે તેવી અન્ય રીતે તજવીજ કરવામાં આવશે.” ભારતસિંહના મતને અનુસરીને સુરજનસિંહ બોલ્યો.

“ આપની કૃપાને પાત્ર થાઉં એવું મહાન્ કૃત્ય મારા હાથથી કાંઇ પણ થયું નથી, છતાં સેવકની કોઇ અલ્પ સેવાને મહદ્ કાર્યની ઉપમા આપવામાં આવતી હોય તો તે માત્ર આપની ઉદારતા અને ઉચ્ચ ભાવનાનું પરિણામ છે. સ્વામીભક્તિ અને સ્વદેશસેવા એ તો રજપૂતોનું બીદ છે, એમ હું માનું છું. તેથી મેં મારા કર્તવ્ય ઉપરાંત કાંઇ વધુ કરી બતાવ્યું હોય એમ મને લાગતું નથી. ” ઉપકારની લાગણીથી દબાયેલા બિક્રમસિંહે યોગ્ય ઉદ્ગારો કહાડયા.

બિક્રમસિંહના બુદ્ધિબળની દુર્ગેશે યોગ્ય કદ્ર કર્યાથી ભારતસિંહને પૂર્ણ સંતોષ થયો, અને બીજા રજપૂત સૈનિકો પણ તેના તરફ સ્નેહભાવ રાખતા હોવાથી તેઓ પણ આનંદ પામ્યા. “ હરહર મહાદેવ ” ના વિજયધ્વનિથી તેને સઘળાએ વધાવી લીધો. રજવાડી રીત પ્રમાણે તેને યોગ્ય શિરપાવ થયા પછી દુર્ગેશની આજ્ઞા થતાં હાથે પગે લોહશૃંખલાથી મજબૂત બંધન કરેલા ન્હારસિંહને કયદી તરીકે રાજસભામાં લાવવામાં આવ્યો. દેશદ્રોહના તેણે કરેલા ભયંકર અપરાધની વાત શહેરમાં પ્રસિદ્ધ થઇ ગયેલી હોવાથી સર્વે નાગરિકો, અને સૈનિકો તેના તરફ ધિક્કારની દ્રષ્ટિથી જોવા લાગ્યા. દુર્ગેશ હવે તેને કેવી સખ્ત શિક્ષા કરે છે, તે જોવાને તેઓ આતુર થઇ રહ્યા. ન્હારસિંહના ગજવામાંથી પકડાયેલો શાહનો મ્હોર સિક્કાવાળો પત્ર તુર્ત જ ભારતસિંહે ભર સભામાં ખુલ્લો કર્યો, અને સૌ સાંભળી શકે તે પ્રમાણે તેને વાંચવા માંડયો:—

" મોગલ શહેનશાહતના શુભેચ્છક રજપૂત સૈન્યનાયક ન્હારસિંહજી,
" તમારો પત્ર મળ્યો. સિકંદરખાનના મરણની હકીકત વાંચી ઘણી
" દીલગીરી થઇ. સૈન્યને કિલ્લામાં દાખલ કરવા તમે કરેલી પ્રથમની યોજના
" હમણાં મોકુફ રાખશો. અમારા મસ્ત હાથીઓના મહાન્ બળવડે કિલ્લો
" તોડી અંદર પ્રવેશ કરવા આજ અમારો પ્રયત્ન છે. તે સમયે ચાલતી
" ગરબડનો લાભ લઇ કિલ્લાનો દરવાજો તમે ગુપ્ત રીતે ઉઘાડી નાખશો,
" તો અમને વિશેષ સગવડ થઇ જશે. તમે અમારા તરફ સ્નેહભાવ દર્શાવી
" અમારી ફતેહ થાય તેવા દરેક કાર્યમાં મદદ કરવા ઉલટ ધરાવો છો,
" તેથી અમે સંતુષ્ટ છીએ. તેના બદલામાં મહારાજા માનસિંહે તમને પત્ર
" લખ્યો છે, તે પ્રમાણે પાછળથી અમો વર્તીશું તેની ખાત્રી રાખશો."

લિ૦

**શહેનશાહ જલાલુદ્દીન મોહમદ ઉર્ફે અકબર.**

આ પત્ર પૂરો વંચાયા પછી બીજો એક પત્ર કે જે મહારાજા માનસિંહે ન્હારસિંહ ઉપર લખેલો હતો, તે તેના ઘરની ઝડતી લેતાં બિક્રમસિંહના હાથમાં આવ્યો હતો, તે વાંચવામાં આવ્યો. બન્ને પત્રો પૂરેપૂરા વંચાઇ રહેતાં આખી સભા કમકમી ઉઠી. "સ્વામીદ્રોહી અને દેશદ્રોહીનો આ ક્ષણેજ સંહાર કરો" એવા ચારે તરફથી શબ્દો સંભળાવા લાગ્યા. સેંકડો રજપૂત વીરોએ ન્હારસિંહના ટુકડા કરી નાખવા સારૂ પોતાની તલવારો મિયાનમાંથી બહાર ખેંચી કહાડી. તેમની આંખમાંથી અગ્નિના તણખા ઝરતા હોય એમ જણાયું. ન્હારસિંહના પ્રાણ નષ્ટ થઇ જવાને માત્ર દુર્ગેશની આજ્ઞાનીજ ખોટી હતી. લોહશૃંખલાથી બંધાયેલો તે સભાની મધ્યમાં નીચું માથું કરી ગુપચુપ ઉભો હતો. ચોતરફથી તેના ઉપર ધિક્કાર અને ફીટકાર વરસી રહ્યો હતો. આખરે ઉશ્કેરાયેલા લોકોને દુર્ગેશે શાન્ત પાડી ન્હારસિંહને પૂછ્યું:

"દુષ્ટ નાયક, તારૂં મૃત્યુ હવે સમીપમાંજ છે. તેં કરેલા ભયંકર અપરાધની સાબેતીઓ હમણાં તારી સમક્ષ વાંચવામાં આવી, તે સંબંધમાં તું શું કહેવા માગે છે? આ કાવતરામાં તારી સાથે બીજા કોણ કોણ હતા તે જલ્દીથી અને સાચેસાચું જણાવી દે."

ધીમે ધીમે માથું ઉંચું કરી ન્હારસિંહ આ પ્રશ્નનો પ્રતિઉત્તર દેવા જતો હતો તેવામાં લોકોના ટોળામાં તેની સમીપ ઉભેલો ભૈરવસિંહ હાંફળો ફાંફળો આગળ આવી મ્લાન મુખમુદ્રા પૂર્વક ભગ્ન સ્વરે બન્ને હાથ જોડી વચમાં બોલી ઉઠ્યો: "મહારાજ, ક્ષમા કરો. હું અપરાધી છું. મને આ ન્હારસિંહે અનેક પ્રકારની લાલચો આપી પોતાના પક્ષમાં લીધો હતો, અને મારી પાસે આવું ઘોર કાર્ય કરાવવા તત્પર થયો હતો." આટલું બોલીને પેલા

ખંડેરવાળા ગુપ્ત ઘરમાં મળીને તેમણે જે જે ગુપ્ત ગોઠવણો કરી હતી, તે સઘળી તેણે ખુલ્લી કરી દઇ સઘળો દોષ ન્હારસિંહના ઉપર ઢોળી દીધો !

લોકોના ગુસ્સાની હવે હદ રહી નહિ. અપરાધીઓને શિક્ષા ફરમાવવાને તેમણે ભયાનક ગર્જના કરી મૂકી. બન્નેનો અપરાધ સર્વની નજરમાં સરખો જ જણાયો. બન્નેને મૃત્યુ પામેલા જોવાને સઘળા અધીરા બની ગયા. કેટલાક રજપૂત સૈનિકોએ ક્રોધથી ભૈરવસિંહના અંગ ઉપર ધસી દુર્ગેશની આજ્ઞા મળતાં પહેલાંજ ન્હારસિંહની માફક તેને બંદીવાન કરી દીધો. થોડીવાર સુધી દુર્ગેશે વિચાર કર્યા પછી કંઇક નિશ્ચય ઉપર આવીને બન્ને અપરાધીઓને ઉદ્દેશીને કહ્યું, "નરાધમો ! તમો બન્નેએ કરેલા અપરાધ એવા તો ભયંકર છે કે તમારા ઉપર સહજ પણ દયા કરવી ઘટતી નથી, તોપણ કેટલોક વિચાર કરી તમને દેહાંતશિક્ષા નહીં કરતાં દશ વર્ષ પર્યંત કારાગૃહમાં રાખવાની આજ્ઞા કરૂં છું, કે જ્યાં રહીને કરેલા પાપનો પૂર્ણ પશ્ચાત્તાપ તમે કરી શકો."

અપરાધીઓને કરેલી શિક્ષા દુર્ગેશના મુખથી સર્વના સાંભળવામાં આવતાં લોકોનો ગુસ્સો શાન્ત થવાને બદલે ઉલટો વધી પડ્યો. બન્નેનો દેહાંત થયેલો જોવાની તેમની ઇચ્છા તૃપ્ત થઇ નહિ તેથી દુર્ગેશના ન્યાયને તેઓ પરસ્પર નિંદવા લાગ્યા. ચારે બાજુએ ગરબડ થઇ રહી. દુર્ગેશની આજ્ઞા મુજબ અપરાધીઓને બે ચાર સૈનિકો કારાગૃહમાં લઇ જતા હતા, તેવામાં બીજા કેટલાક રજપૂત સૈનિકો એકાએક ઉશ્કેરાયેલી હાલતમાં ખુલ્લી તલવારો સહિત તેમના ઉપર ધસી ગયા, અને તે સૈનિકોને દૂર હઠાવી દઇ બન્ને અપરાધીઓના નિમીષ માત્રમાં ટુકડેટુકડા કરી નાખ્યા.

---

## પ્રકરણ ૧૯ મું.

---

## વિજયાનંદમાં વિઘ્ન !

ભૈરવસિંહ અને ન્હારસિંહનો વધ થઇ ગયેલો જોઇ ઉશ્કેરાયેલા લોકો શાન્ત થયા. કોઇને તેમના મરણથી કિંચિત માત્ર ગ્લાનિ ઉત્પન્ન થઇ નહિ. દુર્ગેશની આજ્ઞા ઉપરાંત તેમના ઉપર શસ્ત્ર ચલાવનારા રજપૂતો લોહીથી રંગાયેલી તલવારો સહિત જનસમૂહમાં બેધડક ઉભા રહેલા જણાતા હતા. ચારે બાજુથી તેમનાં વખાણ થતાં સંભળાતાં હતાં. આબાલ વૃદ્ધ જનોએ આ સાહસિક કાર્યની યોગ્યતા સ્વીકારી લીધાનું જણાતું હતું. દરબારમાં બેઠેલા નાના મોટા સરદારો પણ જાણે આ બનાવથી સંતોષ પામ્યા હોય તેમ મૌનવૃત્તિ દાખવી રહ્યા હતા. આજ્ઞા વિના અપરાધીઓનો એકાએક ઉન્મત્તપણે વધ કરી નાખનારા રજપૂતો ઉપર તેમને કાંઇ ક્રોધ ઉત્પન્ન થયો

હોય તેમ જણાયું નહિ. ઇન્સાફ કરવાનો દુર્ગેશનો અધિકાર તે રજપૂતોએ ઉશ્કેરાઇને પોતાના હાથમાં લીધો હતો, તેથી રાજકર્મચારીઓની નજરમાં તેઓ શિક્ષાને પાત્ર હોવા છતાં તેમનું આ વર્તન તેઓ વ્યાજબી માનતા હોય તેમ સર્વની મુખાકૃત્તિ ઉપરથી જણાવા લાગ્યું. આ સઘળું જોઇને દુર્ગેશના મનમાં કોપાગ્નિ પ્રજ્વલિત થઇ ગયો હતો. ભર સભામાં પોતાની સત્તાનું આ પ્રમાણે અપમાન થાય એ તેનાથી સહન થઇ શકે તેમ નહોતું. સભા ભરાઇ તે સમયે તેના મનમાં જે આનંદ હતો, તે હવે લેશ માત્ર રહ્યો નહોતો. ક્ષણે ક્ષણે તેનો ક્રોધ વધતો જતો હતો. ધુંધવાયેલા અગ્નિની પેઠે કેટલીક વાર સુધી મનમાં મુંઝાઇ રહી પછી સર્વ સભાને લક્ષીને ભૃકુટી ચડાવી તેણે ક્રોધ-કંપિત સ્વરે બોલવા માંડ્યું:—

"મારી આજ્ઞાનું ઉલંઘન કરનારા રજપૂતો ! તમે હવે છેક નિરંકુશ બની ગયા છો ! અરે ! આ કેવો અનર્થ થાય છે ! અપરાધીઓને યોગ્ય શિક્ષા મેં કરી હતી, છતાં તેનો અનાદર કરી મારી સમક્ષ જ તેમનો વધ કરી નાંખવામાં આવ્યો એ કેવું અપમાન ? આ દુર્ગનો હું રક્ષક અથવા રાજા છતાં મારી સત્તામાં આમ ખુલ્લી રીતે હાથ નાખવામાં આવે એ મોટો અપ-રાધ હું કેમ સહન કરી શકું ? શું તમે સઘળા મને પુતળા જેવો એક નિર્માલ્ય રજપૂત ધારો છો ? હું નથી સમજી શકતો કે તમે આવું નિંદિત કાર્ય કરવા કયા હેતુથી એકમત થયા છો. શું આ સભા રજપૂત કુળદિપક રાજવંશીઓની છે કે વિષધર સર્પની પેઠે સત્તાની સામું ઉછાળો મારી તેનો ઉચ્છેદ કરવા ઇચ્છનારા રાજવંશીઓની ? અરે ! આ કેવો અધર્મ ! ન ખમી શકાય તેવું ભારે અપમાન થયા છતાં હમણાં સુધી તમે સઘળા મૌન્ય ધારણ કરી રહ્યા છો, એ તે રાજનીતિ કે કેવળ અનીતિ ? મારી શિક્ષાનો પણ કોઇને ભય નથી કે શું ? આજ સુધી હું તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી રહ્યો હતો, પરંતુ તમે તમારૂં પોત હાથે કરીને જ પ્રકાશી દીધું ! આ અપકૃત્યનો બદલો હું તમને આપ્યા સિવાય કેમ રહીશ ? તમે સઘળા રજપૂત ગૌરવનો નાશ કરવા તત્પર થયા હો એમ મને લાગે છે, છતાં હજુ પણ તમને મારી આજ્ઞા છે કે મારા શાસનનો તમને ભય હોય, અને તમારી એ ભયંકર ભૂલ તમે સમજ્યા હો તો, અપરાધીઓનો વધ કરનારા ઉન્મત્ત રજપૂતોને એકદમ પકડી બંદીવાન કરો !"

ભારે ક્રોધથી સુરજનસિંહે કરેલા ભાષણના દરેક શબ્દો જાણે હવામાં ઉડી ગયા હોય એમ જણાયું ! કોઇએ તેની આજ્ઞાનો અમલ કર્યો નહિ ! સર્વ સભાસદો ઉત્તર આપવાને બદલે કેવળ દિગ્મુઢ બની બેઠા. આ ઘટના જોઇને સુરજનસિંહ છંછેડાયેલા નાગની પેઠે ઉન્મત્ત થઇ ફરીથી બોલવા લાગ્યો:—

"બસ! હવે હું સઘળું સમજી ગયો! મારી સત્તાના મેં વિભાગ કરી નાખ્યા તેનું જ આ પરિણામ છે! ભારતસિંહજી! દુર્ગની રક્ષા કરવામાં મેં તમારી યોગ્યતા સ્વીકાર્યા પછી જ રજપૂતો આવા નિરંકુશ બની ગયા! જો કે શત્રુની સામું યુદ્ધ કરવામાં હું અસમર્થ નહોતો, છતાં સંબંધી ઉપરના સ્નેહને લીધે હરેક રીતે તમારૂં સન્માન કરી સંતોષ આપવાના હેતુથી સૈન્યનો સર્વ અધિકાર તમને સોંપી દીધો, પરંતુ અંતે હું તેમાં ઠગાયો! સારૂં થયું કે મારૂં નિષ્કપટ મન હજી છેક મૂર્ખ બન્યું નથી! હજુ આ દુર્ગનો અધિપતિ હું જ છું ને મારી આપેલી સત્તા પાછી લેવા હું શક્તિવાન છું. બિક્રમસિંહ! તમે એમ ન ધારતા કે સૈન્યના અધિષ્ઠાતા થયા પછી તમારી મંત્રણામાં મને એક મર્કટની પેઠે તમે નચાવી શકો! યાદ રાખો કે હું પણ એક રજપૂત બચ્ચો છું! તમારા સર્વ દાવપેચ હવે હું સમજી શકું છું! પરંતુ જોઉં છું કે મારા કરેલા ઉપકારનો બદલો ભવિષ્યમાં કેટલા અપકારથી તમે વાળી શકો છો!"

"મહારાજ! આપ દીર્ઘદર્શી છો. ક્ષમા કરો. અમો સર્વ આપના ઉપકારી અનુયાયી છીએ. આ સભાની સમક્ષ હમણાં ઉશ્કેરાયેલા રજપૂતોએ જે કાંઈ કાર્ય કર્યું છે, તેના અમે દોષિત નથી. શ્રી એકલિંગજીની ઇચ્છાથી જ સઘળું બન્યું છે. જે અપરાધીઓનો વધ કરવામાં આવ્યો છે, તેમણે કરેલો અપરાધ એવો તો ભયંકર હતો, કે તેમને દેહાંતશિક્ષા કર્યા સિવાય બીજી શિક્ષાથી તેનો બદલો વળી શકે તેમ નહોતું. મરણ પામેલા ન્હારસિંહ તથા ભૈરવસિંહ એ બન્ને નરાધમોએ આપ જેવા એક પૂર્ણ પ્રભાવશાળી યોદ્ધાનો શત્રુના હાથે વિનાશ કરાવી આ દુર્ગના અધિપતિ થવાની ઇચ્છા રાખી હતી, એટલુંજ નહિ, પરંતુ કેવળ પોતાના સ્વાર્થને માટે આખા દેશને પરતંત્ર બનાવી તેને પાયમાલ કરી દેવા તેઓ તત્પર થયા હતા તે આપ જાણો છો. તેથી તેમના ઉપર કોઇ પણ પ્રકારની દયા રાખવામાં આવે એ ઇચ્છવા યોગ્ય નહોતું. આપણા રાજ્યના અને દેશના ભયંકર દુશ્મનો થઇ પડનારા આ બન્ને આપણા જાતભાઇઓજ હતા, ને તેથી જ કદાચ તેમને પ્રાણદાન આપવાની ઉદારતા આપે દર્શાવી હોય એમ અમો સમજીએ છીએ. પરંતુ રાજનીતિ અને દેશ ઉપર આવી પડેલી આપત્તિનો સ્વાભાવિક રીતે વિચાર કરતાં એવા કૃતઘ્નીઓ ઉપર અયોગ્ય સમયે દર્શાવેલી દયાની લાગણી આપણા વિનાશનું મૂળ થઇ પડે છે, એમાં કાંઇ પણ સંશય નથી. અને આપણા અંગનું એવું સડી ગયેલું માંસ શરીરના બીજા સ્વચ્છ ભાગમાં પોતાનો વિષમય ચેપ પ્રસારી આખા દેહને મૃતઃપ્રાય કરી નાખે તે પહેલાં એકલો સડેલો ભાગ કાપી નાખવામાં જ આપણું શ્રેય છે, એમ સમજીને જ

આપણા રજપૂતોએ આપની આજ્ઞા વિના તેમનો ઘાત કર્યો છે; અને તે કૃત્યને આપના સર્વ અનુયાયીઓ યોગ્ય થયેલું માને છે. છતાં આપની દ્રષ્ટિમાં તે અપરાધ જણાતો હોય તો તે અપરાધ કરનારા અપરાધીઓને આપ જે શિક્ષા કરવા ઇચ્છતા હો તે શિક્ષા તેમની વતી અમે ખમવાને તત્પર છીએ ! અમારો હેતુ આપને અસંતોષ આપવાનો કે આપની આજ્ઞાનું ઉલંઘન કરવાનો નથી, એમ દ્રઢતાથી અમે કહીએ છીએ." સભામાં બેઠેલા યોદ્ધાઓની ઇચ્છાને અનુસરીને બિક્રમસિંહે દુર્ગેશનો કોપ શમી જાય તેવી રીતે વિનયપૂર્વક સત્ય હકીકત જણાવી.

"અને હું પણ આપનો ઉપકારી હોવાથી બિક્રમસિંહના વિચારને મળતો થઇને આપ જે શિક્ષા ફરમાવશો તે શીર ચડાવવા તત્પર છું." દુર્ગેશના સામું દ્રષ્ટિ કરીને ભારતસિંહે જણાવ્યું.

એક પછી એક દરબારીઓ ભારતસિંહ અને બિક્રમસિંહના મતને અનુમોદન આપી અપરાધીઓનો વધ કરનારા રજપૂતોનો પક્ષ કરી તેમને જે શિક્ષા કરવામાં આવે તે પોતાના શીર ઉપર વહોરી લેવા દુર્ગેશને વિનતિ કરવા લાગ્યા. આસપાસ ઉભેલા બીજા રજપૂતો અને નાગરિકોના મુખમાંથી પણ તેવા જ ઉચ્ચાર થતા સંભળાયા. પરસ્પરની હૃદયલાગણીઓ એકાકાર થઇ રહી. આ વિચિત્ર ઘટના જોઇને સુરજનસિંહ ભારે મુંઝવણમાં પડી ગયો. કયા નિશ્ચય ઉપર આવવું તેની તેને સૂજ પડી નહિ. મનમાં પ્રગટ થયેલા ક્રોધને કાબુમાં રાખી તે ગંભીર વિચાર કરવા લાગ્યો. એક તરફ પોતાની સત્તાનું ભારે અપમાન થયાનો સંકલ્પ રૂપી ગોળો તેના મનમાં પૂર્ણ જોશથી ઉછાળા મારી તેને ક્રોધાંધ બનાવી મૂકતો, તો બીજી તરફ વજ્ર સમાન પ્રબળ થયેલી લોકલાગણી રૂપ દીવાલ તે ગોળાના આઘાતને વ્યર્થ કરવા શક્તિવાન જણાતી. સભાસદો, બીજા રજપૂત સૈનિકો, તથા નાગરિકો તેના મુખમાંથી શું નીકળે છે તે સાંભળવાને તલપી રહ્યા હતા. તેવામાં રાજમહાલયના ઉપલા માળે અટારીમાં બેસી સભામાં બનતી હકીકતનું અવલોકન કરતી દુર્ગેશની પવિત્ર પત્ની ચંદાની એક દાસી તેનો સંદેશો લઇ ત્યાં આવી, અને સર્વે સભાસદોને ઉદ્દેશીને બોલીઃ—

"રણથંભોરના નિવાસીઓ, તમારી પૂજ્ય દેવીની શી ઇચ્છા છે તે સાંભળો. આપણા દુર્ગ ઉપર શત્રુએ કરેલા ભારે હુમલાને તમોએ તમારા બાહુબળ અને યુક્તિથી પાછો હઠાવ્યો છે, તેનો આનંદ પ્રદર્શિત કરવા આ સભા ભરવામાં આવી છે. તેથી તેની અંદર કોઇ પણ પ્રકારનો ખેદકારક બનાવ બનવા પામે એ કેટલું બધું અઘટિત છે ! ન્હારસિંહ અને ભૈરવસિંહે આપણા રાજ ઉપર મોટી આપત્તિ નાખવા ભયંકર કાવતરૂં રચ્યું હતું. તેનું ફળ

તેમને મળી ચૂક્યું છે, તે સર્વ રીતે યોગ્ય છે. તેઓ દેહાંત શિક્ષાને પાત્ર તો હતા જ, પરંતુ તેમ કરવા પહેલાં દુર્ગેશ મહારાજની આજ્ઞા લેવી જોઇતી હતી. પછી જ તેમના ઉપર તમારે શસ્ત્ર ચલાવવાનું હતું. અને તમે સર્વ યોદ્ધાઓ, રજપૂતો, અને નાગરિકો દુર્ગેશ મહારાજના આજ્ઞાંકિત છો, તેથી તેમની ઇચ્છાને અનુસરવું એ તમારો પરમ ધર્મ છે. જે રજપૂતોએ તેમની આજ્ઞા ઉપરાંત આ કાર્ય કર્યું છે, તેને અપરાધ માનવામાં આવતો હોય તો તેના બદલામાં બીજાને શિક્ષા કરવી એ કેવળ અધર્મ છે, અને એવો અન્યાય દુર્ગેશ મહારાજના હાથે કદાપિ થનાર નથી !"

દાસીનું આ ભાષણ સાંભળી સર્વ સભાજનો સ્તબ્ધ થઇ ગયા. દુર્ગેશના મનમાં પ્રગટ થયેલો ક્રોધનો ઉભરો ધીમે ધીમે શાન્ત થતો જણાયો. પાસે બેઠેલા યોદ્ધાઓને ઉદ્દેશીને તે કાંઇક બોલવા જતો હતો, તેવામાં લોકોના સમુદાયમાંથી અપરાધીઓનો વધ કરનારા પંદર વીસેક રજપૂતો દુર્ગેશના સન્મુખ આવ્યા અને તુર્ત જ શસ્ત્ર નમાવી વિનયપૂર્વક ઉભા રહ્યા. ન્હારસિંહ ઉપર શસ્ત્ર ચલાવવામાં બીજા રજપૂતો સાથે નાયક બારૂમલ્લ પણ પ્રથમથી જ હતો, તેણે પોતાના સાથીઓ તરફથી દુર્ગેશને વિનતિપૂર્વક કહ્યું:

"મહારાજ! ન્હારસિંહ અને ભૈરવસિંહનો આજ્ઞા ઉપરાંત વધ કરનારા અમે સર્વ આપના અપરાધી છીએ. રાજા અને પ્રજાના તેમણે કરેલા ઘોર અપરાધથી ક્રોધને વશ થઇ અમોએ આપ અસંતોષ થાઓ તેવું કૃત્ય આ સમસ્ત સભાના દેખતાં કર્યું છે. મહારાજની ઇચ્છામાં આવે તેવી શિક્ષા અમને કરો. અમે આપના આજ્ઞાંકિત સેવકો તે ખમવા કબૂલ છીએ."

શાન્તિ રૂપી જળ છાંટવાના ઉપચારો ઉપરાઉપરી થતાં દુર્ગેશના અંતરમાં ઉઠેલો ક્રોધ રૂપી અગ્નિનો ભભૂકો બુઝાઈ ગયો. તેની મુખમુદ્રા હવે શાન્ત જણાવા લાગી. રજપૂતોએ ક્રોધને વશ થઈ કરેલા યોગ્ય પરંતુ ઉન્મત્ત કાર્યની નમ્રપણે કબુલાત મળવાથી તથા તેની નજરમાં અપરાધી જણાતા તે રજપૂતો તેની આગળ શસ્ત્ર નમાવી વિનયપૂર્વક ઉભા રહેવાથી તેનું અંતઃકરણ દ્રવિત થયું. તોપણ સત્તાભિમાનની જ્યોત તેના અંગેઅંગમાં પૂર્ણ જોશથી ઝબકારા મારતી હોવાથી પોતાનું ગૌરવ જાળવી રાખવાનો મુખ્ય હેતુ લક્ષમાં લઇ બારૂમલ્લ વગેરે સામું સ્થિર દ્રષ્ટિ કરીને તે બોલ્યો :

"નિરંકુશ બનેલા અભિમાની રજપૂતો ! તમારા અપરાધની ક્ષમા હોઈ શકે નહિ, તથાપિ સર્વ સભાસદોના અતિ આગ્રહથી હું તમને બીજી કોઈ પણ પ્રકારની દૈહિક શિક્ષા કરવા ઇચ્છતો નથી, પરંતુ તમોએ હમણાં નીચાં નમાવેલાં શસ્ત્રો કે જેને મારી સમક્ષમાં જ અપરાધીઓ ઉપર મારી

આજ્ઞા વિરૂદ્ધ ઉગામી ઉપયોગમાં લીધાં હતાં, જેથી આ સભાનું તેમજ મારૂં મોટું અપમાન થયું છે એમ હું માનું છું; માટે તે સઘળાં તમારી પાસેથી છીનવી લઇ જપ્ત કરવામાં આવશે.”

સુરજનસિંહનો આ હુકમ સાંભળીને સર્વ સરદારો ગંભીર બની એકાએક સ્તબ્ધ થઇ ગયા. ભારૂમલ્લ અને અપરાધી તરીકે જાહેર થયેલા રજપૂતોના ઉપર એકાએક આફત તૂટી પડી હોય તેમ તેમની મુખમુદ્રા છેક ઝાંખી પડી ગઇ. દેહાંત શિક્ષાથી પણ શસ્ત્ર છીનવી લેવાની શિક્ષા તેમને વિશેષ ભયંકર લાગી. જનસમુદાયમાં બળાત્કારે શસ્ત્રવિહીન કરવામાં આવે તે કૃત્ય સૈનિકની કીર્તિને મોટા કલંકરૂપ મનાતું હતું. સર્વના આગ્રહથી શાન્ત થયેલો દુર્ગેશ તેમને આવી દૂષણરૂપ શિક્ષા કરશે એવો કોઇના મનમાં સંકલ્પ સુદ્ધાં પણ નહોતો. નીચી નજરે અપરાધી તરીકે ઊભા રહેલા રજપૂતોનું રક્ત આ શિક્ષા સાંભળીને ઉકળી જતું હતું. તેમના મુખ ઉપર ક્રોધ અને ગ્લાનિનો આવિર્ભાવ ખુલ્લી રીતે નજરે પડતો હતો, અને મનમાં અનેક પ્રકારની ગડમથલ થઇ રહી હતી. પોતાની આજ્ઞાનો અમલ કરવા સારૂ દુર્ગેશ બીજા શસ્ત્રબદ્ધ સૈનિકોને બોલાવવાની તજવીજ કરતો હતો, તેવામાં ભારૂમલ્લ કંઇક ક્રોધકંપિત અને દીલગીરી ભરેલા અવાજે ઉતાવળે બોલી ઉઠયો:—

“મહારાજ! આ તો મહા અનર્થ થાય છે. આપ અમારા કૃત્યથી અસંતુષ્ટ થયા હો તો ભલે, આપની તીક્ષ્ણ તલવારથી હમણાં જ અમારો શિરચ્છેદ કરી નાખો, પણ આજ દિન પર્યંત એક સૈનિક યોદ્ધા તરીકે જાળવી રાખેલી અમારી કીર્તિને કલંકિત ન કરો. રજપૂતનું ધન, જીવન, અને આબરૂ તેની વહાલી તલવાર છે. તેનું હરણ થતાં પહેલાં મૃત્યુ થાય તે અતિ ઉત્તમ છે. સિંહની મૂછ, ભોરીંગના માથા ઉપર પ્રકાશતો મણી, કૃપણનું ધન, અને સતી સ્ત્રી, એ ચાર વાનાં પ્રાણ જતાં સુધી પારકાને હાથ જતાં નથી, તેમ યોદ્ધાઓની તલવાર પણ તેના જીવનની સાથે જ જડાયેલી છે. આપને અમે અમારા માથાના મુકુટ માનીએ છીએ, અને આ પંડ પણ રાજ્યના જ અન્નથી પોષાયેલું છે, તેથી તેના ઉપર આપનો અધિકાર છે. પરંતુ અમારી પ્રાણથી અધિક વહાલી તલવાર કે જે આખા અંગમાં એક નાકરૂપે છે, તેના માલીક અથવા તો અધિષ્ઠાતા અમે છીએ. તેને જીવ જતાં સુધી પણ બીજાના હાથમાં જવા દઇશું નહિ.”

ભિષણ નાદથી ઉચ્ચારેલું ભારૂમલ્લનું આ ભાષણ સાંભળીને દુર્ગેશના ન્યાયને માટે સૌના મનમાં ભારે ખેદ ઉત્પન્ન થયો. ખુલ્લી રીતે તેઓ તેની નિંદા કરવા લાગ્યા. સઘળા રજપૂતોની આંખો ક્રોધથી રક્તવર્ણી થઇ ગઇ.

સભામાં અને પ્રેક્ષકોમાં મોટો કોલાહલ મચી રહ્યો. સૈનિકો પોતાનાં શસ્ત્રો સંભાળવા લાગ્યા. તેમની આ હીલચાલ ગંભીર રૂપ પકડશે એવી દર પળે ધાસ્તી પ્રગટ થવા લાગી. મામલો બગડી જવાની અણી ઉપર આવેલો જોઈ દુર્ગેશ છેક જ ઝાંખો બની દબાઇ જતો હોય તેમ જણાયું. તેની મર્યાદા અને સત્તાભિમાનનો નાશ થવાને હવે ઝાઝી વાર નહોતી, તેવામાં એક બીજી દાસી અંતઃપુરમાંથી દોડતી ત્યાં આવી, અને દુર્ગેશની સામું બે હાથ જોડીને નમનતાઇથી બોલવા લાગી:—

"મહારાજ ! દેવી આપને વિનતિ કરે છે કે કૃપા કરીને આ રજપૂતોનો અપરાધ ક્ષમા કરો. તેમની તેજસ્વી તલવારોમાં જ આપણું ગૌરવ સમાયેલું છે, તેથી તે તેમના હાથમાં અખંડિત રહેવા દો; અને આ સભાને ઘણો સમય વ્યતીત થયો છે, માટે તેને વિસર્જન કરી આપ મહાલયમાં પધારો."

દેવી ચંદાની ઇચ્છાને તત્કાળ અનુસર્યા સિવાય બીજો ઉપાય નહીં હોવાથી દુર્ગેશે સભા વિસર્જન કરવાની આજ્ઞા કરી; અને તેની નજરમાં મનાયેલા અપરાધીઓનાં શસ્ત્રો છીનવી લેવાનો ઉદ્દેશ પાર નહીં પડવાથી ધુંધવાયેલા ચહેરે તે ત્યાંથી ઉઠીને તુર્ત જ રાજમહાલયમાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૦ મું.

### દિવ્ય સ્વપ્નાભાસ.

સત્તાભિમાની સુરજનસિંહ જ્યારથી સભામાંથી માનભંગ થઇને પાછો ફર્યો હતો ત્યારથી તેને મુદ્દલ ચેન પડતું નહોતું. હજારો મનુષ્યોની વચમાં તેના હુકમની અવજ્ઞા થવાની સાથે હાથ નીચેના સઘળા સૈનિકો, નાગરિકો વિગરેને તે અપ્રિય થઇ પડયો હતો. તેનું દર પળે તેને સ્મરણ થઇ આવતાં રાત્રિ દિવસ તે પોતાના મનમાં મુંઝાયા કરતો. તેના અભિમાની સ્વભાવને લીધે ભારતસિંહ, બિક્રમસિંહ વગેરે શૂરા યોદ્ધાઓ પણ કેટલાક સમયથી કંટાળી ગયા હતા; અને તેનું ભવિષ્યમાં અનિષ્ટ પરિણામ આવવાનો ભય સુરજનસિંહ સારી પેઠે સમજતો હતો, છતાં પોતાના દુર્ગુણને ટાળવાનું ઔષધ તે કરી શકતો નહિ. અન્યના અવગુણ તે જોઇ શકતો હતો, પરંતુ પોતાના દોષનું અવલોકન કરવાનો તેના હૃદયમાં અવકાશ નહોતો. તે પોતાને સકળ ગુણ સંપન્ન સમજતો હતો. સત્તાનો મદ અને તોછડી વર્તણુંકને લીધે લોક-લાગણી દિન પ્રતિદિન તેની વિરૂદ્ધ જણાતી હતી, તેના કારણભૂત તરીકે

તે ભારતસિંહને માનવા લાગ્યો; અને તેની જ ઉશ્કેરણીથી હું લોકોની અપ્રીતિને પાત્ર થયો છું. એમ તેના મનમાં નિશ્ચય થઇ ગયો. જો કે ભારતસિંહ તેના અવિચારી કાર્યથી વારંવાર ખેદ પામતો, પરંતુ પોતાના ઉપર તેણે કરેલો ઉપકાર સંભારીને હમેશાં તેના હિતમાં જ તત્પર રહેતો; તથા તેને એક વડીલ તરીકે માન આપતો. છતાં દુર્ગેશના મન ઉપર તેની કાંઇ પણ અસર થતી નહોતી. સ્નેહ–શાન્તિને બદલે તેના અંતઃકરણમાં રાગ દ્વેષે સ્થાન લીધું હતું. દરેક યોદ્ધા' તરફ તે અવિશ્વાસની નજરથી જોતા હતો, અને ભારતસિંહને તો પોતાનો એક પ્રતિસ્પર્ધિ માનતો હતો. સૈન્યનો અધ્યક્ષ તેને નીમ્યા પછી હમણાં તે કાર્ય કરવા માટે પોતાના મનમાં તે પશ્ચાત્તાપ કરી રહ્યો હતો. દુર્ગમાંથી તેને ખસેડવાના રાત્રિદિવસ તેણે સંકલ્પ કરવા માંડયા હતા. ખુલ્લી રીતે તેને ત્યાંથી એકદમ રજા આપી દેવાને તે કોઈ કોઇ સમયે નિશ્ચય કરી દેતો, પરંતુ તેમ કરવામાં કેટલીક મુસ્કેલીઓ આડે આવવાનો સંભવ હોવાથી તેનો કરેલો નિશ્ચય પાછો નિરાશાના રૂપમાં ફેરવાઇ જઇ તૂટી પડતો. દુર્ગ ઉપર હલ્લો લાવનારા મોગલો એક વાર હાર ખાઈ પાછા હઠયા હતા, પરંતુ પોતાની એ હારનો બદલો લેવાનો તેમનો સંપૂર્ણ નિશ્ચય હોવાથી નાહિંમત નહીં થતાં દુર્ગથી થોડે દૂર પ્રથમ જ્યાં તેમની છાવણી હતી ત્યાં જ તેઓ પડયા હતા; અને વિજય પ્રાપ્ત કરવાના ઉદ્યોગમાં તેઓ ફરી ભારે પ્રયત્નથી મચી રહ્યા હતા. તેથી દુર્ગેશ હજુ તેમના તરફના ભયથી મુક્ત થયો નહોતો. બીજી તરફ સર્વ સૈનિકો વગેરે ભારતસિંહને ભારે માન અને સ્નેહની લાગણીથી જોતા હોવાથી તેને એકાએક સૈન્યમાંથી ખસેડવામાં આવે તો મોટો બખેડો થવાનો ભય હતો. વળી સાર અસારને સમજનારી ચતુર ચંદા યુક્તિએ યુક્ત ઉપદેશામૃતનું સિંચન કરી દુર્ગેશના મનમાં ભરાયેલી દુષ્ટ વાસનાઓ ટાળવા વારંવાર પ્રયત્ન કરી ભારતસિંહને નિર્દોષ સિદ્ધ કર્યા જતી હતી. આવાં કારણોથી તેને દૂર કરવાની ધારણામાં દુર્ગેશ ફાવી શકતો નહોતો. તથાપિ અંતરમાં તેના ઉપર ગુપ્ત દ્વેષ રાખી હમેશાં મુંઝાયેલો રહેતો. આ સઘળું ભારતસિંહ પોતાના મનમાં જાણતો હતો. તેથી દુર્ગ ત્યજી ચાલ્યા જવાનો કોઇ કોઇ સમયે તે સંકલ્પ કરી દેતો. પરંતુ દુર્ગ ઉપર આવી પડેલી આપત્તિનો વિચાર કરી પોતાની પવિત્ર ભગિનીના આગ્રહને લીધે જ ત્યાં અનિચ્છાએ તે રહ્યો હતો. તેની ભગિની ચંદા એક સાચી વીરાંગના હતી. શુદ્ધ ક્ષત્રાણિનું પવિત્ર રક્ત તેની રગેરગમાં ઉછળતું હતું. જેવી તે સત્ય શિયળરૂપ હતી, તેવીજ રાજનીતિજ્ઞ પણ હતી. જે દિવસે સભા ભરાઇ હતી તે દિવસે પોતાના પતિની મર્યાદા તુટી જવાનો સમય નજીક આવેલો જોઇ સમયસૂચકતા વાપરીને જ

તેણે સ્વામીને સભામાંથી બોલાવી લીધો હતો, અને ઘણાં મિષ્ટ વચનોથી તેનો ક્રોધ સમાવી દીધો હતો. તે સદ્‌ગુણ સંપન્ન દેવીના શિયળનો, વિનયનો, અને શૌર્યનો એટલો તો પ્રભાવ હતો કે રાજ્યના સર્વ સૈનિકો, યોદ્ધાઓ તથા નાગરિકો તેને દેવીના નામથી સંબોધતા અને દુર્ગની અધિષ્ઠાતા શક્તિ સમાન તેના તરફ પૂજ્યભાવ દર્શાવતા. દુર્ગેશ પોતે પણ તેના અલૌકિક પ્રભાવને જાણતો હોવાથી હમેશાં તેને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરતો. સામાન્ય રીતે કોઇ પણ તેના વચનનું ઉલ્લંઘન કરવા હીંમત કરતું નહિ.

દુર્ગેશના મનમાં દ્વેષભાવ પ્રબળ હોવા છતાં ભારતસિંહ તેની દરકાર કર્યા શિવાય દુર્ગરક્ષાના કાર્યમાં હમેશાં દૃઢ મનથી મચ્યો રહેતો હતો. જો કે શત્રુઓ હમણાં હાર ખાઇને હઠી ગયેલા હોવાથી તે વિષે તેના મનમાં કંઇક નિશ્ચિંત હતી, તથાપિ ફરીથી તેમનું આક્રમણ થવાનો ભય હતો; તેથી તેમને પહોંચી વળવા તેણે પ્રથમથી કરેલી યોજનાઓ ખંડિત થવા દીધી નહોતી. તેની સૂચના મુજબ રાત્રિ દિવસ કિલ્લા ઉપર વિશ્વાસુ પહેરેગીરો જાગૃત રહેતા, અને બીજા સૈનિકો પણ પોતાને સોંપેલું કાર્ય ઉત્સાહથી કર્યા જતા હતા. રાજમહાલયની સામેના ભુવનમાં પ્રથમથી જ તેણે નિવાસ કરેલો હતો. ત્યાં પ્રભાવતી પણ ઘણુંખરૂં તેની સાથે જ રહેતી હતી. ક્ષત્રિય રીતિ અનુસાર તેમનાં ગાંધર્વ લગ્ન થયાની વાત સઘળે પ્રસિદ્ધ થઇ ગઇ હતી, તેથી પ્રેમી યુગલને દંપતિ ભાવે રહેવામાં કોઇ પ્રકારનો અંતરાય નહોતો. એક દિવસે પ્રભાતે ભારતસિંહ પોતાના નિત્યકર્મથી મુક્ત થઇ ચિંતાતુર મુખે શયનગૃહમાં બેઠો હતો, તેવામાં પ્રભાવતી તેની સન્મુખ આવીને પૂછવા લાગી: " હૃદયનાથ ! આજ આપ ચિંતાતુર કેમ જણાઓ છો ? "

ભારતસિંહે મંદહાસ્ય કરી પ્રતિ ઉત્તર આપ્યો:–" સુંદરી ! ચિંતાનું વાદળ માનવ માત્રના ઉપર છવાઇ રહેલું છે. જેને ચિંતા નથી તે માનવ નહિ, પણ સાક્ષાત મુક્ત છે, કાં તો કેવળ બુદ્ધિ વિનાનો મહા મૂર્ખ છે ! માનવકોટિમાં જન્મ લેનારને થોડી અગર ઘણી ચિંતા તો ખરી જ."

" પણ આપ હમણાં કયા પ્રકારની ચિંતામાં નિમગ્ન છો તે જ જાણવાની મારી ઇચ્છા છે. "

" દુર્ગેશ મારા ઉપર વિના કારણે દ્વેષ રાખે છે તે તું જાણે છે, અને તેના પરિણામે આપણે દેશત્યાગ કરવો પડશે. "

" બસ, એજ આપની ચિંતાનું કારણ ? વ્હાલા ! આખું રાજસ્થાન પડયું છે. જ્યાં જઇશું ત્યાં આપણો જ દેશ છે. રજપૂત યોદ્ધાનું દરેક સ્થળે સન્માન થશે. આપ એવી નિર્માલ્ય ફીકર શા માટે રાખો છો ? " પ્રભાવતીએ ઉત્સાહી વચનો સંભળાવ્યાં.

"એ વાતની મને ઝાઝી ચિંતા નથી, પરંતુ ગઇ રાત્રિએ સ્વપ્નમાં મેં એવો વિચિત્ર બનાવ જોયો છે કે તેનું સ્મરણ કરતાં મને કાંઇક વિપરીત પરિણામનો ભાસ ઉત્પન્ન થતો જાય છે. વળી આપણા દેશમાં ચાલતી દંતકથાઓ પ્રમાણે અનિષ્ટ પરિણામને સૂચવનારૂં મારૂં વામ અંગ વારંવાર ફરકે છે. જો કે એવા વહેમને હું મારા હૃદયમાં સ્થાન આપતો નથી, તથાપિ કોણ જાણે કેવા કારણથી મારી ચિંતા હું દૂર કરી શકતો નથી, તે મને સમજાતું નથી!" ભારતસિંહે પ્રતિઉત્તર આપ્યો.

પ્રભાવતીએ પ્રશ્ન કર્યો: "એવું દુઃસ્વપ્ન શું હતું તે સ્પષ્ટ કહેશો?"

"જેટલું મારા જોવામાં આવ્યું છે, તથા જેટલું યાદ રહ્યું છે તે સઘળું અક્ષરે અક્ષર મેં મારી નોંધપોથીમાં લખી રાખ્યું છે, અને તે જ હું તને હમણાં સ્પષ્ટ રીતે કહી સંભળાવું છું. ગઈ રાત્રિએ હું ભરનિદ્રામાં હતો, તે સમયે એક દિવ્ય સ્વરૂપવાન સુંદરી આકાશ માર્ગેથી ઉતરી એકાએક મારી સન્મુખ આવી ઉભી. તેનું અપાર તેજ અને અલૌકિક રૂપ જોતાં જ મારાં નેત્રો અંજાઇ ગયાં. એક પણ શબ્દ ઉચ્ચારવાની તક આપ્યા વિના એકદમ મને શય્યામાંથી ઉંચકી તે આકાશ માર્ગે ચાલી. અબળા હોવા છતાં તેણે મારા ઉપર વાપરેલા અમાનુષિક બળથી મારી ખાત્રી થઇ કે તે સાક્ષાત્ દેવી હતી. મારા ગભરાટનો તે સમયે પાર નહોતો, તેથી એક પણ શબ્દ બોલવા હું શક્તિવાન થયો નહીં. તે સુંદરીએ મને અદ્ધર ઉચકી દક્ષિણ તરફનો રસ્તો લીધો. અપાર વેગથી તે આકાશમાં ઉડતી હોવાથી તેના હાથમાં હું છેક બેભાન જેવો થઇ ગયો, તેથી માર્ગમાં શું બન્યું તેની મને ખબર રહી નથી. કેટલીક પળના અંતરમાં અમારો આકાશી પ્રવાસ પૂરો થયો, અને બેશુદ્ધિમાંથી જાગૃત થતાં મને જણાયું કે એક વિશાળ સુંદર શહેરના એક અતિ રમ્ય ભુવનમાં હું ઉભો હતો. આસપાસ દ્રષ્ટિ કરતાં પેલી સુંદરી મારી પાસેથી અદ્રશ્ય થયેલી જણાઇ! હું કયા નગરમાં અને કોના ભુવનમાં આવી ચડ્યો છું, તે જાણવાને એ રમ્ય આવાસમાં ચારે તરફ દ્રષ્ટિ ફેરવી તો સુવર્ણ અક્ષરે એક ભીંત ઉપર લખેલો લેખ મને જણાયો. તેમાં લખ્યું હતું કે "**लंका नगरी । महासती सुलोचनानुं धाम.**" આ આ શબ્દો વાંચતાં જ હું સાનંદાશ્ચર્યમાં ડૂબી ગયો. પણ થોડીવારમાં મારા મનને એક પ્રકારની ચિંતા થવા લાગી, અને તે એવી કે આર્યાવર્તના પરમસતીના પવિત્ર ધામમાં મેં પ્રવેશ કર્યો છે, તેથી તેનું પરિણામ કોણ જાણે કેવું આવશે. આ ચિંતાથી મારૂં હૃદય ક્ષણે ક્ષણે ધબકારા મારતું હતું. મારા દેશથી હજારો ગાઉને અંતરે આવેલા અજાણ્યા પ્રદેશમાં અને અજાણ્યા આવાસમાં મારી નિર્દોષતા સિદ્ધ કરવામાં સાક્ષિભૂત બને તેવું મને ઉપાડી

લાવનાર પેલી સુંદરી વિના કોઇ નહોતું, પરંતુ તે તો મને ત્યાં એકલો મૂકીને અદ્રશ્ય થઇ ગઇ હતી; તેથી હવે જેમ તેમ કરી મનને ધીરજ આપ્યા સિવાય બીજો ઇલાજ નહોતો. મહેલના ખૂણાની એક અગોચર બાજુએ હું છૂપાઇ બેઠો, અને જે બને તે ગુપ્ત રીતે જોયાં કરવાનો મેં મારા મન સાથે ઠરાવ કર્યો. મહેલમાં ગોઠવેલી દિવ્ય વસ્તુઓ જોતાં મારા મનને તૃપ્તિ થતી નહોતી, તેથી થોડીવારમાં સ્વદેશ મને વિસારે પડયો, અને મારા ઉપર પડેલી ઓચિંતી આફત હું ભૂલી ગયો.

"સઘળું ધ્યાનપૂર્વક તપાસવામાં મારૂં ચિત્ત પરોવાયેલું હતું, તેવામાં સતીના એકાંત ઓરડામાંથી ઝાંઝરનો ઝણુકાર મારા કાનમાં આવી અથડાયો; તે સાંભળીને મારૂં આખું શરીર રોમાંચિત થયું. મહાસતીની દ્રષ્ટિએ પડવાથી તેના કોપને પાત્ર થઇ કદાચ ભસ્મીભૂત થવાનો પ્રસંગ આવી લાગશે એમ મને જણાયું. મારી હિંમત કંઇક તૂટવા માંડી, અને મને ત્યાં ઉપાડી લાવનાર પેલી સુંદરી વિષે મેં વિરૂદ્ધ મત બાંધ્યો. વિના કારણે અહીં ઉચકી લાવી મારો વિનાશ કરવાની તેની ઇચ્છા છે એમ મને લાગ્યું, અને નિયમિત થયેલું ચિત્ત પાછું ચગદોળે ચડયું.

"કેટલાક તર્કવિતર્ક થયા પછી થોડી વારે મારા મનને સ્થિરતા પ્રાપ્ત થઇ, અને ધીરજથી મેં નિશ્ચય કર્યો કે ગમે તેમ થાઓ, પરંતુ મહાસતીના દર્શનથી મારો આ લોક અને પરલોક બન્ને સિદ્ધ થશે. આ વિચારથી હું નિર્ભય બની કેટલીક દિવ્ય વસ્તુઓનું અવલોકન કરવામાં ગુંથાયો. તેવામાં મને ત્યાં ઉચકી લાવનાર પેલી દિવ્ય સુંદરી પ્રગટ થઇ મારી પાસે આવી, અને જે સઘળું થાય તે ધીરજ રાખી જોવા તથા સાંભળવાનું ગિર્વાણુ ભાષામાં મને સૂચવતી ગઇ. મહાસતીના શ્રાપનો હવે મને મુદ્દલ ભય રહ્યો નહિં; કેમકે મને નિર્દોષ સિદ્ધ કરનારી પેલી સુંદરી મારી પાસે છે, એમ મેં જાણી લીધું.

"તે સમયે મહેલના એક ઓરડામાંથી સખીઓ સાથે મહાસતીનો શિયળવ્રત સંબંધી ચાલતો સંવાદ મારા સાંભળવામાં આવ્યો. મારી અને મહાસતીના વચ્ચે એક મણીમય ભીંતનો અંતરપટ હોવાથી તેના મુખમાંથી નીકળેલા પૂરેપૂરા શબ્દો સાંભળવા હું ભાગ્યશાળી થયો નહિં; તથાપિ જે કાંઇ થોડું ઘણું મેં સાંભળ્યું તેનો ભાવાર્થ એવો હતો કે "શિયળનું પ્રાણુની પેઠે રક્ષણુ કરે તે જ સતી છે." "પત્નીનો પ્રભુ પતિ છે." "પ્રેમદાની પતિભક્તિ વિના ગતિ છે જ નહિ." "ભામિનીનું ભારેમાં ભારે આભૂષણુ માત્ર શિયળ છે." "શિયળ એજ અબળાનું અપાર ઐશ્વર્ય અને બળ છે." વગેરે અપાર બોધક શબ્દો મહાસતીના મુખમાંથી નીકળતા હતા. આવો

અનુપમ ઉપદેશ સાંભળી મારા મનની ઊર્મિઓ એકાએક ઉછળી આવી, અને તુર્ત જ તેનાં દર્શન કરી તેના પવિત્ર ચરણની રજ શીર ઉપર લેવા હું તેના અવાસ તરફ ધસ્યો ! એવામાં મને ઉચકી લાવનાર પેલી સુંદરી પાછી એકાએક પ્રગટ થઈ, અને મને આગળ વધતાં અટકાવ્યો. જે જગાએ હું બેઠો હતો ત્યાં જ બેસી રહેવાનું તેણે મને સૂચવ્યું. તેની એ આજ્ઞા માન્યા સિવાય મારો છૂટકો નહોતો, તેથી હું પાછો ફરીથી મારા મૂળ સ્થાને ભરાઈ બેઠો.

"થોડીવારે એ મહાસતીના ઓરડામાંથી દિવ્ય વાજીંત્રના મધુર સૂરો સંભળાવા લાગ્યા, અને ભૈરવી ગઝલનો આલાપ શરૂ થયો. તારા સહવાસને લીધે સંગીતનો હું શોખીન બનેલો હોવાથી મારી સર્વ વૃત્તિઓ તે તરફ તદાકાર થઈ ગઈ; અને મહાસતીના મુખથી ગવાયેલું એ સંગીત પૂરેપૂરૂં સાંભળી જેટલું યાદ રહ્યું તેટલાની આજ પ્રભાતમાં મેં નોંધ કરી લઈ મુખપાઠ કર્યું છે, તે આ પ્રમાણે હતું:—

"પતિના પ્રેમમાં રીઝે ભલી તે ભામિની છે;
"શિયળવૃક્ષે વારિ સીંચે નહીં તો નામની છે. પતિ.
"પ્રભુ માની પતિને સેવતી સ્નેહે સદાયે;
"ઝબુકે જગતમાં જેના પ્રકાશે જામની છે. પતિ.
"ક્ષમા શાન્તિ સમા સદ્‌ગુણથી શોભી રહેલી;
"મલપતી આર્ય મહિલા એ નિવાસી ધામની છે. પતિ.
"કૃપાળુ કામની જેવી રમા શ્રીરામની છે;
"કળાતી અન્ય તે કુલટા, કશાએ કામની છે ? પતિ."

"સંગીતની તમામ કડીઓ મારા હૃદયમાંથી સોંસરી આરપાર નીકળી ગઈ. લગભગ દીવાના જેવી દશામાં ભુજંગની પેઠે હું ડોલવા લાગ્યો. મારૂં તન, મન અને ધન, એ મહાસતીના ચર્ણારવિંદમાં જઈ ચોંટયું. માતૃવાત્સલ્ય ભાવથી પ્રેમના આવેશમાં ફરી હું મારી બેઠક ઉપરથી એકદમ ઉભો થયો, અને પેલી સુંદરીની આજ્ઞા વીસરી જઈ પાછો સતીના અવાસ તરફ દોડયો ! આ સમયે મને ત્યાં જતાં કોઈએ રોકયો નહિ, તેથી તુરત જ હું તેના અવાસમાં દાખલ થયો. અને ત્યાં સૂર્યને પણ સ્થંભાવી રાખે એવી અદ્‌ભુત સ્વરૂપવાન તથા પ્રકાશમાન મહાસતી સુલોચનાની સુંદર મૂર્તિ મેં જોઈ. મારાં બન્ને નેત્રો પાછાં તુર્ત જ અંજાઈ ગયાં, અને એ અદ્‌ભુત પ્રકાશ આગળ ઉભો રહેતાં શરીર સ્થિર નહીં રહેવાથી તમ્મર ખાઈ હું નીચે પડી ગયો.

"આવી બેશુદ્ધ સ્થિતિમાં કેટલીક વાર હું ત્યાં પડી રહ્યો તેની મને

ખબર રહી નથી. પણ પછીથી જ્યારે શુદ્ધિમાં આવ્યો, ત્યારે આસપાસ દૃષ્ટિ કરી મેં જોવા માંડયું તો તે અદ્દ્ભુત રચનાવાળી લંકા નગરી, મહાસતી, તથા તેની સર્વ સખીઓ, અને તેનો મહેલ, એ સર્વ અદ્રસ્ય થયેલાં જણાયાં. હમણાં જે સ્થળે હું ઉભો હતો તેની એક બાજુએ સમુદ્ર ઘૂઘવાટા કરી રહ્યો હતો, અને આ સ્થળ ભયંકર રણભૂમિ હોય એમ જણાતું હતું, કેમકે હજારો અસૂરો તથા નર વાનરોનાં મુડદાં ત્યાં પડેલાં હતાં, વધારે અવલોકન કરતાં જણાયું કે હમણાં આ સ્થળે રામ રાવણનું યુદ્ધ ચાલે છે, તેજ આ ભૂમિ છે. આ સ્થાનમાં મારો પ્રવેશ થયા પછી હું મનમાં ગભરાવા લાગ્યો, તો પણ હીંમત રાખી તે રણભૂમિાં ઉભો રહ્યો. ભયાનક રીતે ચીરાઇ ગયેલાં શબોને જોતાં મને કમકમાટ ઉત્પન્ન થતો હતો, તેથી મેં ત્યાંથી આગળ વધવાનો વિચાર કર્યો, પરંતુ મારા બન્ને પગ જાણે ત્યાં જ જડાઇ ગયા હોય એમ મને લાગ્યું. આ રણભૂમિમાં કોઇ માનવ કે દેવ દાનવ ગતિ કરતો મને જણાતો નહોતો, તેથી શું કરવું અને કોને પૂછવું તેની મને સમજ પડી નહિ. આખરે અકળાઇને તે યુદ્ધના અધિષ્ટાતા શ્રી રામચંદ્રજીનુ મેં સ્મરણ કર્યું. તેના પ્રભાવે ઓચિંતી ગગનભેદક ગર્જના થવાની સાથે એક પ્રચંડ પરાક્રમી પુરૂષ રણભૂમિમાંથી એકાએક પ્રગટ થયો, અને મારી પીઠ થાબડી મને ધીરજ આપી અદ્ધર ઉચકી લઇ આકાશ માર્ગે ઉડયો. પળ વારમાં અમે તે રણભૂમિ નજીક આવેલા એક પર્વતની ગુફા આગળ જઇ પહોંચ્યા. ત્યાં એક અગોચર ઠામમાં પેલા પ્રચંડ પુરૂષે મને મૂકી દીધો, અને એ જગોએથી આગળ ન વધવાની આજ્ઞા આપી તે અંતર્ધ્યાન થયો. આ સમયે હું કયાં અને કયા સ્થળે છું તે જાણવાની મને જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. તેવામાં એક વિશાળ વૃક્ષના મધ્યમાં સૂર્ય સમાન પ્રકાશિત દિવ્ય અક્ષરોથી લખેલો લેખ નજરે પડયો. તેમાં લખ્યું હતું કે **"सुवेलु." "एकपत्नीव्रतधारी श्रीरामचंद्रजीनुं निवासस्थान !"** આ વાક્ય વાંચીને મારા અંગેઅંગમાં આનંદનો ઉદધિ ઉભરાવા લાગ્યો. પૃથ્વીમાં પ્રભુ તરીકે પૂજાયેલા એકપત્નીવ્રતધારી શ્રી રામચંદ્રજીને મારી સમીપે વસેલા જાણી તેમનાં દર્શનથી કૃતાર્થ થવાની આશામાં મેં થોડીક પળો વ્યતિત કરી. પેલી સુંદરી તથા પેલા પ્રચંડ પુરૂષનો હું ખરા અંતઃકરણથી ઉપકાર માનવા લાગ્યો. હવે મને સમજાયું કે મારા ઉપર પ્રભુની કૃપા છે. સ્વદેશ અને સગાં સંબંધીને હું તત્કાળ વિસરી ગયો, અને તેની સાથે મારા મનમાં અનેકાનેક દિવ્ય ભાવનાઓ જન્મ પામી.

"લંકામાં મહાસતીનાં દર્શન થયા પછી આ સ્થળે શ્રી રામનાં દર્શન કરવાની મારી અંતરવૃત્તિઓ એકાએક ઉછળી આવી, અને મારા સ્થાન

ઉપરથી હું ચલાયમાન થતો હતો તેવામાં પેલા પ્રચંડ પુરૂષની આજ્ઞા મને યાદ આવી, તેથી તેનો ભંગ ન કરવાના હેતુથી મહાપ્રયત્ને ઉછળેલી ઉર્મિઓને દબાવી રાખી હું પાછો મારી બેઠક ઉપર બેઠો. મારા એ સ્થાનની નજીકમાં જ શ્રી રામ પોતાના સેવકો સાથે બિરાજેલા હતા. તેમની અને મારી વચ્ચે એક કાષ્ટ કોટનો અંતરપટ હોવાથી તેમની અલૌકિક મૂર્તિ નિરખવાને હું ભાગ્યશાળી થયો નહિ, પરંતુ તેમના મંડળમાં થતી વાતચિત હું સ્પષ્ટ રીતે સાંભળી શકતો હતો. વધુ અવલોકન કરતાં તુર્ત જ મને જણાયું કે સુવેલુ પર્વતની આ ગુફા છે, અને શ્રી રામ લંકા નગરી જીતી રાવણનો નાશ કરવા અત્રે પધારેલા છે. તેમની સભામાં આ સમયે બ્રહ્મચર્ય અને એકપત્નીવ્રત્ત સંબંધી સંવાદ ચાલતો હતો. અને શ્રી રામ સ્વમુખે તેનું પ્રતિપાદન કરતા હતા. તે અમૂલ્ય વાક્યો આ પ્રમાણે હતાંઃ—

"પુરૂષની પ્રભા વધારનાર માત્ર બ્રહ્મચર્ય છે, અને તે સર્વથી શ્રેષ્ઠ
"છે. બ્રહ્મચર્યના બળવાળો પુરૂષ આખું ભૂમંડળ ડોલાવી નાખવા સમર્થ
"છે. બ્રહ્મચર્યનો પ્રભાવ જેટલો વર્ણવીએ તેટલો થોડો છે. બ્રહ્મચર્ય સા-
"ચવી જાણનાર મનુષ્ય, મનુષ્ય નહિ પરંતુ આ દુનિઆનો દેવ જ છે."

"આ ઉપદેશ સાંભળી હું મારા મનમાં અપાર આનંદિત થવા લાગ્યો, એવામાં એક મોટા પર્વતને પુચ્છે બાંધી આકાશ માર્ગેથી ઉડી આવતા મારૂતીને મેં જોયા. તેમનું આવું અદ્દભુત બળ અને ભવ્ય આકૃતિ જોતાં હું વિસ્મય પામી ગયો, અને દૂરથી તેમને મસ્તક નમાવી તેમનાં પવિત્ર સ્તોત્ર ઉચ્ચારવા લાગ્યો. શ્રી રામના આ મહાન્ ભક્ત ઉપર મને એટલો બધો ભક્તિભાવ પ્રગટ થયો કે જો તે મારી નિકટમાં હોત તો હું તત્કાળ તેમનાં ચરણમાં જઇ પડત, અને કૃતાર્થ થાત. પરંતુ મારો એ ભાવ મનમાં ને મનમાં રહી ગયો. પુચ્છે બાંધેલા પર્વત સહિત મારૂતી આકાશ માર્ગેથી ઉતરી શ્રી રામના પાસે પહોંચી ગયા. તેણે મને દીઠો હોય એમ જણાયું નહિ. આ અતુલ બળધારી મારૂતીનાં દર્શન કર્યા પછી મને તેમના અલૌકિક બળ વિષે વિચાર થવા લાગ્યા. શ્રી રામચંદ્રજીના મુખેથી સાંભળેલા ઉપદેશ પ્રમાણે મેં ધારી લીધું કે આ સઘળું બળ બ્રહ્મચર્યનું છે, અને શ્રી રામની કૃપાથી પ્રાપ્ત થયું છે. ગુપ્તપણે તેમના થયેલા દર્શનથી પણ મેં સંતોષ માની લીધો અને હવે નવીન ચમત્કાર શું નિરખવામાં આવશે તેના વિચારમાં ગુંથાયો.

"એકાએક થતો ઘંટનાદ સાંભળી મારા કાન મેં તે તરફ માંડી દીધા, અને વિચારનાં વમળ તત્કાળ તૂટી ગયાં. સર્વ સેવકો તથા સૈનિકો શ્રી રામચંદ્રજીની આરતી ઉતારવા લાગ્યા. મને પણ એ ભક્ત મંડળીમાં ભળી

જવાને ઘણું મન થયું, તથાપિ પેલા પ્રચંડ પુરૂષની આજ્ઞા મારા એ વિચારની આડે આવી. એ આજ્ઞા તોડવાથી વખતે વિપરિત પરિણામ આવે, અને આવા અતિ પવિત્ર સ્થાનથી હું ભ્રષ્ટ થાઉં, એવો મને ભય ઉત્પન્ન થયો; તેથી તે મંડળીમાં ઘૂસી જવાનું મેં સાહસ કર્યું નહિ, અને શું બને છે તે જોવાનો તથા સાંભળવાનો નિશ્ચય કર્યો. એવામાં એક મહામુનિ અંતરીક્ષ માર્ગેથી ત્યાં આવી પહોંચ્યા, અને શ્રી રામના નિવાસસ્થાનમાં તેમણે પ્રવેશ કર્યો. તેમના હાથમાં સુંદર વીણા હતી. તેમાંથી કાનને મધુર લાગે તેવા અતિ ઉત્તમ સૂરો નીકળતા હતા. શ્રી રામની સન્મુખ જઇ તેમણે પોતાની સંગીતકળા પ્રગટ કરી તેમને રિઝવવાનો પ્રયત્ન કરવા માંડયો. મહામુનિનો વેષ અને વાદ્ય ઉપરથી મેં અટકળ કરી કે તેઓ નારદ હતા. થોડીવારે તેમના રસાલ કંઠમાંથી ભૈરવી ગઝલના સૂરમાં નીકળેલી કડીઓ વાદ્યતંતુ સાથે મિશ્રિત થયેલી આ પ્રમાણે મારા સાંભળવામાં આવી:—

" ધરે જે એક પત્નીવ્રત પ્રતાપી પૂર્ણ તે છે;
" પડેલો પુણ્યના પુંજે પ્રભુને શર્ણ તે છે. ધરે.

" અહો ! એ વીરના પુણ્યે વસુધા સ્થીર ભાસે;
" સુવિખ્યાતા સુવર્ણોમાં ખરૂં સુવર્ણ તે છે. ધરે.

" પુરો એ પુણ્યશાળી, વિસ્તરે કીર્તિ વિશાળી;
" ગણેલું તીર્થ ગંગા કે વળી ગૌકર્ણ તે છે. ધરે.

" સદા શીલવંત સુંદર વર્ણથી મન હર્ણ તે છે;
" બની બળવંત એ બળથી ધ્રુજાવે ધર્ણ તે છે. ધરે.

" મધુર આલાપ સહિત મહામુનિએ ઉચ્ચારેલું આ ગાન સાંભળી હું કેવળ સ્તબ્ધ બની ગયો. તેમનાં બોધક વાકયોએ મારા મન ઉપર વિદ્યુત્‌ના જેવી અસર કરી. એ મધુર અને મનમોહક ધ્વનિ આખા વનમાં પ્રવેશી પ્રત્યાઘાત કરતો હોય એમ જણાયું. સર્વ સભામાંથી " ધન્ય છે ! ધન્ય છે ! " એવા શબ્દો ઉપરા ઉપરી સંભળાવા લાગ્યા. આ બધું જોતાં—સાંભળતાં હું દિવ્યલોકમાં બેઠો હોઉં એવો આભાસ મારા અંતરમાં થવા લાગ્યો. એવામાં આકાશમાં મોટો કોલાહલ થતો સંભળાયો. ઉંચી દૃષ્ટિ કરી જોઉં છું તો અનંત પ્રકાશની વચ્ચે સેંકડો વિમાનો મેં સ્થિર ઉભેલાં જોયાં. દુંદુભીનો નાદ કરતા દેવતાઓ તેમાંથી ઉતરવા લાગ્યા. સૌએ શ્રી રામની સભામાં પ્રવેશ કર્યો. આવી અલૌકિક સભામાં શ્રેષ્ઠ આસને વિરાજમાન થયેલા શ્રી રામને નજરો નજર નિરખી નેત્ર તૃપ્ત કરવાની મારી ઉર્મિઓ પાછી ઉછળી આવી. પેલા પ્રચંડ પુરૂષની આજ્ઞા હું વિસરી ગયો.

૧૧

પ્રેમઘેલી અવસ્થામાં તત્કાળ હું તે સભા તરફ ધસ્યો. તેવામાં કાનના પડદા ફાટી જાય તેવી ભયંકર ગર્જના સંભળાઇ, અને અંતરમાં તેના થયેલા આઘાતથી હું પાછો મૂર્છિત થઇ ધરણી ઉપર ઢળી પડયો.

"આવી અવસ્થામાંથી કેટલીક વારે મને ચૈતન્ય પ્રાપ્ત થયું, અને ઉઠીને આસપાસ જોવા લાગ્યો, તો એક ભયંકર સ્મશાન મારી દ્રષ્ટિએ પડયું ! શ્રી રામ અને તેમની અલૌકિક સભા અંતર્ધ્યાન થયેલી મને જણાઇ. જે સ્થળે હું મૂર્છિત થઇ પડયો હતો તે સ્થાન પણ બદલાઇ ગયું હતું. મારી આસપાસ વિશાળ સમુદ્ર ગર્જના કરી રહ્યો હતો. આવા ભયાનક સ્થળે આવી પડવાનું કારણ પેલા પ્રચંડ પુરૂષની તોડેલી આજ્ઞાનું પરિણામ હોય એમ મને લાગ્યું, અને તેને માટે હું મારા મનમાં મોટો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મારી પૂંઠે થતો કોલાહલ સાંભળી મેં તે તરફ દ્રષ્ટિ કરી જોયું તો મહાસતી સુલોચના પોતાના મૃત્યુ પામેલા સ્વામીનું શબ હાથમાં ધારણ કરી ગંભીરપણે ઉભી હતી. પાસે એક ભયાનક ચિતા સળગતી હતી. આવો ચિત્તવેધક દેખાવ જોઇને મારૂં હૃદય ચિરાઇ જતું હોય એમ મને લાગ્યું. એક બાજુએ મહાસતીની સખીઓ ઉભી ઉભી આક્રંદ કરતી હતી. મરણ પામેલા સ્વામીને કાલાંઘેલાં પ્રેમ વચનો સંભળાવતી મહાસતીના નેત્રમાંથી ખરતાં અશ્રુબિંદુ મેં જોયાં. આથી તો તત્કાળ મારૂં આખું અંગ શિથીલ થઇ ગયું, અને એ અશ્રુબિંદુઓને બદલે મારા અંગમાંથી લોહીનો ઝરો વહયો હોત તો હું તેની થોડી જ દરકાર કરત. તુર્ત જ મહાસતીએ મોહનો ત્યાગ કર્યો, અને સર્વને શુભાશિર્વાદ સંભળાવ્યો. મરણ પામેલા સ્વામીના મુખને નિહાળી મહાસતીએ તેનું ધ્યાન કર્યું; અને હસતાં હસતાં પ્રગટાવેલી ચિતામાં પતિ સહિત પ્રવેશ કર્યો. મહાસતીનું હસવું જોઇને મારા તો હોઠ જ સૂકાઇ ગયા, અને બન્ને આંખોમાંથી ચોધાર અશ્રુઓ નીકળી પડયાં. અગર ચંદન વગેરે સુગંધિમાન કાષ્ટ અને પવિત્ર વસ્તુઓના સમુહથી સળગતી ચિતા ભડભડ અવાજ કરવા લાગી. તેની સાથે મારા હૃદયમાં ગ્લાનિ રૂપી ચિતા પ્રદિપ્ત થઇ ગઇ. અગ્નિની વિશાળ જ્વાળાઓએ મહાસતીના પવિત્ર સુકોમળ દેહને ઘેરી લીધો, અને જોતજોતામાં તેને ભસ્મિભૂત કરી નાખ્યો.

"એવામાં આકાશ માર્ગે એક ભિષણ ગર્જના થઇ. દેવતાઓનાં દુંદુભી સંભળાવા લાગ્યાં, ને સડસડાટ કરતું એક દિવ્ય વિમાન નીચે ઉતરી આવ્યું. મહાસતીના પતિ ઇંદ્રજીતને તેમાં બેઠેલો મેં જોયો. એવામાં સળગતી ચિતામાંથી દિવ્ય દેહ ધરી મહાસતી સુલોચના પ્રગટ થઇ, અને સ્વામીની સાથે વિમાનમાં બેઠી. આ સઘળું જોવામાં મારી વૃત્તિ તદ્દરૂપ ગઇ ગઇ, અને પેલું દિવ્ય વિમાન દંપતિ સહિત આકાશ માર્ગે ઉડી ગયું.

મારા વિના આ ભયંકર સ્મશાનમાં હવે બીજું કોઈ રહ્યું નહોતું, તેથી ત્યાંથી આગળ ચાલવાની મેં ઈચ્છા કરી, પરંતુ કયે માર્ગે જવું તેની મને સુજ પડી નહિ. મહાસતીની સળગતી ચિતામાંથી નીકળતા ભડભડ અવાજે મારા અંતરમાં વજ્રલેપ સ્થાન કરી દીધું હતું. અને આ છેવટનો કરૂણાજનક દેખાવ મારા સ્મરણમાંથી ખસતો નહોતો, તેથી શાન્ત સ્થળે જઇ વિશ્રામ લેવા સારૂ ઉત્તર તરફનો મેં રસ્તો પકડયો. આવા અજાણ્યા અને વિકટ માર્ગમાં હું એકલો કયાં સુધી રખડયો હઇશ તેનું મને ભાન રહ્યું નથી. આકાશ અને પૃથ્વી તરફ દ્રષ્ટિ કરતાં સર્વ સ્થળે મને શૂન્યકાર જણાતું હતું. છેવટે થાકીને હું એક વૃક્ષની નીચે બેશી ગયો, અને પડેલા પરિશ્રમથી મને ત્યાં નિદ્રા આવી ગઇ.”

“ મારો સ્વપ્નાભાસ હવે પૂરો થયો. ખરેખરો નિદ્રાવશ હોવા છતાં સ્વપ્નાવસ્થામાં મેં બીજી નિદ્રા અનુભવી. આ નિદ્રા મને શાન્ત અને સુખકર લાગી. એવામાં દૂરથી કોઇ શ્વાનનો કઠોર ધ્વનિ મારા કર્ણમાં આવી અથડાયો. આથી મારી બેઉ પ્રકારની નિદ્રાનો અંત આવ્યો, અને એકદમ હું જાગી ઉઠયો. બન્ને આંખો ચોળી આજુબાજુ દ્રષ્ટિ કરતાં મને જણાયું કે હું આ ભવનમાં જ મારી શય્યામાં પડેલો છું. રાત્રિએ સૂતી વખતે જે જે વસ્તુઓ મારી સમીપમાં મેં દીઠી હતી તે જ વસ્તુઓ તેવી જ સ્થિતિમાં સન્મુખ પડેલી મારા જોવામાં આવી. હવે હું ખરેખર જાગૃત અવસ્થામાં જ હતો, તથાપિ સ્વપ્નમાં બનેલા બનાવો મારી નજરમાંથી ખસ્યા નહોતા તેથી સત્ય શું છે તે નક્કી કરવાને મારા હાથની એક આંગળી મેં દાંત વચ્ચે દબાવી જાગૃત અવસ્થાની ખાત્રી કરી લીધી. અને ફરીથી સહજ ભ્રમમાં પડી જતાં આજુબાજુ સૂતાં સૂતાં નજર ફેરવી જોયું તો સતી પણ નથી, શ્રીરામ પણ નથી, પેલા બ્રહ્મચર્યના બળવાળા મારૂતી પણ નથી, અને શિયળવંતા વીર પુરૂષોની સભા પણ નથી, અને તે સાથે કોઇ અન્ય એક પત્નીવ્રતધારી પુણ્યશાળી પુરૂષ પણ નજરે પડતો નથી. ચારે દીશામાં જોતાં કેવળ અંધકાર ! પ્રકાશનું નામનિશાન નથી. હજુ પણ ઘોર રાત્રિ જ ! નિદ્રાના આવરણથી ઘેનમાં પડેલાં મનુષ્યો હજુ ઘોરતાં હતાં. મારી આંખમાંથી ઉંઘ હવે ઉડી ગઈ. પ્રભાત ક્યારે થાય તેની હું આતુરતાથી રાહ જોવા લાગ્યો. પેલી મહાસતીની સળગતી ચિતાનો ભડભડ થતો શબ્દ મારા કર્ણમાં હજુ પણ ભણકારા મારી રહ્યા છે. મહાસતીની સાથે શિયળ પણ એ જ ચિતામાં ભસ્મ થઇ ગયાનો મને આભાસ થાય છે ! મારા જીવને જરાએ ચેન નથી. પ્રાચીન સમયમાં બનેલો આ વૃતાંત સ્વપ્નમાં મેં તાદ્રશ્ય જોયો છે, અને યાદ રહ્યું

તેટલાની નોંધ કરી છે. વ્હાલી પ્રભા ! મારી ચિંતાનું સત્ય સ્વરૂપ હવે તારા સમજવામાં આવ્યું ? આ દૈવી સ્વપ્ન ઉપરથી મારા ભવિષ્યની મને અટકળ થઇ જાય છે. ”

“ નાથ ! આપનું સ્વપ્ન અલૌકિક છે. મારા મનમાં એ વિશે અનેક સંકલ્પવિકલ્પ ઉત્પન્ન થાય છે, પરંતુ તેના ફળાફળની ચિંતા કરી પ્રયત્નમાં નાહિંમત થશો નહિં. આપની ભાવનાઓ અને અંતઃકરણ શુદ્ધ છે તો અંતે શ્રી એકલિંગજી સાહાય્ય કરશે જ. ” સ્વપ્નને સાંભળી કંઇક ગ્લાનિ પામેલી પ્રભાવતી બોલી.

“ શ્રી એકલિંગજી ઉપર મને દૃઢ શ્રદ્ધા છે. પરિણામ તેમની જ ઇચ્છાને આધીન છે, પરંતુ પ્રયત્ન કરવો એ તો પુરૂષનું કર્ત્તવ્ય છે. કાંઇ પણ ફળાફળની આશા રાખ્યા વિના હું આપણા દેશની ઉન્નતિના કાર્યમાં હમેશાં મચ્યો જ રહું છું. હવે દરબારમાં જવાનો સમય થયો છે. બિક્રમસિંહ મારી રાહ જોતા હશે. ” ભારતસિંહે ત્યાંથી ઉઠવાની તૈયારી કરતાં જણાવ્યું.

“ હા પધારો, પણ એ સ્વપ્નને આળપંપાળ સમજી હવે તેનું સ્મરણ કરશો નહિં. ” પ્રભાવતીએ કહ્યું.

“ ઠીક. ” કહી ભારતસિંહે તુર્ત જ ત્યાંથી રાજમહાલય તરફ ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૨૧ મું.

### સ્વાર્થપરાયણ સ્વામીને સતીનો સદ્‌બોધ.

“ દેવી, આપણા યોદ્ધાઓ મારી આજ્ઞાનું દિવસે દિવસે ઉલ્લંઘન કરતા જાય છે. તેમના મનમાં મારા પ્રત્યે એવો અવિશ્વાસ અને અણગમો ઉત્પન્ન થયો છે કે તેઓ પાછળ મારી અહોનિશ નિંદા કરે છે. મારા એક પણ કૃત્યને તેઓ વખાણતા નથી. આ બધું શાથી થાય છે, તેનું કારણ મેં તને સમજાવ્યું હતું; પરંતુ તે તારા માનવામાં આવતું નથી. ભારતસિંહને આશ્રય આપી મેં તેનું ભારે સન્માન કર્યું, સૈન્યનો અધ્યક્ષ ઠરાવ્યો, છતાં એ બધો ઉપકાર તે ભૂલી ગયો. હું તો પ્રથમથી જ જાણતો હતો કે તે મારો હિતશત્રુ થઇ બેસશે, પણ તને પ્રસન્ન રાખવાને અર્થે મેં મારા હિતાહિતનો કાંઇ પણ વિચાર કર્યા વિના એક ભયંકર વિષધારી સર્પને પાળવા જેવું સાહસ હાથે કરી શીર ઉપર વહોરી લીધું. તેનાં ફળ હમણાં મારે

ભોગવવાનો પ્રસંગ આવ્યો છે. પાળેલો ભુજંગ પાળનારને જ દંશ કરવા તત્પર થયો છે. મારી ધારણા પ્રમાણે સર્વ રજપૂતોને તેણે જ મારા સામું ઉશ્કેરી મૂકયા છે. નહીં તો સભામાં મારૂં અપમાન થવાનો પ્રસંગ કદાપિ આવે નહિં. આજદિન સુધી હું એમ સમજતો હતો કે પ્રથમ મેં તેનું જે અનિષ્ટ કર્યું હતું, તે બધું તે ભૂલી ગયો હશે, પણ એવી માનિનતા રાખવામાં હું છેક મૂર્ખ બન્યો! ભારતસિંહ રૂપી શર મારા હૃદયમાં હમેશાં ખુંચી રહ્યું છે, કોણ જાણે ભવિષ્યમાં તેનું શું પરિણામ આવશે, તેની મને ભારે ચિંતા થાય છે.” રાજમહાલયના એક ભવ્ય ઓરડામાં પાસે બેઠેલી ચંદાને ઉદ્દેશીને સુરજનસિંહ ઉપર મુજબ બોલ્યો.

“સ્વામિન્! આપ કહો છો તેમ યોદ્ધાઓનું વર્તન કદાચ હશે, પરંતુ તેમાં ભારતસિંહનો દોષ છે એમ શાથી મનાય? જ્યારથી એ અહીં આવ્યો છે, ત્યારથી હું આપની આજ્ઞા પ્રમાણે તેની ચિકિત્સા કરતી રહી છું, અને તેના સરલ સ્વભાવથી જાણીતી થઇ ગઇ છું. આપને તે એક વડીલ શિરછત્ર તરીકે માને છે. તેનું અંતઃકરણ કેવળ નિષ્કપટી છે. તે દિવસે સભામાં બનેલા બનાવથી જેવો આપને ખેદ થયો હતો તેવો તેને પણ થયો હતો. ન્હારસિંહ અને ભૈરવસિંહે કરેલો અપરાધ એવો હતો કે હરકોઇ માનવનું હૃદય તેમનો નાશ કરવાને ઉશ્કેરાયા વિના રહે નહિ. હું પણ તેમનો શિરચ્છેદ થાય એવું જ ઇચ્છતી હતી. આ ઉપરથી મારૂં એમ કહેવું નથી કે એ બન્ને અપરાધીઓને આપની આજ્ઞા સિવાય મારી નાખનારા રજપૂતોનું કાર્ય કેવળ યોગ્ય હતું. ઉછળેલી હૃદય લાગણી ઉપર તેઓ અંકુશ ન રાખી શકયા એ તેમની ભૂલ તો ખરી જ. સઘળા રજપૂત યોદ્ધાઓ ઘણું કરીને જન્મથી જ તીખા સ્વભાવના હોય છે, તે આપ જાણો છો; અને તેથી સમયને લક્ષીને આપે ક્ષમા રાખવી જોઇતી હતી. એ નજીવા અપરાધના બદલામાં તેમનાં શસ્ત્ર છીનવી લેવા જેવી ભયંકર શિક્ષા ન કરી હોત તો તેમનો આપના ઉપર કદાપિ અણગમો થાત નહિં; અને આપનું માન સચવાત. વળી પોતાના અપરાધની પણ તેઓ આપની પાસે નમ્રપણે કબુલત કરતા હતા. આપ જાણો છો કે રજપૂતનાં શસ્ત્ર લઇ લેવામાં આવે એના જેવું બીજું એકે અપમાન નથી. વહાલા! હું એક અબળા છું તથાપિ આપની કૃપાથી એટલું તો જાણું છું કે કેવળ સ્વમાન જાળવી રાખવા સારૂ સમયસૂચકતા વાપર્યા સિવાય હજારો મનુષ્યોની લાગણી દુઃખાય એવું કૃત્ય કરવું કોઇ રીતે શ્રેયસ્કર નથી. વળી ભારતસિંહ ઉપર તમે એ દોષની શંકા લાવો છો, પણ તે મને તો અસંભવિત જણાય છે; કેમકે સભામાં જે કાંઇ બન્યું હતું તે સઘળું અણચિંતવ્યું જ હતું,

અને તે સમયે ભારતસિંહ આપની સમીપમાં જ બેઠેલો હતો. તો પછી તેને ઉશ્કેરણી કરવાનો સમય કયાંથી હોય? વળી દુર્ગરક્ષાને માટે તેણે કેવા દુર્ઘટ પ્રયત્નો કર્યા છે, તે વાત આપનાથી કયાં અજાણી છે ? મોગલ ગુપ્તચરે કરવા ધારેલું ભયંકર કાવતરૂં તેના જ પરિશ્રમથી પકડાયું છે. વળી શત્રુઓએ હાથીઓના કુંભસ્થળના આઘાતથી દુર્ગ તોડવા કરેલી યોજના સામું આપણા બાગમાંના પિંજરમાં પૂરી રાખેલા સિંહોનો સમૂહ છોડી મૂકવાની ઉત્તમ યોજના પણ તેણે જ કરી હતી, જેનું પરિણામ આપણી તરફેણમાં જ આવ્યું છે, અને શત્રુઓ પરાસ્ત થયા છે. ભારતસિંહના અંતઃકરણમાં જો કોઇ પણ પ્રકારનું કપટ હોય તો આપણા હિત માટે આવા સાહસિક ઉદ્યોગો તે કદાપિ કરે નહિ. તે મારો બંધુ છે તેથી તેની પક્ષ કરીને હું કહું છું એમ નથી, પરંતુ જે સત્ય હકીકત છે તે જ માત્ર આપને નિવેદન કરૂં છું. આપ શૂરવીર છો, વળી રાજનીતિજ્ઞ છો, તેથી એ વિષયમાં હું આપને શું વિશેષ કહી શકું તેમ છે?" સ્વામીના મુખમાંથી નીકળેલાં વાકયોનો ચંદાએ સરલતાથી પ્રતિ ઉત્તર આપ્યો.

"ભોળી ભામા! એ સઘળું ખરૂં, પણ રાજનીતિનો ખરો મર્મ શું છે તે તું હજુ સમજતી નથી, તેથી જ આમ બોલે છે. ફૂલઝાડ વગેરે ઉછેરનાર બાગનો માળી વધુ વિસ્તાર પામતા છોડવાઓના સમૂહને મધ્યમાંથી જેમ છેદી નાખે છે, તેમ રાજનીતિજ્ઞ પુરૂપ પોતાની સ્પર્ધા કરે તેવા કોઇપણ ચાલાક બુદ્ધિવાન પુરુષને કર્તવ્યમાં આગળ વધવા દેવાનું વાસ્તવિક ધારતો નથી, કેમકે પરિણામે તે તેને જ દુઃખકર થઇ પડે છે. ચાણાકયનીતિમાં પણ તેવું જ કહેલું છે. આ કારણથી જ રાજતંત્ર ચલાવનાર અધિકારીઓ ઘણે ભાગે પોતાના હાથ નીચે બુદ્ધિમાન પુરૂષો રાખવાની આવશ્યકતા સ્વીકારવા કરતાં હમેશાં સ્વઅંકુશથી દબાયેલા રહે તેવા ખુશામતિઆઓને વધુ પસંદ કરે છે. અને દૈવયોગે કદાચ તેવો કોઇ મૂર્ખ પોતાનું હિતાહિત સમજી શકે તેવો ચાલાક થાય તો તુર્ત જ તેની અવજ્ઞા કરી કોઇ પણ જાતના અપરાધનું તેના ઉપર મિથ્યા આરોપણ કરી તેને આધકાર ઉપરથી ઉતારી પાડવામાં આવે છે, અથવા તેના તરફ અવિશ્વાસની દ્રષ્ટિએ જુએ છે. એમ હરેક રીતે તેનું અહિત કરવા પ્રયત્ન કરે છે. મારા સંબંધમાં પણ તેવું જ બનેલું છે. ભારતસિંહને હું હવે ઇચ્છતો નથી તેનું ખરૂં કારણ આ છે!" ચંદાના સ્પષ્ટિકરણથી પ્રતિ ઉત્તરનો માર્ગ નહીં મળવાથી સુરજનસિંહે પોતાનો મનોભાવ ખુલ્લીરીતે જણાવ્યો.

"હૃદયેશ્વર! આપ કહો છો તેમ સઘળા રાજનીતિજ્ઞ પુરૂષો મૂર્ખ મનુષ્યોને ઇચ્છતા હોય તો સઘળા રાજસ્થાનોમાં કેવળ મૂર્ખાઓ જ ઉભ-

રાઇ જાય, અને રાજતંત્ર કદાપિ ચાલે નહીં. પણ જ્યાં કોઈ મદાંધ રાજતંત્રી હોય ત્યાં જ આવો વ્યવહાર ચાલતો રહે છે, અને તેવું રાજતંત્ર લાંબો સમય ટકી શકતું નથી. ખરો રાજનીતિજ્ઞ પુરૂષ તો કેવળ બુદ્ધિમાનની જ આવશ્યકતા સ્વીકારે છે, કેમકે એક જ મનુષ્યની બુદ્ધિ ઉપર રાજતંત્રનો આધાર નથી. આપણામાં કહેવત છે કે " દાનો દુશ્મન સારો પણ નાદાન મિત્ર નઠારો. " એ પ્રમાણે બુદ્ધિમાન મનુષ્ય સાથે કદાચ શત્રુતા થઇ જાય તોપણ તેનાથી ભારે અનિષ્ટ પરિણામ નીપજવાનો ભય હોતો નથી, અને મૂર્ખને તો સારાસારનો વિચાર જ હોતો નથી, એટલે તે પોતાનું હિત અહિત કરનારને પણ પ્રસંગોપાત ઓળખી શકતો નથી; તેથી તેના કાર્યમાં વિશ્વાસ રાખનાર ગમે તેવો રાજનીતિજ્ઞ હોય તોપણ તે મૂર્ખ ગણાય છે, અને અંતે પાયમાલ થઇ જાય છે. પ્રાણેશ ! જે મંદ બુદ્ધિવાળા છે તેને મંદ બુદ્ધિવાન જ પ્રિય હોય છે, અને જે બુદ્ધિમાન છે તે તો હમેશાં બુદ્ધિમાનને જ શોધે છે." ચંદાએ સ્વાર્થબુદ્ધિવાળા સુરજનસિંહનાં વાક્યોનું યથાર્થ રીતે યુક્તિપૂર્વક ખંડન કર્યું.

" ચંદા ! આ કેવો અવિનય ? શું તું મને છેક અજ્ઞાન સમજે છે ? શું હું એવો મૂર્ખ રાજનીતિજ્ઞ છું કે કેવળ મૂર્ખને જ ચહાઉં ? તારા બોલવાનો ભાવાર્થ હું સમજું છું. મારા વિષે તને આવો વિચાર ક્યાંથી ઉત્પન્ન થયો ? તું અને બીજાઓ ગમે તેમ માનો પરંતુ હું એવો મૂર્ખ રાજનીતિજ્ઞ નથી કે મારા ઐશ્વર્યમાં વિઘ્ન કરનાર કંટક વૃક્ષનો બહોળી રીતે વિસ્તાર થવા દઉં ! તને તારા બંધુના હિતનો વિચાર થાય છે, પરંતુ તે પહેલાં તારે આપણા બન્નેના હિતનો વિચાર પણ કરવો જોઇએ !" સુરજનસિંહે જરા છંછેડાઇને કહ્યું.

" મારા શિરચ્છત્ર ! હું કાંઇ આપને ઉદ્દેશીને કહેતી નથી, પરંતુ સ્વાભાવિક વાત કરૂં છું. તેમાં કદાચ જાણે અજાણે અવિનય થયાનું આપને જણાતું હોય તો મને ક્ષમા કરો. હું આપની દીન દાસી છું. મારા બંધુના હિતાહિતનો તો મને સંકલ્પ સુદ્ધાં પણ નથી ! તેના શ્રી એકલિંગજી સાક્ષી છે ! હું તો માત્ર આપનું જ હિત ઇચ્છું છું. પરંતુ તે પહેલાં આપના હાથે દેશનું હિત થાય એ મારી પ્રબળમાં પ્રબળ ઇચ્છા છે, અને એટલા માટે જ હું આપની આગળ આટલું બોલવાની હિમ્મત કરૂં છું; નહીં તો આપ જેવા આરાધ્યદેવ સન્મુખ આવું લાંબું લાંબું પિંગળ કરી મિથ્યા ડહાપણ શામાટે દર્શાવું ?" ચંદાએ અત્યંત વિનયપૂર્વક જણાવ્યું.

" ત્યારે શું દેશની રક્ષા કરવાનું સામર્થ્ય મારામાં નથી એમ તું માને છે ? " ચંદાના બોલવાનો વિચિત્ર અર્થ કરીને સુરજનસિંહ બોલી ઉઠયો.

"વહાલા ! મારૂં માનવું એવું કદાપિ હોય ખરૂં ? આપ એક મહાન્ શૂરવીર નર છો, એમ કોણ નથી જાણતું ? હમણાં ભારતસિંહ જે કાંઇ કાર્ય કરે છે તે આપની જ કાર્યકુશળતાને આભારી છે. તે આપનો માત્ર સહાયક સેવક છે, અને તેના નિમિત્તે સઘળો યશ આપને જ છે. મારી માનિનતા એવી છે કે, હાથ નીચેના યોદ્ધાઓ જે કાર્ય કરવા જ્યાં સુધી સબળ હોય ત્યાં સુધી મહાન્ યોદ્ધાએ તેવા અલ્પ કાર્યનો ભાર પોતાના શીર ઉપર શા માટે વહોરી લેવો જોઇએ ? નાનું કાર્ય નાનાએ, અને મોટું મોટાએ કરવામાં જ પરસ્પરનું ગૌરવ જળવાઇ રહે છે." ચંદ્રાએ સ્વામીના સ્વભાવને ઓળખી તેની પ્રશંસા કરતાં શાન્તિ રૂપી જળનું સિંચન કરવા માંડયું.

"દેવી ! તારી કેટલીક વાત મને પ્રિય ને સત્ય લાગે છે, તેથી તારી આગળ આજ મારા હૃદયનો ગુપ્તભાવ હું પ્રકટ કરૂં છું. સ્વદેશની ઉન્નતિ કરવાની સાથે આપણે આપણું શ્રેય પણ હરેક પ્રકારે સાધી લેવું જોઇએ. મેવાડના મહારાણા ઉદયસિંહ મોગલોના સૈન્યથી પરાજીત થઇ હમણાં અરવલ્લી પર્વતમાં જઇ પડયા છે. તેમનો ઉદય થાય તેવી આશા હવે રહી નથી, તેમ આપણે તેમને મદદ કરી શકીએ તેવી સ્થિતિમાં નથી. હમણાં સુધી રાણાએ આપેલા અધિકાર પ્રમાણે આ કિલ્લાનો હું દુર્ગેશ માત્ર છું. હવે મારા પોતાના બળથી અહીંનું રાજપદ ધારણ કરી રાજા કહેવરાવવાને મને બીજો કાંઇ અંતરાય રહ્યો નથી, પરંતુ એકલો ભારતસિંહ તેમાં વિઘ્નકર્તા થઇ પડે એમ મને આભાસ થાય છે ! તેથી તેને હરેક રીતે દૂર કરવાનો ઉપાય હું શોધી રહ્યો છું !" ચંદ્રાએ કરેલી પ્રશંસાથી ફૂલાઇને સુરજનસિંહે પોતાના ઘટમાં ગુપ્ત રહેલું સ્વાર્થી પોત પ્રકાશી દીધું !

"અરે ! આપનો આ કેવો મલીન સંકલ્પ ! સ્વદેશસેવા કરતાં સ્વાર્થસાધના હોય ખરી ? આવા અઘટિત કાર્યને વિશ્વાસઘાત વિના બીજું કયું હલકું વિશેષણ આપી શકાય ? મહારાણાની ઉન્નતિના સમયે આપ તેમના મિત્ર હતા, અને અસ્ત સમયે વિમુખ થવા ઇચ્છો છો ? શું રક્ષણને અર્થે તેમણે સોંપેલો દુર્ગ આપણે પચાવી પડીએ ? કેવો અનર્થ કહેવાય ? આવું અઘટિત કાર્ય રજપૂત યોદ્ધાને ઘટિત છે ? સ્વામિન્, ધર્માધર્મનો કાંઇક વિચાર કરો." પતિના મલિન આશયોથી દીલગીર થઇને ચંદ્રા આવેશ પૂર્વક બોલી.

"રાજનીતિમાં ધર્માધર્મનો વિચાર કરવા રહેતાં મળેલો અલભ્ય લાભ ખોઇ બેસવાનું થાય છે. મોટા મોટા બાદશાહોએ પણ એવીજ રીતે કપટકૌશલ્યથી રાજ્ય મેળવ્યાં છે તે તું કયાં નથી જાણતી ?" સુરજનસિંહે પોતાના સ્વાર્થને વળગી રહીને જણાવ્યું.

"અરે ! પણ તે લાંબો સમય ટક્યાં ખરાં ? અને ભવિષ્યમાં ટકશે તેની પણ શી આશા ? અધર્મથી મેળવેલું દ્રવ્ય કે સત્તા લાંબો સમય પહોંચતું નથી એવો જગતનિયંતાનો ખાસ નિયમ છે. પૂર્વનું સંચિત પુણ્ય ખપી જતાં ઓચિંતા દૈવકોપથી જ તેનો નાશ થઈ જાય છે. રાજનીતિમાં અધર્મ–અન્યાય થવા માંડ્યો એટલે તેનો વિનાશ નજીકમાં જ છે એમ સમજી લેવું. આ સામી ભીંત ઉપર ટાંગેલાં સાર્વભૌમ બાદશાહ સિકંદરના સમય સમયનાં ચિત્રો આપ જુઓ ! આખા જગતને તે દ્રષ્ટાંત રૂપ છે, એમ જાણીને જ આ મહાલયના ઓરડામાં મેં તેને રાખેલાં છે. પહેલું ચિત્ર તેના ભાગ્યચક્રના ખીલતા પ્રભાતના સમયનું છે. આ સમયે તેને ઉદય થતો માની શત્રુઓ ઉપર રાજ્યકુનેહથી આક્રમણ કરતો આલેખવામાં આવ્યો છે. અનેક પ્રપંચ તથા કપટ કૌશલ્યથી જ્યાં ત્યાં તેનો વિજય થતો જણાય છે. વિશ્વ તેની આધીનતા સ્વીકારે છે. બીજું ચિત્ર તેના ભાગ્યચક્રના પૂર્ણ કળાથી પ્રકાશતા મધ્યાહ્ન સમયનું છે. અનંત લક્ષ્મી સહિત સાર્વભૌમપદના શિખરે તે પહોંચી ગયો છે. સેંકડો રાજા મહારાજાઓ તેની સેવામાં તત્પર જણાય છે. તેના સામું શીર ઉઠાવે એવો કોઈ સમર્થ જણાતો નથી. દુનિઆમાં તે પોતાને સર્વથી શ્રેષ્ઠ માની રહ્યો છે. ત્રીજું ચિત્ર તેના ભાગ્યચક્રની પડેલી સંધ્યાના સમયનું છે. ગુલ્મ વ્યાધિથી અસહ્ય પીડા પામતો તે એક નરમમાં નરમ બિછાના ઉપર આમથી તેમ આળોટી રહ્યો છે. અંગો અંગમાં થતા અપાર કષ્ટથી તે બરાડા મારે છે. મહાન હકીમોના હજારો ઉપચારો વ્યર્થ ગયા છે. મોતના ફિરસ્તાઓ ડરામણા સ્વરૂપે તેના સામું ડોળા ઘુરકાવી રહ્યા છે. સિકંદર આ દુનિઆમાંથી હમેશના માટે અદૃશ્ય થઇ બીજી અજાણી દુનિઆમાં જવા તૈયાર થયો છે. પાપ અને પુણ્યની એક ભયંકર અને બીજી શાન્ત આકૃતિઓ તેની સન્મુખ અંત્રિક્ષથી પ્રગટ થઇ સાથે જવા તત્પર થઇ છે. આ દુનિઆમાં તેને ટકાવી રાખવા તેની સત્તા, લક્ષ્મી કે શાણપણ કોઇ સમર્થ થતું નથી. તેમ પેલી બે અંત્રિક્ષ ઉભેલી વ્યક્તિઓ વિના કોઇ તેનું સંગી નથી. ચોથું ચિત્ર તેના ભાગ્યચક્રની ઘોર રાત્રિના સમયનું છે. તેમાં તેની કબ્ર છે. પોતાનાં બન્ને નેત્રો મીંચી એક કફનભર તેની અંદર તે પડેલો છે. તેના પરાક્રમી નામના હવામાં ઉડતા ઉદ્‌ગારો માત્ર રહ્યા છે. પાંચમામાં અંત સમયે તેણે કરેલાં પાંચ ફરમાનો છે. તે હું આપને વાંચી સંભળાવી તેનો ભાવાર્થ કહું છું.

"પહેલું ફરમાન એ છે કે, "મારી સર્વ દૌલત ઉંટો ઉપર નાખી મારા શબની આગળ રાખી ઠેઠ કબ્રસ્તાન સુધી લઇ જવી." આ ફરમાનનો હેતુ એ હતો કે, સર્વ સમૃદ્ધિ ખર્ચી દેવાથી પણ જો મારા પ્રાણની રક્ષા

થતી હોત તો હું તેમ કરવા ખુશીથી તૈયાર હતો.

" બીજું ફરમાન એવું છે કે, "મેં સંગ્રહ કરેલાં હય, હાથી વગેરે જાનવરોને પણ મારી પાયદસ્ત વેળા સાથે રાખવાં." આ ફરમાનનો હેતુ એ હતો કે મારૂં એકલાનું જીવન ટકી શકતું હોત તો આ સઘળાં જાનવરોનો હું ભોગ આપત.

" ત્રીજું ફરમાન એવું છે કે "સમસ્ત સૈન્યને પણ મારા શબની આગળ ચલાવવું." આ ફરમાનનો હેતુ એ હતો કે, આખી દુનિઆને જીતી તેની રક્ષા કરનારૂં અજીત મનાતું સૈન્ય આ સમયે તેના એકલાની પણ રક્ષા કરી શકતું નથી !

" ચોથું ફરમાન એવું છે કે, " મારા સઘળા નામાંકિત હકીમો જ મારો જનાજો ઉચકે !" આ ફરમાનનો હેતુ એવો હતો કે ગમે તેવા દર્દીનું દર્દ પોતાની દવાથી દૂર કરવાનાં બાંકાં ફુંકનારા હકીમો પણ મારૂં દર્દ મટાડી શક્યા નથી, અને અંતે તે જ જનાજો ઉચકીને ચાલે છે ! એ હકીકત તેમને માટે કેવી શર્મભરેલી છે ?

" પાંચમું ફરમાન એવું છે કે, "મારા બન્ને હાથની હથેળીઓ સૌ જોઈ શકે તેવી રીતે ખુલ્લી રાખવી !" આ ફરમાનનો હેતુ એવો હતો, કે હું જેવો ખાલી હાથે આવ્યો હતો તેવો જ ખાલી હાથે જાઉં છું !"

આ ચિત્રો જોઇ અને તેનો ભાવાર્થ સમજતાં સુરજનસિંહ થોડીવાર સુધી ગંભીર વિચારમાં પડ્યો, અને પછી કાંઇક જાણવાની જીજ્ઞાસાથી પૂછવા લાગ્યો: " આ ચોથા ચિત્રમાં સિકંદરની કબ્ર ઉપર કંઇક લખેલું છે, તેનો શો ભાવાર્થ છે ?"

" તે એક ગઝલ લખેલી છે. તેનો ભાવાર્થ ખુલ્લો છે. આપ પણ તે વાંચી શકશો." ચંદાએ ઉત્તર દીધો.

" તમેજ તે વાંચી સંભળાવો તો ઠીક. તેનો રાગ હું સમજતો નથી." સુરજનસિંહે જવાબ દીધો.

ચંદા: "એનો રાગ ભૈરવી છે. આપની આજ્ઞા છે તો હું જ તે વાંચું છું:-

" બડે છોટે કી કીસ્મતમેં, લીખી આખર ભી યહ મીટ્ટી !
" બદન પર હાથોં પર પેસ્તર, પડી મુંહ પર ભી યહ મીટ્ટી !
" કહાં દારા કહાં હાતમ, કહાં વો પહીલવાં રૂસ્તમ;
" છૂપા કર મુંહ ચલે ખાલી, કફન પર ભર ભી યહ મીટ્ટી !
" ભરી દૌલત હયઁ દુનિઆંકી, મકરસેં કુચ્છ હુવા ના ગમ;
" મગર દેખો સીકંદર કે, મુકદ્દર પર ભી યહ મીટ્ટી !"

" પ્રિયતમ, આ ગઝલ સિકંદરે પોતે જ લખવાની આજ્ઞા કરેલી જણાય

છે. તેનો ભાવાર્થ એવો છે કે, " દરેક મનુષ્ય આખરે ખાલી હાથે માટીમાં મળી જવાનો છે. આખી દુનિઆની દોલત ભરી હતી, અને તે મેળવવાને દગલબાજી કરતાં દીલગીરી ઉત્પન્ન થતી નહોતી, તોપણ સિકંદરના નસીબમાં અંત સમયે આ માટી જ રહી ! " પ્રાણનાથ ! આ જગતમાં કોઇનું ઐશ્વર્ય રહ્યું નથી, અને રહેવાનું પણ નથી. જે બહુ ખીલ્યું તે કરમાવાનું જ ! હવે આવા મલીન વિચારને કોઇ પણ સમયે આપના પવિત્ર હૃદયમાં સ્થાન મળવા દેશો નહિ. " ચંદા ગંભીર ભાવથી બોલી.

આવા ઉત્તમ દ્રષ્ટાંતયુક્ત ઉપદેશથી સુરજનસિંહ દિગ્મુઢ થઇ ગયો. એક પણ શબ્દ બોલવાની તેની હીંમત રહી નહિ. ચંદાના સદ્‌ગુણ રૂપી દિવ્ય પ્રભાવથી તે દબાઇ જતો હોય તેમ જણાયું, તોપણ તેના નિશ્ચયમાં કંઇ ફારફેર થયો હોય તેવાં વાક્યો તેના મુખમાંથી નિકળ્યાં નહીં. સત્તાનો લોભ તેના હૃદયમાં અખંડ નિવાસ કરી રહ્યો હતો. ચંદાની સાથે ત્યાર પછી કેટલીક આડી અવળી બીજી વાત કરી પાસે બિછાવી મૂકેલા પલંગમાં તુર્ત જ તે નિદ્રાવશ થઇ ગયો.

---

## પ્રકરણ ૨૨ મું.

### ગુપ્ત પરિચર્યા.

અનેક મહર્ષિઓ, મહાસતીઓ, મહાયોદ્ધાઓ, દાનવીરો, અને ભક્તોનાં પગલાંથી પવિત્ર થયેલી આ ભૂમિની પવિત્રતામાં વૃદ્ધિ કરવા પરમકૃપાળુ પ્રભુએ પોતાના દિવ્ય ધામમાંથી મોકલેલી દેવી ચંદાનો સરયુ ગંગાના સ્વચ્છ જળ સમાન ઉપદેશ રૂપી છંટકાવ ચાલુ છતાં સુરજનસિંહનું મલીન ખાળ સમાન ગંધાતું અસંસ્કારી હૃદય સ્વચ્છ થયું નહિં. દુનિઆમાં સર્વાનુમતે સિદ્ધ થયા પ્રમાણે અભિમાન એજ પાપનું મૂળ છે. તેના પ્રતાપે તેની મતિ ભ્રષ્ટ બની ગઇ હતી. દુર્ગેશ મટીને રણથંભોરનો રાજા થઇ બેસવાના તૃષ્ણા રૂપી અંધકારે તેને અંધ બનાવી દીધો હતો. રજપૂત યોદ્ધાના કેટલાક ગુણો તેનામાં હતા ખરા, પણ અભિમાન અને લોભ એ બે દુર્ગુણોએ તે ગુણો ઉપર કાળી કાંમળી બિછાવી દીધી હતી. તેની પવિત્ર પત્ની ચંદાની શુભ યુક્તિઓ, સદુપદેશ અથવા તો કાંઇક અંકુશથી જ તે હમણાં સુધી સ્વધર્માનુરાગી રહ્યો હતો, નહીં તો રજપૂતના નામને કલંક લગાડે તેવાં કેટલાંક અમાનુષિક કૃત્યો તેના હાથથી ક્યારનાંએ થઇ ગયાં હોત.

છત્ર ચામર વગેરે રાજચિહ્ન ધારણ કરવાનો સંકલ્પ પોતાની પત્ની આગળ પ્રદર્શિત કર્યા પછી કેટલાક સરલ વૃત્તિવાળા મુખ્ય યોદ્ધાઓ પણ આ હકીકત તેના મુખથી ગર્ભિત રીતે જાણવા પામ્યા હતા. તેના પરિણામ-માં સૌએ તેના વિષે હલકો મત બાંધ્યો હતો. લોકોને તેના ઉપર વધુ અવિશ્વાસ ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ આ હતું, પરંતુ તેના મલીન અંતઃ-કરણમાં સ્વદેશાભિમાન અને સ્વધર્મત્યાગના ભય કરતાં સ્વાર્થને વધારે અવકાશ હતો; તેથી સ્વદોષ તથા સત્યાસત્યનું અવલોકન નહીં કરતાં એ સઘળા પરિણામનો આરોપ ભારતસિંહને માથે તેણે ઢોળી પાડયો હતો. સૈનિકો, નાગરિકો, અને યોદ્ધાઓ અનુકૂળ હોય તો જ રાજચિહ્ન તે ધારણ કરી શકે તેમ હતું. તેથી તે સર્વની શું ઇચ્છા છે તે જાણવાને તે હમેશાં આતુર રહેતો, અને લોકો તેના વિષે શું બોલે છે તે જાણવાને રાત્રિએ તે એકલો ગુપ્ત વેષથી નીકળી પડતો.

જે જે રાજભક્ત સૈનિકોના કાન ઉપર આ હકીકત ગઇ હતી તે સઘળાઓ તેના એ વિચારને એક સરખી રીતે વખોડતા હતા; પરંતુ તે દુર્ગનો મુખ્ય અધિકારી હોવાથી તેના ગુણ દોષ મુખ ઉપર કહી ખુલ્લી રીતે તેને માઠું લગાડવા જેટલી મર્યાદાનું ઉલંઘન હજુ સુધી કોઇએ કર્યું નહોતું; તેથી અભિમાની સુરજનસિંહનો એ સંકલ્પ કોઇ કોઇ સમયે ઉછળી જઇ સ્વાર્થના શિખરની છેક ટોચ ઉપર પહોંચી જતાં યોદ્ધાઓ વગેરેની મૌન્ય વૃત્તિનો ઉંધો અર્થ કરી હુકમના પ્રભાવે સર્વને દબાવી દઇ પોતાનું કાર્ય સિદ્ધ કરવાનો તે નિશ્ચય કરી દેતો.

એક દિવસે મધ્યરાત્રિના સમયે નગરરક્ષાના કાર્યમાં નિયુક્ત થયેલા બે રજપૂત પહેરેગીરો શહેરના એક મહોલ્લા આગળ થઇને નીચે પ્રમાણે વાતાચત કરતા પસાર થતા હતા.

" ભાઇ, આપણો દુર્ગ ભેદવા મોગલોએ ઘણા પ્રયત્ન કર્યા, પરંતુ હજુ સુધી તેમનું કાંઇ વળ્યું નહિ, અને ભવિષ્યમાં તેઓ જય પામે તેવી આશા નથી, છતાં તેઓ શા માટે ફાંફાં મારતા હશે ? " એક સિપાઇએ બીજાને પૂછ્યું.

" શત્રુઓ આગ્રહી છે. આવા એકાદ બે હલ્લામાં નિષ્ફળ થવાથી તેઓ નાહિંમત થઇ જાય તેવા નિર્બળ નથી. વળી ઐશ્વર્ય કરતાં યશને તેઓ વધારે શ્રેષ્ઠ માને છે. તેમનો શહેનશાહ મહાન્ અકલમંદ છે. હિંદુ મુસલમાનોને સમાન રીતે ચાહી તેમનું સમગ્ર ઐક્ય બળ એકઠું કરવા અહોનિશ તે પ્રયત્ન કરે છે. પોતાની શહેનશાહતને મજબૂત કરવાનો ઉત્તમમાં ઉત્તમ ઉપાય તેણે આ ખોળી કહાડયો છે, ને તેનો ઉદ્દેશ હમણાં ઘણે

અંશે પાર પડયો છે. તેના સૈન્યમાં સઘળા હિંદુ મુસલ્માનો એક બીજાને સ્વદેશી બંધુ તરીકે ચાહે છે. આજસુધી ચાલતું આવેલું પરસ્પર ભયંકર ભેદભાવના રૂપ મિથ્યા ધાર્મિક ઝનુન હવે તેમનામાંથી દૂર થવા પામ્યું છે. સર્વ એકદેશી છે એમ તેઓ સમજે છે. માત્ર રીત રિવાજ ભિન્ન જણાય છે. પણ તે ઉપર કોઇનું લક્ષ્ય ખેંચાતું નથી. મસ્જીદમાં નિમાજ પઢનારા મુલ્લાંનું વ્યાજબીપણું હિંદુઓ ખરા અંતઃકરણથી સ્વીકારે છે, તેવી જ રીતે હિંદુઓના દેવળમાં થતી પ્રાર્થનાનું પવિત્રપણું મુસલ્માનો પણ યોગ્યરીતે અંતઃકરણ પૂર્વક સ્વીકારે છે. આવી રીતે તેમની ભેદભાવના હવે વિરામ પામી ગઇ છે, અને પરસ્પરના ઐક્યબળથી પ્રતિ દિવસ તેઓ વધુ બળવાન થતા જાય છે. આપણું સૈન્ય તેમનાથી થોડું હોવા છતાં તેમાં ઐક્યબળ હતું ત્યાં સુધી દુર્ગમાં રહી તેમના ઉપર આજ સુધી કેટલીક રીતે ફાવી શકીયે છીએ, પરંતુ હવે લાંબો સમય ટકવાની મને આશા નથી !" બીજા પહેરેગીરે શત્રુના બળનું કારણ સમજાવતાં પ્રતિ ઉત્તર દીધો.

"શા માટે આશા નથી? શું આપણે છેક નિર્બળ થઇ ગયા છીએ ?" પહેલા પહેરેગીરે પ્રશ્ન કર્યો.

"નિર્બળ તો નથી થયા, પણ જ્યાં ઐક્ય છે ત્યાં જ ઇશ્વિર અને ઐશ્વર્ય છે. યશ, લક્ષ્મી, વિજય, આનંદ, અધિકાર, એ બધું જ્યાં ઐક્ય હોય ત્યાંજ નિવાસ કરી રહે છે. અને એકતાનો ભંગ થતાં ચિંતા, દરિદ્રતા, કલેશ, વિશ્લેશ, અને વિનાશ, એ સર્વે અનિચ્છાએ પ્રગટ થઇ સમીપમાં આવી વસે છે. જ્યારે એકતા કરી ઉન્નતિ કરી લેવાનો સમય પ્રાપ્ત થયો છે, ત્યારે માંહોમાંહે કલહ ઉત્પન્ન થાય તેવું કૃત્ય કરવાથી અસ્ત સિવાય બીજું કયું ફળ પ્રાપ્ત કરી શકાય? આપણું સૈન્ય શત્રુના સૈન્ય:કરતાં જો કે નાનું છે, પરંતુ ઐક્ય બળના પ્રભાવે મહાસાગરના જેવી પ્રબળ વેગવાળી મોગલ સેનાનો આપણે અવરોધ કરી શક્યા, તો પછી સમગ્ર એકઠું થયેલું બળ શું ન કરી શકે, તેનો મને વિચાર થાય છે. આજ સુધી આપણું ઐક્ય બળ મજબૂત હતું, પણ હવે તે તુટી જવાનાં ચિહ્‌ન જણાય છે, અને તેનું પરિણામ મને વિપરીત ભાસે છે !" બીજો પહેરેગીર કંઇક નિરાશામાં બોલ્યો.

"એવો શો પ્રસંગ આવ્યો છે કે આપણું ઐક્ય તૂટે ? દેવી ચંદ્રા અને ભારતસિંહ બહુ બુદ્ધિમાન છે, તે શત્રુના હાથમાં દુર્ગ કેમ જવા દેશે ?" પહેલા પહેરેગીરે શંકા બતાવીને પૂછ્યું.

"એ ખરૂં, પણ મુખ્ય નાયક મદાંધ અને સ્વાર્થી હોય તો બીજાનું બુદ્ધિબળ તે કેમ ચાલવા દે ? દુર્ગેશની મતિ હમણાં ફરી ગઈ છે. સ્વાર્થ

આગળ સ્વધર્મને તે ભૂલી ગયા છે. જ્યારથી સભામાં રજપૂતોનાં શસ્ત્રો લઇ લેવાની આજ્ઞા તેણે કરી હતી, ત્યારથી જ તેની બુદ્ધિની મેં તુલના કરી છે. વળી દેશ ઉપર દુશ્મનોનું વાદળ છવાઇ રહેલું છે, એવા દુર્ઘટ સમયમાં સ્વછંદી રીતે રાજચિહ્‌ન ધારણ કરવાની ઇચ્છા તેને થાય છે!" બીજા પહેરેગીરે ખુલાસો કર્યો.

"એ તો મોટો અધર્મ કહેવાય! દુર્ગ ઉપર સર્વ સત્તા મહારાણાની છે. સુરજનસિંહ તો માત્ર તેમનો એક મુખ્ય સરદાર છે, તેથી તેમની આજ્ઞા વિના તે રાજ ચિહ્‌ન કઇ રીતે ધારણ કરી શકે? આ તો એક પ્રકારે વિશ્વાસઘાત કર્યો કહેવાય. સ્વદેશાભિમાનનો ફાંકો રાખનાર સુરજનસિંહ સ્વાર્થને વશ થયા પછી સ્વદેશની રક્ષા શી રીતે કરી શકશે?" પહેલો પહેરેગીર ખિન્ન હૃદયે બોલ્યો.

"સ્વાર્થબુદ્ધિ વાળાના અંતરમાં સ્વદેશાભિમાન હોતું જ નથી. કદાચ બહારથી તેઓ તેમ જણાવવાનો પ્રયત્ન કરે છે, પરંતુ તે તેમનો તે ખાલી દંભ છે. વળી ભારતસિંહ કે જે એક વીરપુરૂષ હોવાથી દુર્ગ રક્ષા માટે સર્વ રીતે યોગ્ય છે, તેનો તે હમેશાં દ્વેષ કરે છે. આપણે સઘળા તેને શુદ્ધ અંતઃકરણથી ચાહીએ છીએ, તે તેનાથી ખમી શકાતું નથી. હમણાં સુધી તેનું ગૌરવ સચવાઇ રહ્યું છે, તે માત્ર દેવી ચંદાનો જ પ્રતાપ છે, નહીં તો તેજ દિવસે સભામાં નવું જુનું થઇ જાત!" બીજા પહેરેગીરે જણાવ્યું.

"અરે! આ તો વિનાશની વાત! આવો સ્વાર્થી સરદાર રજપૂતો કોણ જાણે કેમ ચલાવી લે છે? દેવી વારંવાર તેના દુર્ગુણોને ઢાંકવાની યુક્તિઓ કરે છે, પણ મોળા લોઢાની બનેલી તલવારનું પાણી અંતે જણાયા વિના કેમ રહેશે?" પહેલા પહેરેગીરે દીલગીર થઇને સવાલ કર્યો.

"આ હકીકત સઘળા રજપૂતો જાણે છે, પણ દેવીનું અપમાન થવાના ભયથી કોઇ કાંઇ બોલી શકતા નથી. વળી આપણે એક સાધારણ સૈનિક છીએ તેથી એવા મોટા અધિકારીઓના કાર્યમાં માથું મારવાનો આપણને શું અધિકાર?"

આ પ્રમાણે ધીમે ધીમે વાતચિત કરતા તે પહેરેગીરો તે મહોલ્લામાં આમથી તેમ ફરતા હતા. તેવામાં પાછળ કોઇનાં અસ્ફુટ પગલાં સંભળાયાં. તુર્ત જ તેઓ અટકીને ઉભા રહ્યા, અને પૂઠ ફેરવી જોયું તો શ્યામ વસ્ત્રધારી એક ભયંકર વ્યક્તિને હાથમાં નગ્ન ખડ્‌ગ સહિત પોતાની સમીપમાં ધસી આવતી જોઇ! આ ઘટના જોઇને તેઓ એકદમ ચોંક્યા, અને પ્રથમ તે વ્યક્તિને કોઈ ગુપ્ત ઘરફાડુ ચોર હોવાનું ધારી પોતાનાં શસ્ત્ર સંભાળી તેની સામું થવા સજ્જ થઈ જતાં નીડરપણે સન્મુખ ઉભા.

" કોણ છે તું ? " એક પહેરેગીરે તે આકૃતિને સંબોધીને હિંમતથી ધાંટો કહાડીને પૂછ્યું.

" રાજ્યના છૂપા શત્રુનો વિનાશ કરવા ઇચ્છનાર વિકાળ યમદૂત ! " તે આકૃતિએ ભયાનક સ્વરથી પ્રતિ ઉત્તર આપ્યો.

" શું હું રાજ્યનો શત્રુ ? " તે પહેરેગીરે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" તું એકલો નહિ, પણ તમો બન્ને ? " તે વ્યક્તિએ પ્રતિ ઉત્તર આપ્યો.

" કેવી રીતે ? " પેલો પહેરેગીર પૂછવા લાગ્યો.

"હમણાં જ તમે તમારા માલીકની નિંદા કરતા હતા. " તે આકૃતિ દમામથી બોલી.

"હા, એ નિંદા નહીં પરંતુ અમારા દીલના સાચા ઉદ્‌ગાર હતા. આ દેહનો માલીક મનુષ્ય હોઇ શકે, પરંતુ મનનો માલીક એક ઇશ્વિર સિવાય બીજો કોઇ નથી ! " તે આકૃતિને કંઇક ઓળખીને તે પહેરેગીરે છેક નીડર બનીને કહ્યું.

" પણ એ મનને અંકુશમાં નહીં રાખી શકવાની શિક્ષા મોત સિવાય બીજી કાંઇ નથી ! " તે વ્યક્તિએ કઠોર શબ્દોમાં જણાવ્યું.

આ શ્યામ વસ્ત્રધારી વ્યક્તિને બન્ને સૈનિકોએ હવે દુર્ગેશ તરીકે ઓળખી લીધો. પોતાની કરેલી વાતચિત તેના સાંભળવામાં આવી છે, એમ તેના મુખમાંથી નીકળેલા કઠોર શબ્દો ઉપરથી તેમની ખાત્રી થઇ ગઇ; પરંતુ હવે ઇલાજ નહીં હોવાથી લેશ માત્ર ગભરાયા સિવાય તેઓ વધુ હિંમતવાન બન્યા, અને પ્રથમ તેની સાથે જે વાત કરતો હતો તે પહેરેગીર બોલી ઉઠયો:—

" દેશનું અહિત કરવા ઇચ્છનાર સ્વાર્થી રાજતંત્રીના અયોગ્ય વર્તનને માટે સત્ય ઉદ્‌ગાર કહાડવામાં આવે તો તે શું અપરાધ છે ? સમર્થ સત્તાધિશ હોવાનું ગુમાન ધરાવ્યા પછી અમારા જેવી સાધારણ વ્યક્તિઓના માત્ર ખાલી ઉદ્‌ગારો સાંભળી એક બીકણ પુરૂષની માફક ડરી જઇ તેમની પૂઠે પૂઠે ભૂતની પેઠે ભટકવામાં પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપવો એ કેવી હલકી વાત ? આવું નીચ વર્તન જ આપની નિર્બળ રાજનીતિ સિદ્ધ કરી આપે છે. આપના ઉપર અમારો વિશ્વાસ શી રીતે રહે ? જેવા આપ અવિશ્વાસુ છો તેવા જ અમે બન્યા છીએ ! છદ્મ વેષ હોવા છતાં પણ અમે આપને ઓળખી શક્યા છીએ. આપનાં જેવાં વસ્ત્ર છે, તેવું જ રાક્ષસી ગુણે યુક્ત હૃદય છે, તે અમારા જાણવામાં છે, છતાં આજદિન સુધી અમે ક્ષમા રાખી રહ્યા છીએ, તેનું કારણ એટલું જ છે કે જેવું તમારૂં હૃદય કતઘ્ન

અને ઘાતક છે તેવું અમારૂં નથી ! તમારાં પાપનો બદલો પ્રભુ તમને અવશ્ય આપશે જ ! ” દુર્ગેશ તરફની શિક્ષાનો ભય રાખ્યા સિવાય પેલા પહેરેગીરે ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું !

“ મને ઓળખ્યા છતાં મારી સમક્ષમાં જ આટલું બધું બોલવાની તું હિંમત ચલાવે છે, તો તેનો બદલો તમારૂં બન્નેનું અહીં જ લોહી રેડીને લેવાની મારી ઇચ્છા છે ! ” ભારે ક્રોધ પૂર્વક હાથમાંનું આયુદ્ધ ઉગામીને દુર્ગેશ બોલ્યો.

“ તો અમે પણ રજપૂત છીએ ! વિના પરિશ્રમે તમારી એ ઇચ્છાને તૃપ્ત થવા દઇએ તેમ નથી ! આવી જાઓ ! પણ તમે એકલા છો અને અમે બે છીએ તેથી ક્ષત્રિય ધર્મ પ્રમાણે પહેલાં મારા એકલાના સામું દ્વંદ યુદ્ધ કરો, અને પછી બીજાની વાત ! ” સાધારણ પહેરેગીર રજપૂત હોવા છતાં પણ સામું શસ્ત્ર ઉગામીને એક યોદ્ધાને છાજતાં વાક્યો તેણે સંભળાવ્યાં.

દુર્ગેશ અને પેલો રજપૂત પહેરેગીર એક બીજા ઉપર ધસીને શસ્ત્ર-પ્રહાર કરવા લાગ્યા. એક બીજાની ચોટને યુક્તિથી સંભાળી લેતાં અંતે પહેરેગીરના ઓચિંતા પ્રહારથી દુર્ગેશના હાથમાંનું શસ્ત્ર પૃથ્વી ઉપર પડી ગયું, તે લેવા સારૂ ઝડપથી તે નીચો વળ્યો તેવામાં તે પહેરેગીરે તેનું શીર ઉડાવી દેવાના હેતુથી પોતાની ચમકતી તલવારવાળો હાથ પ્રચંડ વેગથી ઉંચો ઉછાળ્યો !

દુર્ગેશના પ્રાણ નષ્ટ થઇ જવાને હવે એક પળનો પણ વિલંબ નહોતો. પેલા પહેરેગીરની તલવાર તેના કંઠમાં પડી તેનું લોહી ચૂસી લેવાની તૈ-યારીમાં હતી, તેવામાં રસ્તાની બાજુએથી એક ભવ્ય આકૃતવાળો રજપૂત યોદ્ધો તેમની વચમાં એકાએક ધસી આવ્યો, અને પોતાના હાથમાં ધારણ કરેલી લાંબી તલવારના એકજ ફટકાવડે દુર્ગેશના કંઠ સુધી આવી પહોંચેલી પેલા પહેરેગીરની તલવાર તેના હાથમાંથી દૂર ઉડાવી દીધી !

“ આ રજપૂતો સાથે દ્વંદ્વયુદ્ધ કરવું આપને ઘટિત નથી ! ” તે નવીન આવનાર રજપૂત યોદ્ધાએ દુર્ગેશનો હાથ પકડી પોતાની તરફ તેને ખેંચી લેતાં ગંભીર સ્વરે કહ્યું.

દુર્ગેશનો ઓચિંતો બચાવ થયેલો જોઇને તે બન્ને રજપૂત પહેરેગીરો ઝંખવાણા પડી ગયા, અને તેનું રક્ષણ કરનાર યોદ્ધાને ભારતસિંહ તરીકે તેમણે ઓળખી લીધો. પોતાનું નિર્દોષપણું સિદ્ધ કરવા તેઓ તેની પાસે તલવાર મિયાન કરી જતા હતા, પરંતુ તે પહેલાં ભારતસિંહ તેમને પકડવા કે તેમની હકીકત સાંભળવા સારૂ ઉભો નહીં રહેતાં દુર્ગેશને આગ્રહ પૂર્વક પોતાની સાથે લઇને ઝડપથી ત્યાંથી ચાલતો થયો !

---

# પ્રકરણ ૨૩ મું.

## ગુમાનસિંહનું સ્વર્ગગમન.

સુજ્ઞ વાચક વર્ગને વિદિત છે કે પ્રભાવતીનો પિતા ગુમાનસિંહ રણથંભોરમાં આવ્યો ત્યારથી જ દુર્ગેશની આજ્ઞા મુજબ દુર્ગ રક્ષક સૈન્યમાં એક ટુકડીના અધિપતિ તરીકે પોતાનું કાર્ય કર્યા જતો હતો. વૃદ્ધાવસ્થાને લીધે તેના અંગમાં હવે ઝાઝું બળ રહ્યું નહોતું, તથાપિ તેનું યુદ્ધકૌશલ્ય અને જુસ્સો હજુ જેવો ને તેવો જ હતો. પુત્રીને મળ્યા પછી પોતાની ઉપર પડેલી આપત્તિ તે વિસરી ગયો હતો, અને તેને યોગ્ય પતિ મળેલો જોઈ તે હમેશાં આનંદમાં રહેતો. દુર્ગેશના મહાલયની પાસે રાજવાડાના એક ભુવનમાં તેનો નિવાસ હતો. ત્યાં પ્રભાવતી વખતો વખત જઈ તેને મળતી, અને પિતા પુત્રી અનેક વહાલભરી વાર્તાઓથી પોતાનું હૃદય ખોલી તૃપ્ત થતાં. તેમનું પરસ્પર હેત જોઇ દ્વેષભાવનાવાળો દુર્ગેશ પણ તેમના ઉપર મમતા દર્શાવતો, અને તે વૃદ્ધ પુરૂષની પ્રતિષ્ટા જાળવી રાખવામાં સંકુચિત થતો નહિ. ”

પતિ અને પિતૃપ્રેમથી પ્રભાવતી હમેશાં સંતુષ્ટ રહેતી હતી, પરંતુ તે બન્ને સુખો લાંબા સમય સુધી સાથે ભોગવવા દેવા પ્રભુની ઇચ્છા નહોતી. દિનપ્રતિદિન વૃદ્ધાવસ્થા વધતી જવાથી તેનો પિતા પોતાનું કાર્ય કરવાને કેવળ અશક્ત થઇ ગયો, અને એ અશક્તિના પ્રભાવે ઉત્પન્ન થયેલા વ્યાધિથી પીડાઈને અંતે પથારીવશ થયો. રાત્રિ દિવસ તેની સેવામાં નિમગ્ન થયેલી પ્રભાવતીને હવે તેના જીવન વિષે શંકા થવા લાગી. સ્નેહમય પિતાનો હંમેશને માટે વિયોગ થવાની ચિંતામાં વારંવાર તે આંસુ ઢાળતી, અને કોઇ કોઇ સમયે નાના બાળકની પેઠે રોઇ પડતી. વૃદ્ધ ગુમાનસિંહ તેના માથા ઉપર હાથ મૂકી તેનું શાન્તવન કરતો, અને સાંસારિક વિષયમાં શુભ માર્ગે વિચરવાની યોગ્ય શિક્ષા આપી તેના ઉપર વહાલથી શુભાશિર્વાદ વર્ષાવતો.

દુનિઆમાં માતા પિતાનો સ્નેહ એવો છે કે જન્મથી અંત સુધી તે ખંડીત થઈ શકતો નથી. તે સ્નેહમાં એક પ્રકારનું દિવ્ય માધુર્ય સમાયેલું હોય છે. જે ખરાં સ્નેહી સંતાનો છે તેજ તેનું દિવ્ય સુખ કલ્પી શકે છે. પરંતુ પ્રેમવિહૂની હૃદય કે જ્યાં કોઇ પણ પ્રકારના પ્રેમનો આવિર્ભાવ નથી, તેવી વ્યક્તિઓના લલાટમાં વિધાતાએ એ સુખ નિર્માણ કરેલું નથી. શુદ્ધ પ્રેમ પરીક્ષકોના મત પ્રમાણે તો માતા પિતા આ સંસારમાં એક કલ્પવૃક્ષ

સમાન છે, અથવા તો અખંડ વેગથી વહેતો અમૃતનો ઝરો છે. આ વાક્યો શાસ્ત્ર સિદ્ધાંત પણ છે, અને તેનો સમગ્ર વિશ્વમાં કોઇથી અસ્વીકાર થઇ શકે તેમ નથી.

આવી સ્થિતિમાં કેટલાક દિવસ વ્યતીત થતાં એક સમયે વ્યાધિનું બળ વધી પડવાથી વૃદ્ધ ગુમાનસિંહ એકાએક અચેત થઇ ગયો. ઉપચાર કરનાર વૈદ્યો અને બીજા સેવકોએ તેના પ્રાણ બચવાની આશા મૂકી. પિતાના અવસાનનો સમય નજીક આવેલો જોઇ તેની પાસે બેઠેલી પ્રભાવતી ગભરાઇને પોકેપોક રડવા લાગી. શોકથી તેનું કોમળ અંતઃકરણ ચીરાઇ જવા લાગ્યું. પિતાનું અચેત શરીર જોઇ તેનું શીર પોતાના અંકમાં લેવાની તજવીજ તે કરતી હતી તેવામાં તે વૃદ્ધને પાછું ચૈતન્ય પ્રાપ્ત થયું, અને પોતાનાં બન્ને નેત્રો ઉઘાડી ચારે બાજુ દ્રષ્ટિ કરીને લથડતા સ્વરે તે બોલ્યોઃ—

"મારો અંતકાળ હવે સમીપમાં જ છે. દુર્ગેશ, ભારતસિંહ, દેવી, વગેરે સગાં સ્નેહીઓને હમણાં જ મારી પાસે બોલાવો. તેમની આગળ બે શબ્દ બોલવાની મારી ઇચ્છા છે. ત્યાર પછી શાન્તિથી મારા દેહનો હું ત્યાગ કરીશ."

ગુમાનસિંહની અંતિમ ઇચ્છા મુજબ સેવકો દુર્ગેશ, દેવી ચંદા, ભારતસિંહ, બિક્રમસિંહ, ભારૂમલ્લ વગેરેને બોલાવવા સારૂ દોડયા. તે સઘળા ત્યાં આવી પહોંચ્યા પછી તેમની તરફ દ્રષ્ટિ કરીને તે વૃદ્ધ કાંઇક વિચારવા લાગ્યો. એક પળની અંદર તેના શરીરમાં થતી વેદના જાણે એકાએક વિરામ પામી ગઇ હોય તેમ તે આવેશમાં આવી ગયો, અને સર્વને લક્ષીને ગંભીરપણે બોલવા લાગ્યોઃ—

"વહાલાંઓ! તમારી પાસેથી હું હવે હંમેશને માટે વિદાય થાઉં છું! શ્રી એકલિંગજીના અદ્‌ભુત પ્રકાશમાન ગણો મને દિવ્ય લોકમાં લઇ જવા સારૂ મારી સમક્ષમાં આવી ઉભા છે! તેઓ તમારી આગળ કેટલાંક વાક્યો બોલવાની મને પ્રેરણા કરે છે! હવે હું જે કાંઇ બોલું છું તે તેમની આજ્ઞાનુસાર છે એમ સમજજો. દિવ્ય ભૂમિનાં સંતાનો! તમે તમારી ઉન્નતિ ઇચ્છતાં હો તો ભેદભાવનો અંતરથી ત્યાગ કરી સઘળાં સંપીને રહો. સંપ એ જ આપણો પવિત્રમાં પવિત્ર પૂજ્ય દેવ છે, એમ નિશ્ચયપૂર્વક સમજીને તેના તરફ ખરા અંતઃકરણથી પૂજ્યભાવ રાખતાં શિખો. જગતનિયંતાએ આ ભૂમિથી અધિક વિસ્તારવાળી અનંત સૃષ્ટિઓ રચી છે, પરંતુ અનંત મહાપુરૂષો, અને મહા દેવીઓના પ્રાસાદથી જેવી આ ભૂમિ પવિત્ર બની છે તેવી બીજી નથી. આવી પવિત્ર ભૂમિમાં કુસંપ રૂપી અપવિત્ર વેલનો કદાપિ વિસ્તાર થવા દેવો જોઇએ નહિ. અરે! તેનાં મહાન્ ઝેરી

ફળ અનિચ્છાએ ખાવાનો પ્રસંગ આવી લાગતાં પહેલાં ઠામ ઠામ ફરી તેનું શોધન કરી મૂળમાંથી ખણી નાખવી જોઇએ. " જ્યાં સંપ છે ત્યાંજ જંપ છે. " એ શુભ વાક્યને કેવળ જીવ્હામાં નહીં પરંતુ હૃદયમાં પણ સ્થાન આપતાં શિખો, અને તેમાં જ અદ્ભુત ઐશ્વર્યનો નિવાસ છે એમ દ્રઢ વિશ્વાસ રાખો. એ સિવાય સંસારમાં સાર વસ્તુ સ્વધર્માવલંબન છે. ગમે તેવા સ્વાર્થના ભોગે પણ તેનું સેવન કરજો. મોટામાં મોટો આપત્કાળ આવી પડતાં પણ તેનો ત્યાગ કરશો નહિ. સામાન્ય વ્યવહારમાં કે રાજ્યનીતિમાં તેનું અવલંબન કરીને વર્તજો. વળી રાજભક્તિ કે સ્વદેશભક્તિના કર્તવ્યમાં કદાપિ પરાંઙમુખ થશો નહિ. સર્વમાન્ય ગીતાના પ્રસિદ્ધ પરમાત્મન્ વચન પ્રમાણે રાજામાં ઈશ્વરી અંશ છે, તેનું હંમેશાં સ્મરણ રાખી તેની આજ્ઞાનું પાલન કરવામાં તથા તેની ઇચ્છાઓને માન આપવામાં હમેશાં તત્પર રહેજો. સ્વદેશી બંધુ સાથે અહં-મમત્વ દર્શાવવાનું ડહાપણ કદાપિ કરશો નહિ. સ્વ-ઉન્નતિની પ્રબળ ઈચ્છાઓમાં એકાએક પ્રગટ થતા મનોવિકાર ઉપર અંકુશ રાખતાં શિખી સહનશિલતાવાળા સત્વગુણી થજો. દ્વેષ, કપટ, દુરાચાર વગેરે દુર્ગુણોને તિલાંજલિ આપી તમારૂં હૃદયદ્વાર શુદ્ધ નિષ્કંચન પ્રેમને માટે હમેશાં ખુલ્લું રાખજો. પ્રેમાળ જીવન આ કાજળની કોટડી જેવા તિમીર-રૂપ સંસારને સ્વર્ગમાં ખીલી રહેલા ઈંદ્રના નંદનવન સમાન સુશોભિત બનાવે છે, એમ ખાત્રીપૂર્વક સમજી રાખજો. સૃષ્ટિમાં સત્ય અને શિયળ એ બે સ્વધર્મના મુખ્ય આધારરૂપ સ્તંભ છે, તેનું પ્રતિદિવસ અવલંબન કરી તેના ઉપર શુભ કર્તવ્યરૂપી સાહસના અભેદ કિલ્લા બાંધવા અખંડ પ્રયત્ન કર્યાં જજો. આ સઘળા કથનનો હેતુ માત્ર એટલો જ છે કે દેશનો આત આનંદ-થી ઉદ્ધાર કરવાની તમારી ઇચ્છા હોય, તો સંપ અને સ્વધર્મનું સર્વથા અવલંબન કરીને ચાલજો, નહીં તો તમારો બીજો એકે પરિશ્રમ સફળ થશે નહિ ! " આટલું બોલતાં બોલતાં તે વૃદ્ધનો કંઠ રૂંધાઇ ગયો, અને ફરીથી તે પાછો મૂર્છિત થયો.

તેની આ અવસ્થા જોઇને સઘળાં ગભરાયાં, પરંતુ તેવામાં તે ફરી સચેત થઇ ગયો, અને પ્રથમની પેઠે ગંભીરપણે બોલવા લાગ્યોઃ—

" દેવી ચંદા ! તમે પ્રાચીન સમયમાં થઇ ગયેલી મહાસતી સુલોચના-નો સાક્ષાત્ અંશાવતાર છો ! જુઓ ! આ અંત્રિક્ષમાં ઉભેલા અનંત પ્રભાવશાળી શિવગણો પણ તમને વંદન કરે છે ! તમો એકલાંના સ્વધર્મ બળેજ માત્ર આ દુર્ગ હમણાં સુધી મહાન્ શત્રુઓ સન્મુખ ટકી રહ્યા છે, પણ યોદ્ધાઓમાં સંપના અભાવે અંતે તેનું પરિણામ શ્રેયકર નથી, એમ આ દિવ્ય દેહધારી દેવદૂતો મને કહે છે ! અને એ સંબંધમાં વધુ ભવિષ્ય

ભાખવાની તેઓ ના પાડે છે! પ્રભાવતી, સ્વધર્મનું પ્રાણની પેઠે જતન કરનારી તારી સ્વર્ગવાસી માતા હમમાં એચિંતી પ્રગટ થઇ દિવ્ય સ્વરૂપે મારી દ્રષ્ટિએ પડે છે! તેનાં અંગેઅંગમાં અલૌકિક પ્રકાશ જોઇ મારાં નેત્રો અંજાઇ જાય છે! મારી સામું જોઈ તે મંદ મંદ હસે છે! અને લાંબા હાથ કરી મને દિવ્ય લોકમાં લઇ જવાની સૂચના કરતાં તે હર્ષઘેલી જણાય છે! અહો! આ ઓરડો હવે પ્રકાશથી ઉભરાઈ જવા લાગ્યો! મારાં વહાલાંઓ! બીજાં વહાલાંઓને મળવા હું હવે દિવ્ય લોકમાં જાઉં છું!!"

આટલું બોલી રહ્યા પછી તેનાં નેત્રો એકદમ થરડાઇ ગયાં. સઘળાએ તેની આશા મૂકી દીધી. હિંદુ ધર્માનુસાર ગૌમૂત્ર, ગંગાજળ, તુલસી, દર્ભ, વગેરેથી પવિત્ર કરેલી પૃથ્વી ઉપર તેને તુર્ત જ સૂવાડવામાં આવ્યો, અને ત્યાં એકાદ બે પળ હૃદયના ધબકારા થવાની સાથે તેનો પવિત્ર આત્મા શાન્ત વૃત્તિથી પરમાનંદનો અનુભવ લેવા પરલોકમાં સિધાવી ગયો.

આ બનાવ જોઇને ત્યાં હાજર રહેલા મનુષ્યોની આંખમાં પાણી ભરાઇ આવ્યું. અંત સમયે તેણે ઉચ્ચારેલાં અમૂલ્ય વાક્યો સંભારીને સર્વ શોક પ્રદર્શિત કરવા લાગ્યાં. આ સમાચાર શહેરમાં પ્રસિદ્ધ થતાં પુરવાસી રજપૂતો વગેરે લોકોનો મોટો સમૂહ ત્યાં આવી પહોંચ્યો. સર્વના મનમાં તેના માટે માન હોવાથી તેનું મર્ણ થયેલું જોઇ તેઓ ખેદીત થવા લાગ્યા. ઘણા રજપૂતો તેના ઉત્તમ ગુણોની સ્તુતિ કરતા સંભળાતા હતા. દેવી ચંદ્રાના મનમાં પણ તેના મરણથી ભારે શોક ઉત્પન્ન થયો હતો, અને એક સ્વધર્માનુરાગી દેશભક્ત પુરૂષને આ દેશમાંથી અદ્રશ્ય થયેલો જોઇ તે પોતાની આંખમાંથી આંસુ ઢાળતી હતી.

મરનાર યોદ્ધાના માનને ખાતર શહેરમાં ચાલતું સઘળું કામકાજ તે દિવસે બંધ રાખવામાં આવ્યું. દેવી અને દુર્ગેશની આજ્ઞા મુજબ તેના શબને અગ્નિસંસ્કાર કરવાની તૈયારીઓ થઈ રહી.

પિતૃપ્રેમરૂપી અમૂલ્ય દીપકની પ્રકાશમાન જ્યોત બૂઝાઇ જવાથી અંતરમાં પ્રગટ થતા અપાર શોકના આઘાતને લીધે પ્રભાવતીની અવસ્થા અર્ધ મૂર્છિત જેવી થઇ ગઇ. છેક મર્યાદા મૂકીને ઉંચે સ્વરે તે આક્રંદ કરવા લાગી. જે કલ્પવૃક્ષની શીતળ છાંયમાં બેસીને તે શુદ્ધ સ્નેહાનંદની લહરોનો અનુભવ કરતી હતી, તે વૃક્ષ એકાએક પડીભાગ્યું હતું. કોટી પ્રયત્ન કરતાં પણ તે આ દુનિઆમાં પુનઃ સ્થિર થઇ શકે તેમ નહોતું. જે સ્નેહભર્યા મુખમાંથી મિષ્ટ વાણી રૂપી અમૃતનું તે પાન કરતી હતી તે પાત્ર તૂટી જઇ તેમાંનું અમૃત ઢળી ગયું હતું. સંસારમાં ગુમાવેલી સર્વ વસ્તુઓ, સગાં, સંબધી, વગેરે પ્રયત્ન કરતાં ભવિષ્યમાં ફરીથી પ્રાપ્ત કરી શકાય

છે, પરંતુ માતા પિતા રૂપી ગુમાવેલું અમૂલ્ય ધન કોઇ ફરી પ્રાપ્ત કરી શકતું નથી. તેમના પવિત્ર સ્નેહમાં જે દિવ્ય માધુર્ય રહેલું છે, તે માત્ર તેમનાં સ્નેહી સંતાનો જ જાણે છે. એ પ્રેમનું આકર્ષણ અલૌકિક છે. આપણા આર્યાવર્તના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડનારા 'પિતૃઆજ્ઞાપાળક શ્રવણનું દૃષ્ટાંત તેને માટે બસ છે.

ઉંચા સ્વરથી રૂદન કરતી પ્રભાવતીને આશ્વાસન આપવા સારૂ દેવી ચંદાએ તેને પોતાની બાથમાં લીધી, શાન્તિ રૂપે બોધ વચનો સંભળાવી તેના અંતરમાં થયેલો શોકનો આઘાત ટાળી દેવા તેણે પ્રયત્ન કરવા માંડયો. ચંદાના એ ઉપદેશથી પ્રભાવતીના મનમાં કાંઇક અસર થયેલી જણાઇ, અને કેટલીક વારે તેનો ઉછળી રહેલો શોકનો ઉભરો કંઇક વિરામ પામવા લાગ્યો. છેવટે ગુમાનસિંહના શબને એક યોદ્ધાને છાજે તેવી રીતે વાજીંત્રો તથા સૈનિક ઠાઠમાઠ સહિત શહેર બહાર સ્મશાન ભૂમિમાં લઇ જઇ ત્યાં યોગ્ય વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો, અને એ રીતે ઇશ્વરની અવકૃપાએ આ પૃથ્વીમાંથી એક ખરો રાજભક્ત, દેશભક્ત, અને શૂરવીર રજપૂત યોદ્ધો હમેશને માટે ગૂમ થઇ ગયો.

---

## પ્રકરણ ૨૪ મું.

### શંકાનું સ્પષ્ટિકરણ.

ગુમાનસિંહના મૃત્યુ પછી કેટલાક દિવસે પ્રભાવતીનો શોક સમ્યો, અને પતિસેવામાં સંતોષથી તે પોતાનો સમય વ્યતિત કરવા લાગી. હવે તેના આનંદનું–સુખસ્થાન માત્ર ભારતસિંહ જ હતો. રાત્રિ દિવસ તેની સેવામાં રહી યોગ્ય મિષ્ટ વચનોથી તેની ચિંતા તે હરી લેતી. એક પ્રસંગે પોતાના નિવાસસ્થાનમાં સ્વામી સાથે ભિન્ન ભિન્ન પ્રકારનો વાર્તાલાપ કરતાં મનમાં એક પ્રકારનો સંકલ્પ ઉત્પન્ન થવાથી તેણે તેને પૂછ્યું: " વહાલા, શું દુર્ગેશ હજુ પણ આપના ઉપર દ્વેષ રાખે છે ? "

" હા. મારા વિષે ભરાયેલો મિથ્યા વહેમ તેના મનમાંથી હજુ ગયો નથી. "

" આપે પેલા પહેરેગીર રજપૂતોના હાથમાંથી તેમના પ્રાણની રક્ષા કરી તે ઉપકાર તેમના મનમાં વસ્યો નહિં હોય ? " તે રાત્રિએ બનેલી હકીકત પ્રભાવતીના જાણવામાં હોવાથી તેણે પૂછ્યું.

" ના. મારા ધારવા પ્રમાણે તેનો અર્થ તેણે ઉલટો જ કર્યો છે. જાણે હું જ સઘળા સૈનિકોને તેની વિરૂદ્ધ ઉશ્કેરનારો હોઉં ! "

" કેવું મિથ્યા દોષારોપણ ! ત્યારે શું મારા પિતાએ અંત સમયે આપેલા ઉત્તમ ઉપદેશની પણ તેમને અસર નથી થઈ ? "

" ના. જ્યાં સ્વાર્થ વૃત્તિઓ પ્રબળ થઈ જાય ત્યાં કોઈનો ઉપદેશ અસર કરી શકે નહિ. જ્યારે તારા પિતાશ્રીના મુખમાંથી એ અમૂલ્ય વાક્યો નીકળતાં હતાં, ત્યારે તેનું અંતઃકરણ કાંઈક કોમળ થયું હોય એમ જણાતું હતું; પણ પાછળથી તેમાં મલીન વાસનાઓ ઉભરાઈ ગઈ હોય એમ જણાય છે. તેનું ચંચળ મન સ્મશાનવૈરાગ્ય જેવું છે ! "

" ત્યારે તેઓ આપની સાથે રાજનીતિ અને યુદ્ધ પ્રકરણ સંબંધી પ્રસંગોપાત મિષ્ટાલાપ કરતાં પ્રસન્ન થતા જણાય છે તેનું શું કારણ ? "

" ભારતસિંહે જણાવ્યું : "તેથી શું ? મોંઢેથી મીઠું બોલે છે, પરંતુ પરસ્પરનું મનોમન સાક્ષી છે. તેના હૃદયમાં મારા વિષે હલાહલ વિષ ભરેલું છે. આજ સુધીના મારા અનુભવ પ્રમાણે જગતમાં જે મલીન અંતઃકરણના, સ્વાર્થી અને કપટકૌશલ્યતામાં નિપૂણ પુરૂષો છે, તેજ હદ કરતાં વધારે વિનય પૂર્વક મીઠું મીઠું બોલી અન્ય ભોળા માનવ હૃદયમાં વિષમ વિષનો યુક્તિથી સંચાર કરનારા છે, અને તેવા મીઠા વિષધારી ભયંકર ભુજંગોથી હમેશાં સાવચેત રહેવાની જરૂર છે. એ વિષે આપણા એક મહાત્મા કહી ગયા છે કે,

" નમે નમે મેં ફેર હય, બ્હોત નમે નાદાન;
" દગલબાજ દોરા નમે, ચિત્તા ચોર કમાન ! "

આ દોહરાનો અર્થ ખુલ્લો છે. જરૂર વિનાની બહુજ નમ્રતાથી મીઠાશ વાપરી વિનય દર્શાવવો એ એક પ્રકારની મૂર્ખતા છે, અને તેવી નમ્રતાની હદનું છેક ઉલંઘન કરનાર તો મહાન્ દંભી હોય છે. દગલબાજનું વિશેષણ તેમને યોગ્ય રીતે ઘટિત છે. ચિત્તા વાઘ જેમ વધારે નીચો નમે છે, તેમ તેની છલંગ દૂરના શિકાર સુધી જાય છે. ચોર જેમ વધારે નીચો નમે છે તેમ નાના બાકોરામાં પેસી પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. કામઠું જેમ વધારે નીચું નમે છે, તેમ સામાના શરીરમાં વધારે કારી ઘા કરી શકે છે. જો દંભ વિનાની વિનયતા વિશ્વમાં પ્રસરી હોત તો તેનું પરિણામ એવું ઉત્તમ થાત કે આ ભૂમિમાંથી કુસંપ ક્લેશનું બીજ કેવળ નાશ પામત, પરંતુ મુખમાં વાણી રૂપી અમૃત ભરેલું છે, અને હૃદયમાં રહેમનું બિંદુ નથી ! નભ મંડળમાં અનંત ઉડુગણ છે, પરંતુ શર્દ રાત્રિને શોભાવનાર ઇંદુ નથી ! સુંદર શઢ યુક્ત વિશાળ વહાણ બન્યું છે, પણ તેને ચલાયમાન કરવા સરિતા કે સિંધુ નથી ! તે જ પ્રમાણે હૃદયશૂન્ય મિષ્ટ વાણી શું

કરી શકે ? મીઠી વાણીથી જગત્ વશ થાય છે એ સામાન્ય વાક્ય સૌ જાણે છે, પરંતુ તેનો સત્ય અર્થ એવો છે કે, ખરા અંતઃકરણથી જે વાક્યોનો વિનય રૂપે ઉચ્ચાર થાય છે તે જ વાક્યો માનવ હૃદય ઉપર સ્નેહની અસર કરી શકે છે. સિવાયનાં મિષ્ટ વાક્યો કેવળ બકવાદ રૂપ છે, અને તે કદાચ પ્રપંચથી પૂર્ણ હોય તો શિવજીએ પીધેલા હલાહલ સમાન છે. એ વિષે પણ તે મહાત્મા કહે છે કે,

"રામ નામ સહુ કો કહે, દીલસેં કહે ન કોઇ;
"એક બેર દીલસેં કહે, કોટી યજ્ઞ ફલ હોઇ."

આ અમૂલ્ય દુહા પ્રમાણે એકલો "રામ" શબ્દ બોલી ગયાનું કાંઇ ફળ નથી, પણ તેનું શુદ્ધ અંતઃકરણથી ઉચ્ચારણ કર્યું હોય તો જ તે ફળીભૂત થાય છે. ઇશ્વરના સંબંધમાં પણ જ્યારે આવું છે ત્યારે માનવ વિષે હોય એમાં શું નવાઇ ? પ્રાણીમાત્રના હૃદયમાં તે સાક્ષીભૂત તરીકે રહેલો છે. લોહને લોહચુંબક જેમ પોતાની તરફ ખેંચી લે છે તેમ શુદ્ધ અંતઃકરણ શુદ્ધ અંતઃકરણનું તત્કાળ આકર્ષણ કરી લે છે. પ્રિયા ! તું હજી કાંઇક ભોળી છે તેથી જ દુર્ગેશની મીઠી વાણીથી ઠગાય છે. સ્વાર્થને વશ થયા પછી તેનું અંતઃકરણ દાંભિક બન્યું છે. આવી કપટકુશળતામાં સ્નેહ કે સંપનો કદાપિ અવકાશ હોઇ શકે નહિ."

"ગમે તેમ હોય પણ દુર્ગેશનો આપણા ઉપર કેટલોક ઉપકાર છે. તેનું અનિષ્ટ કરવા આપ સહજ સંકલ્પ પણ કરશો નહિ. શુદ્ધ નિષ્ઠાથી રાજભક્તિ કર્યા જાઓ." પ્રભાવતી બોલી.

"મારૂં અંતર તો તેના વિષે શુદ્ધ જ છે, અને અંત સુધી તે શુદ્ધ જ રહેવાનું." ભારતસિંહે નિશ્ચયપૂર્વક જણાવ્યું.

"આપના આ નિશ્ચયથી મને આનંદ થયો. કદાચ એમ કર્યાથી ભવિષ્યમાં આપણું પરસ્પરનું ઐક્ય જળવાઈ રહે તો કેવું સારૂં થાય ? મારા પિતાની ઇચ્છા તેવી જ હતી. દેવીની પણ એ જ અભિલાષા છે. પણ નાથ ! જેવી કપટમય મિષ્ટ વાણીને એકતામાં યોગ્ય રીતે વિક્ષેપ કરનાર આપે પ્રતિપાદન કરી, ત્યારે કઠોર વાણીમાં હલાહલ વિષ હોવાનું વિદ્વાનોનું વાક્ય શું ખોટું હશે ?" પ્રભાવતીએ પૂછ્યું.

"તારી શંકા પ્રમાણે કઠોર વાણી વિષમય છે એ વાત ખરી, પરંતુ એ વિષ પ્રત્યક્ષ દેખીતું છે, તેથી તેનો તત્કાળ ઉપાય થઇ શકે છે. કોઇ મનુષ્ય ક્રોધને વશ થઇ કદાચ કઠોર વાણી ઉચ્ચારે છે, તો તેથી તેના હૃદયમો ભાવ સામો મનુષ્ય સ્પષ્ટ રીતે સમજી શકે છે, અને સાવધાન થઇ જાય છે. પરંતુ તેવી વાણી ઉચ્ચારનાર મનુષ્યો ઘણુંકરીને સરલ અંતઃકરણ-

ના હોય છે. ઘણી વખતે તેમનો ક્રોધ દૂધના ઉભરા સમાન હોય છે. પોતાના મુખમાંથી નીકળેલાં કઠોર વાક્યોને માટે ઘણી વાર તેઓ પસ્તાવો કરતા જણાય છે. ખરી રીતે જોવા જઇએ તો મીઠી વાણી ઉચ્ચારનારા મિથ્યા ભાષણીઓની માફક તેમનું અંતઃકરણ મલીન હોતું નથી, તેથી હૃદયનો ઉભરો તે વાક્પ્રદાનથી સત્ય સ્વરૂપમાં ખાલી કરી દે છે. જો કે એનું પરિણામ એક રીતે સારૂં તો નથી જ, પરંતુ જે મનુષ્યોને તેમના આવા સ્વભાવનો હંમેશાં પરિચય હોય છે, તે તેના વિરૂદ્ધ ન થતાં ઉલટા ગુણગ્રાહી બને છે. હું અનુભવથી કહું છું કે એવી ઉગ્રતા દર્શાવનારાં મનુષ્યનું હૃદય નિષ્કપટ હોઇને દયા અને સ્નેહાંકુરોથી ભરપુર જણાય છે. દ્રષ્ટાંતરૂપે પિતા પુત્રને કઠોર વાણીથી ઉપદેશે છે, અને તે જ પ્રમાણે તેનો શિક્ષાગુરૂ કરે છે. આ બધું પરિણામે હિતકારક છે. આપણામાં કહેવત છે કે "કડવાબોલી માત, અને મીઠાબોલું જગત્!" એ પ્રમાણે અનીતિ કરનારને પણ અન્ય મનુષ્યો મીઠા શબ્દોથી સંબોધી તેની અનીતિમાં વૃદ્ધિ કરાવનાર મદદગાર થઇ પડે છે. આ ઉપરથી મારો હેતુ એવો નથી કે કઠોર વાણી ફળદાયિકા છે. હદ ઉપરાંત જે વર્તન ચલાવવામાં આવે તે તમામ અહિત કરનારાં છે.

પરંતુ કઠોર વાણીમાં હલાહલ છે, અને મીઠી વાણીમાં કેવળ અમૃત છે, એવી માનિનતા છેક ભૂલભરેલી છે. વિષ બન્નેમાં છે. એકમાં પ્રત્યક્ષ તો બીજામાં ગુપ્ત. પ્રત્યક્ષનો ઇલાજ છે, અને ગુપ્તનો નથી, અને તેથી જ હું ભયંકર ભુજંગરૂપ મીઠા વિષધારી માનવ કરતાં કઠોર વાણીથી હૃદયભાવ ખુલ્લો કરી દેનારા સરલ ચિત્ત માનવને સેંકડો દરજ્જે પસંદ કરૂં છું. છળ-કપટથી પ્રહાર કરી પ્રાણ હરનારા હીચકારા શત્રુ કરતાં સાવધ કરી સન્મુખ યુદ્ધ માગનાર શૂરવીર શત્રુ શું ખોટો? ઘણું કરીને જ્યાં બાહ્ય કઠોરતા જણાય, ત્યાં જ અંતઃકરણ દયાથી ભરપૂર હોય છે. મગર અને કાચબો તેના દ્રષ્ટાંતરૂપ છે. આ ઉપરથી મીઠી વાણીને વગોવવાની મારી ઇચ્છા નથી. મારી ધારણા પ્રમાણે માનવ જાતિનું તે ભૂષણ છે, પરંતુ તે નિયમિત અને સરલ ચિત્ત હોવી જોઇએ, નહીં તો તે કેવળ નિષ્ફળ છે. અને એવી દાંભિક મિષ્ટ વાણીથી પરસ્પર ઐક્ય થવાની આશા રાખવી એ આકાશ કુસુમવત્ છે." ભારતસિંહે વાણીનું સત્ય સ્વરૂપ સમજાવ્યું.

"હવે હું આપના બોલવાનો ભાવાર્થ સ્પષ્ટ રીતે સમજી. યોગ્ય મિષ્ટ વાણીની સાથે હૃદય ભાવના શુદ્ધ હોય તો જ પરસ્પરનું ઐક્ય વજ્રમય થઇ જાય, પણ એકની શુદ્ધ અને બીજાની મલીન ભાવના જ્યાં સુધી હશે ત્યાં સુધી શ્રેષ્ઠ ફળની શી આશા? પણ વહાલા! આપણો પ્રભુ બેલી છે." પ્રભાવતી બોલી.

"હા. જેની શુદ્ધ ભાવનાઓ છે તેનો પ્રભુ જ બેલી છે. અંતે તે જ તેને સાહાય્ય કરે છે, પરંતુ ઇચ્છા વિરુદ્ધ મારાથી હમણાં બોલાઇ જવાય છે કે શીતળ ચંદનના જેવી મિષ્ટ વાણી ઉચ્ચારનાર દુર્ગેશનું હૃદય દુષ્ટ છે. તેના અંગેઅંગમાં હલાહલ વિષ ભરેલું છે. હવે મને તેનો અવિશ્વાસ દિન-પ્રતિદિન વધતો જાય છે !" ભારતસિંહ સહજ કોપયુક્ત બોલ્યો.

"નાથ ! એ વાત હવે જવા દો. આમ બોલવાથી દુર્ગેશ તરફ આપની ભેદભાવના વૃદ્ધિ પામશે, અને ઉલટો તિરસ્કાર વધશે; તથા પરિણામે દેશની દુર્દશા થઈ જશે. માટે પ્રથમ દેશના હિતાહિતનો વિચાર કરો. બાદશાહની છાવણીમાં હું ગુપ્ત વેષે આવી હતી ત્યારે કેટલાક મોગલોના મુખથી મેં સાંભળ્યું હતું કે હિંદુઓમાં જ્ઞાતિભેદ ધર્મભેદ વગેરે કેટલાક રિવાજો છે, તેથી તેઓનું માંહોમાંહેનું ઐક્ય પણ સચવાતું નથી. શું એ વાત સત્ય હશે ? જો એમજ હોય તો દુર્ગેશ આપણા ઉપર દ્વેષ રાખે છે તેનું કારણ તો તેનાથી કેવળ ભિન્ન છે !" ભારતસિંહનો મનોભાવ કળી લઇ ચતુર પ્રભાવતીએ તેના તે જ વિષય ઉપર ભિન્ન રીતે ચર્ચા કરવા માંડી.

"જ્ઞાતિભેદ તો આપણામાં પુરાતન કાળથી ચાલતો આવેલો છે, અને ત્યાર પછીનાં હજારો વર્ષ પર્યંત આપણી જાહોજલાલી જેવી ને તેવી જ રહી હતી, તે ઇતિહાસનું અવલોકન કર્યાથી તને જણાશે; અને તેથી ઐક્ય કરવામાં જ્ઞાતિબંધન નડતર રૂપ છે એમ માનવું એ કેવળ મૂર્ખાઇ છે. જગત્‌નો ઇતિહાસ અને હિંદુ ધર્મશાસ્ત્રોના સત્ય રહસ્યથી અજ્ઞાન મનુષ્યો જ આવી કપોળકલ્પિત દલીલ સ્વીકારી શકે. વળી આપણામાં સ્થૂળ દ્રષ્ટિએ જોતાં જણાતા ધર્મભેદ પણ પુરાતની છે. કદાચ પાછળથી કંઇક વધ્યા હશે, તોપણ તેને ઐક્યબળ સાધવામાં વિઘ્નકર્તા કહી શકાય તેમ નથી. કૃષ્ણાવતાર સમયે અથવા તે પહેલાં કે જે સમયે આપણી સંપૂર્ણ જાહોજલાલી હતી, તેવામાં પણ આ ભેદો હતા. સર્વમાન્ય ગીતા તેની સાક્ષીભૂત છે. તેમાં શ્રીકૃષ્ણ સ્વમુખે જ કહે છે કે, "સૃષ્ટિનાં મનુષ્યો પોતપોતાની માનિનતા પ્રમાણે ભિન્ન ભિન્ન દેવ દેવીઓને સેવે છે, તે સર્વ મને જ સેવે છે; કેમકે સર્વમાં મારૂં જ સ્વરૂપ છે." પૃથ્વીમાં પ્રભુ તરીકે પુજાયેલા શ્રી કૃષ્ણ પરમાત્માએ તેની યોગ્યતા સ્વીકારી છે, તો પછી તુચ્છ માનવની તે વિષેની અસત્ય દલીલો શા હિસાબમાં ? જ્ઞાતિભેદ અને ધર્મભેદથી આપણું ઐક્ય તૂટે છે, એ બન્ને કલ્પનાઓ કેવળ મિથ્યા છે. હિંદુ મુસલમાનોમાં ઐક્ય વધારવા ઇચ્છનાર શહેનશાહ અકબરે પણ સઘળાં હિંદુ ધર્મશાસ્ત્રોની યોગ્યતા ભિન્ન ભિન્ન રીતે સ્વીકારી છે. તે સર્વને અંતે એક સમજી કોઇના ધાર્મિક કાર્યમાં તે અંતરાય કરતો નથી, તેમજ ઐક્ય કરવામાં ભિન્ન ભિન્ન

ધર્મોને વિઘ્ન રૂપ સમજતો નથી. માત્ર કેટલાક અજ્ઞાન મનુષ્યોના મનમાં મિથ્યા ધર્મઝનુન ભરાયું હોય તે જ ટાળવા પ્રયત્ન કરે છે. તો પછી બીજા-ની શી વાત ? ઐક્ય થવાનો સરલ રસ્તો મેં તને પ્રથમ કહ્યો હતો તે જ પ્રમાણે " સ્વાર્થત્યાગ અને શુદ્ધ અંતઃકરણ છે. " એ સિવાય ધર્મભેદ અને જ્ઞાતિભેદનું અસત્ય કારણ દર્શાવી લોકોને ભ્રમિત કરવા એ તો કેવળ અધર્મ છે. એ વિષે શહેનશાહ અકબરની સભામાં તેના પ્રખ્યાત ગવૈયા તાનસેનના મુખથી એક કવ્વાલી ગઝલ મેં સાંભળી છે, તે હું તને સંભળાવું છું.

"કમળધર કોઇને વિષ્ણુ, મનનમાં મુક્તિદાતા છેઃ
સ્મરણમાં કોઇને શંકર, સદંતર શાન્તિદાતા છેઃ ૧

ભુવનમાં ભિન્નતા જોઈ, શરણ લે શક્તિનું કોઇ;
ઘણા ગણનાથને ગાતા, ગરવમાં ગર્ક થાતા છે. ૨

મમત કાં ભિન્ન મન મનના, પ્રગટ કાં છે પ્રભાકરના;
દીસત કો ભક્ત ભૈરવના, સ્તુતિનાં સ્તોત્ર ગાતા છે ! ૩

વદત કો વીર હનુમંતા, જપત કો જાપ અરિહંતા;
દ્રવિત થઇ કો દીગમ્બરને, વદંતા વિશ્વત્રાતા છે ! ૪

સ્તવનથી કો સદાનંદે, વરૂણ કે વન્હીને વંદે;
જગતના નાથ આ જગમાં, જુદા સૌને જણાતા છે ! ૫

અગર યાદી કરી અલ્લા, પુકારે મસ્જીદે મૌલા;
ખલકના નાથ ખૂણીથી, વધુ નામે વદાતા છે ! ૬

પીછાનો સર્વનો પ્યારો, નિયંતા તો નથી ન્યારો;
રહીમ કે રામના નામે, ખુદા જુદા ખણાતા છે ! ૭

ભલે થઈ ભિન્ન આ સૃષ્ટિ, સરવની એક છે દ્રષ્ટિઃ
નજરમાં નાથને સઘળા, સુહૃદ સરખા કળાતા છે. ૮

જુદા નામે જપાતા છે, જુદા જાણો ન જ્ઞાતા છે;
સકળ આ દેશના વાસી, પરસ્પર પ્રિય ભ્રાતા છે." ૯

ગઝલ પૂરી થતાં પ્રભાવતી તેનું રહસ્ય સમજીને આનંદ પામી. વાર્તા-લાપમાં વધુ સમય વ્યતિત થયેલો હોવાથી ભારતસિંહ ત્યાંથી ઉઠવાની તૈયારી કરતો હતો, તેવામાંજ દુર્ગેશે તેને તેડવા સારૂ મોકલેલો એક રાજસેવક આવી પહોંચ્યો, અને તેના જણાવ્યા મુજબ તેઓ બન્ને સાથે રાજ મહાલય તરફ ચાલ્યા.





# પ્રકરણ ૨૫ મું.

## સુરજન કે દુર્જન!



"અરે! પોતાના જ પગમાં હાથે કરીને કુહાડી મારવા તત્પર થાય તેનો મારા જેવો બીજો મૂર્ખ કોણ હશે? અતુલ ઐશ્વર્ય પ્રાપ્ત કરવાના સરલ માર્ગમાં અવરોધ રૂપ વિશાળ કંટકવૃક્ષ વાવીને આમ્ર ફળ મેળવવાની આશા મારા વિના કયો અવિચારી પુરૂષ રાખે? રાજતંત્ર ચલાવવામાં પણ એક અજ્ઞાન સ્ત્રીની સલાહ મારા વિના બીજો કયો રાજનીતિજ્ઞ પુરૂષ સ્વીકારે? જો સ્ત્રીઓથી જ તે કાર્ય થઇ શકતું હોત તો પછી બુદ્ધિમાન પુરૂષોની આવશ્યકતા જ શી હતી? યુદ્ધકૌશલ્યમાં પણ તેને અગ્રેસર ઠરાવવામાં આવે તો પછી શૂરવીર યોદ્ધાઓનો કોણ ભાવ પૂછત? કાચના કકડાથી પ્રકાશ થઈ શકતો હોત તો પછી દીપકની કોણ કિંમત કરત? સ્ત્રીનું પ્રાબલ્ય સૃષ્ટિમાં કેવળ વધી પડતાં પુરૂષોની કેવી અવદશા થાત? હા! પછી તેઓ સ્વતંત્ર બની પુરૂષો ઉપર અધિકાર ચલાવત, અને તેમની પાસે પોતાના એક તુચ્છ સેવકની પેઠે આજ્ઞા પળાવત! વળી કેટલાક વિદ્વાનોએ "સ્ત્રીની મતી પાનીએ" હોવાનું લખ્યું છે, એ વાક્યો ઉપર પછી ઠામ ઠામ લેકાર વાગી જાત! તથા બુદ્ધિમાન પુરૂષોના નામને અલંકૃત થનારૂં "સુજ્ઞ" નામનું શુભ વિશેષણ અબુદ્ધ સ્ત્રીઓએ કયારનુંએ છીનવી લીધું હોત! કેવી હાસ્યજનક વાત! પણ હું સુજ્ઞ કે અજ્ઞ? અરે! સુજ્ઞ શાનો? કેવળ અજ્ઞ! રાજતંત્ર ચલાવવામાં પોતાની અનુમતિ દર્શાવવા જેટલી સ્વતંત્રતા સ્ત્રીને આપવાનું સાહસ કર્યા પછી મારા નામને શોભાવનારૂં એ શુભ વિશેષણ તેણે કયારનુંએ મારી પાસેથી છીનવી લીધું છે! મારૂં જ્ઞાન વિજ્ઞાન કોણ જાણે કયાં જતું રહ્યું? એક નિર્બળ સ્ત્રીની છાયા મારા ઉપર શાથી પડે છે? લોકો તેને દેવી કહે છે, તેથી શું તે સ્ત્રી મટી ગઇ? ગમે તેમ અજ્ઞાન હોય પણ મારે મન તો તે એક સ્ત્રી જ છે! અને પેલો વૃદ્ધ ગુમાનસિંહ મરતી વખતે તેને મહાસતી સુલોચનાની સાથે સરખાવી આ દુર્ગના આધાર રૂપ કહી ગયો, એ વાકય શું ખરાં હશે? અરે! કેવી આશ્ચર્યજનક વાત! મને તો લાગે છે કે અંત સમયે ઉપડેલી એક પ્રકારની ઘેલછામાં જ તે બકતો હતો! વળી ભારતસિંહને હું ચાહતો નથી એ પણ તેના જાણવામાં હતું, તેથી તેની ભ્રમણામાં તે બીજો પણ કેટલોક બકવાદ કરતો હતો! ઘણાં વર્ષો થયાં તેની મરી ગયેલી સ્ત્રી અને દેવદૂતોનું તેને દર્શન થયું, એ

બધું શી રીતે મનાય ? શું દેવદૂતો એમ ઠામ ઠામ ભટકતા હશે ? સઘળું ભ્રમણા અને ઘેલછા સિવાય બીજું કાંઇ નહિં ! મારી સ્ત્રી ચંદા ગમે તેવી બુદ્ધિશાળી કે પ્રભાવવાળી હોય તોપણ તે એક સ્ત્રી છે ! સ્ત્રી તે સ્ત્રી જ અને પુરૂષ તે પુરૂષ જ ! રાજતંત્ર ચલાવવામાં સ્ત્રીની સલાહ કોઇ રીતે શ્રેયકર હોય નહિ! તેને પ્રસન્ન રાખવા જતાં ભારતસિંહ રૂપ કંટક વૃક્ષ ઉછેરીને એક પ્રબળ પ્રતિસ્પર્ધિ મેં ઉભો કર્યો ! અરે ! હવે તે પ્રતિસ્પર્ધિ નહીં, પણ મારો એક મહાન્ શત્રુ છે ! જેનાથી હું ઉન્નતિની આશા રાખતો હતો, તે જ કુહાડી આખરે મારા પગમાં પડી ! સૈનિકો પણ હવે મારા કયાં છે ? તે દિવસે મારૂં ભર સભામાં અપમાન કર્યા પછી છેવટે મારા પ્રાણ લેવાનો પ્રયત્ન પણ તેઓ કરી ચૂક્યા ! સ્વામી અને સેવક વચ્ચેની મર્યાદાની હદ હવે કયાં રહી ? આ બધાં કારસ્થાનનો કારણભૂત ભારતસિંહ છે, એમ હું નિશ્ચયપૂર્વક માનું છું ! તેણે મારો પ્રાણ બચાવ્યો ખરો, પણ કદાચ તેમ કરી સર્વની દ્રષ્ટિમાં મને હલકો પાડવાનો તેનો વિચાર કાં ન હોય ? વળી પ્રતિસ્પર્ધિના હાથથી મારા જેવા એક સમર્થ દુર્ગાધિપતિનું રક્ષણ થાય, એમાં મારી શું પ્રતિષ્ઠા ? રાજપદ ધારણ કરવાની મારી ઇચ્છા આવું થતાં શી રીતે પાર પડે ? આજ સુધી મેં મૌન્ય રાખી સઘળું સહન કર્યું, પણ હવે મારાથી સહન થઇ શકે તેમ નથી ! હજુ સમય છે, તેથી કોઇ પણ વ્યક્તિની દરકાર રાખ્યા વિના હું મારૂં હિતાહિત સમજીને યોગ્ય પગલું ભરૂં છું ! ઘણા દિવસથી મનમાં ઘડી રાખેલો નિશ્ચય આગળ ધરૂં છું ! અને ભારતસિંહરૂપી ભયાનક ભુજંગને તત્કાળ દૂર કરૂં છું ! ”

રાજમહેલના દીવાનખાનામાં આમથી તેમ એકલો ફરતાં ફરતાં મનની ઉન્મત્ત અવસ્થામાં ઉત્પન્ન થયેલા ભારે ક્રોધ અને ગ્લાનિ સહિત સુરજનસિંહ આ ઉદ્દગારો પોતાના મુખમાંથી કહાડી રહ્યો હતો. પ્રદિપ્ત થયેલા દ્વેષાગ્નિથી રાત્રિ દિવસ તેનું અંતઃકરણ દગ્ધ થઇ જતું હતું. સ્વાર્થ સિદ્ધ કરી લેવાની પ્રબળ ઇચ્છામાં તે અકલશૂન્ય બની ગયો હતો. સત્યાસત્યનો વિચાર કરવાની તેનામાં હવે શક્તિ રહી નહોતી. તેની આંખમાં હવે સ્નેહ નહોતો, વીરત્વ નહોતું, રજપૂત ગૌરવનો પણ આભાસ નહોતો. હૃદયમાં સ્વધર્મને બદલે સ્વાર્થ, રાજભક્તિ અને દેશભક્તિને બદલે સત્તાલોભ, તથા ઐક્યને બદલે અભિમાને દ્રઢાસન વાળી દીધું હતું. કમળાના રોગીના જેવી તેની દ્રષ્ટિ થઇ રહી હતી. સ્નેહી, સંબંધી અને બીજા સર્વને તે સ્વાર્થમય દેખતો હતો. તેની પવિત્ર પત્ની ચંદાના શ્રેષ્ઠ ગુણોને માટે તેના હૃદયમાં પ્રથમ જે સ્થાન હતું, તે હવે રહ્યું નહોતું. પોતાના બુદ્ધિબળ આગળ સર્વને તે તુચ્છ ગણતો હતો. ઈર્ષ્યા અને તૃષ્ણા રૂપી હલાહલ વિષધારી કાળી નાગણો તેની રગેરગમાં ફૂંફાડા મારી રહી હતી.

તેના મનની આવી સ્થિતિ થઇ રહી હતી તે જ સમયે ભારતસિંહ ત્યાં આવી પહોંચ્યો. દુર્ગેશે પ્રથમ કરેલી આજ્ઞા પ્રમાણે રાજસેવક તેને ત્યાં બોલાવી લાવ્યો હતો. વક્રદ્રષ્ટિથી તેને જોઇ લીધા છતાં પણ કેટલીક વાર સુધી દુર્ગેશે મૌન્ય રાખી આમથી તેમ ફર્યા કર્યું, અને પછી પોતાની ક્રોધ ભરેલી મ્લાન મુખમુદ્રા બળાત્કારે બદલી નાંખવાનો પ્રયત્ન કરતાં કંઇક શાન્તિથી તે બોલ્યોઃ " ભારતસિંહ ! તમે એક વીર પુરૂષ છો. આજ સુધી તમે રાજસેવા એકનિષ્ઠાથી બજાવી છે. વળી તમે મારા નજીકના સંબંધી છો, તેથી મારી તમારા ઉપર પૂર્ણ પ્રીતિ છે, છતાં નાઇલાજે મારે હમણાં જ તમને પ્રત્યક્ષ રાજસેવા કરવા સારૂ દૂરના પ્રદેશમાં મોકલવા પડે એવો પ્રસંગ આવી લાગ્યો છે ! "

દુર્ગેશના મુખમાંથી આ વચનો નીકળતાં જ ભારતસિંહ તેનો મનોભાવ પામી ગયો. ત્યાં આવતાની સાથે જ તેની મુખમુદ્રા ઉપરથી તેણે ધારી લીધું હતું કે આજ કંઇક નવીન ચમત્કાર થવાનો છે. તેના દ્વેષનું જે પરિણામ પ્રથમથી તે ધારતો હતો તે જ આગળ આવ્યું. વિના અપરાધે દ્વેષધારી દુર્ગેશ મિષ્ટ વચનો બોલી તેને દૂર કરવા તત્પર થયો હતો, એમ જાણી તેના મનમાં ક્રોધ ઉત્પન્ન થયો; પરંતુ તેને દબાવીને તેણે વિનયપૂર્વક કહ્યુંઃ-

" આપને વિદિત છે કે હાલનો સમય દુર્ઘટ છે. દુશ્મનોનું વાદળ આપણા દુર્ગ ઉપર છવાઇ રહેલું છે. ખરી રાજસેવા અને દેશસેવા તો હમણાં અહીં રહીને જ થઇ શકે તેમ છે, અને તે કાર્યમાં હું દ્રઢતાથી મચ્યો છું. તેનાથી બીજી કઇ સેવામાં રાજ્યનું વિશેષ હીત સમાયેલું છે કે, દુશ્મનોને પોતાનું બાહુબળ બતાવી દુર્ગને હમેશને માટે ચિંતામુક્ત કરવાના પ્રસંગે આપ મને દૂર મોકલવા ઇચ્છો છો ? "

" તે સર્વ ચિંતા હવે મને છે ! આજથી દુર્ગરક્ષાનો સઘળો ભાર હું મારા શીર ઉપર લઉં છું ! તમારે તે તરફ લક્ષ્ય રાખવાની કશી જરૂર નથી ! જો તમે સાચા રાજભક્ત હો તો માત્ર હું કહું છું તેમજ કરો ! " દુર્ગેશે પોતાનો દ્રઢ નિશ્ચય પ્રગટ કર્યો.

" રાજસેવા બજાવવા હું મારા તન મનથી તત્પર છું, પણ આપ મને ક્યાં મોકલવા ધારો છો તે પ્રથમ કહેશો ? " ભારતસિંહે પૂછ્યું.

" હા, તે જ હું તમને કહું છું. મહારાણા ઉદયસિંહનો મારા ઉપર પત્ર આવ્યો છે. તેમની પાસે હાલ કોઇ દીર્ઘદ્રષ્ટિવાન યોદ્ધા નથી, તેથી તમને તેમની પાસે મોકલવા તે પત્રમાં મને આજ્ઞા કરી છે, અને પોતાની રાજધાની ચિતોડ મોગલોના હાથમાં ગયાથી હમણાં તેમનો નિવાસ ઉત્તર

બાજુના અરવલ્લીના પર્વતમાં છે. ” ભારતસિંહને દુર્ગમાંથી દૂર કરવાનો ઘણા દિવસથી ગોઠવી રાખેલો ગુપ્ત સંકેત દુર્ગેશે તેની આગળ પ્રકાશ કર્યો.

“ શું મને મોકલવાની તેમણે આજ્ઞા કરી છે ? ” સખેદ આશ્ચર્ય પામીને ભારતસિંહે પૂછ્યું.

“ હા, તમનેજ ! અને તે વળી તુર્ત જ વગર વિલંબે ! ” દુર્ગેશે પ્રતિઉત્તર દીધો.

“ એમ શી રીતે બને ? એટલી બધી મારી ત્યાં શી આવશ્યકતા છે ? સાંભળવા પ્રમાણે મહારાણાની સ્થિતિ હમણાં એવી છે કે ગુપ્ત-પણે એકલા રહેવાથી જ તેમનું ગૌરવ સચવાય તેમ છે, તેથી કોઇનો સહવાસ તે ઇચ્છતા નથી. વળી જે મહારાણાને હું મારા પ્રાણની પેઠે ચાહતો હતો, તથા જેમને હું સ્વદેશ અને સ્વધર્મની ઉન્નતિના આધાર રૂપ સમજતો હતો. તેમના ઉપર આવી પડેલી આપત્તિના આરંભમાં યોગ્ય સલાહ આપતાં વિના કારણે એક વખત મારૂં અપમાન કરી મને દૂર કરેલો છે, તે યોગ્ય પ્રસંગ વિના મારી યોગ્યતા સ્વીકારી એકાએક મને પોતાની પાસે બોલાવે એવો કિંચિત સંભવ નથી, તેમજ શત્રુ મિત્રના જેઓ પરીક્ષક નથી, તેવા રાજાઓની પાસે રહેવું એ કોઇ પ્રકારે ઉચિત નથી; કેમકે પ્રતિષ્ઠાની હાનિ સિવાય તેનું બીજું ફળ નથી. છતાં કોઇ અન્ય હેતુથી આપ આવી આજ્ઞા કરતા હશો તો તે પાળવા હું તત્પર છું. ” દુર્ગેશનાં વચનો ઉપર શંકા કરીને ભારતસિંહે સત્ય હકીકત સંભળાવી દીધી.

“ ભારતસિંહ, હું જે કાંઇ કહું છું તે સત્ય જ છે ! રાણાની આજ્ઞા પાળવી અને પળાવવી એ સિવાય મારો અન્ય હેતુ છે જ નહિ ! નહીં તો આવા દુર્ઘટ પ્રસંગમાં તમારા જેવા શૂરવીર યોદ્ધાનો ત્યાગ કરવા હું કેમ તત્પર થાઉં ? ” ભારતસિંહનાં વાક્યો ઉપરથી રાણાના મનમાં તેના વિષે વિક્ષેપ ઉત્પન્ન કરનાર પોતે જ હતો, તેનું દુર્ગેશને સ્મરણ થઇ આવતાં તેણે ટૂંકામાં કહી દીધું.

“ જો એમજ હોય તો હું ત્યાં જવાને તૈયાર છું ! મારૂં અપમાન કર્યા છતાં પણ આપત્તિમાં આવી પડેલા મહારાણા તરફ મારી પૂજ્ય બુદ્ધિ હજુ જેવી ને તેવી જ છે, તેમનું અન્ન હજુ મારા પેટમાં છે. મારા એક પવિત્ર શિરછત્ર તરીકે હું તેમને ખરા અંતઃકરણથી સ્વીકારી રહ્યો છું. શત્રુઓના હાથથી દુર્ગની રક્ષા કરી ફરીથી તેમને પ્રસન્ન કરવા એ પણ મારા બીજા મુખ્ય હેતુઓ પૈકીનો એક હતો. તેમની પ્રત્યેક આજ્ઞા મારે શિરોધાર્ય છે, પરંતુ મારી આપને વિનતિ છે કે, તેમનું એ આજ્ઞાપત્ર

મને દર્શાવવા કૃપા કરો કે જેથી મારો સર્વ સંદેહ તત્કાળ દૂર થઈ જાય, અને હું તુર્તાતુર્ત તેમની સેવામાં ચાલતો થાઉં!" સત્ય હકીકતનું વધુ સ્પષ્ટિકરણ કરવાની ઇચ્છાથી ભારતસિંહે રાણાનો પત્ર જોવાની ઇચ્છા દુર્ગેશને જણાવી.

"મારી પાસે આવી લાંબી ચોળાચોળ કરી ચાલાકી બતાવવાનું કાંઇ કારણ નથી! ગુપ્ત રીતે તે પત્ર મારી પાસે આવ્યો છે, અને તેમાં કેટલીક ગુહ્ય હકીકત લખેલી છે તે હું તમને કેવી રીતે બતાવી શકું? તમારો ધર્મ શું છે તે તમે સમજતા હો તો માત્ર હું કહું છું તેમ કરો. એમ માનો કે મારી આજ્ઞા છે!" કપટમય યુક્તિમાં નહીં ફાવવાથી છેવટે દુર્ગેશે આ વચનો ઉચ્ચાર્યાં.

"આપની આજ્ઞા માનવામાં મારે કોઇ જાતનો વાંધો નથી, પણ એ પત્રમાંની જેટલી હકીકત ગુપ્ત રાખવા જેવી હોય તેટલી ગુપ્ત રાખી માત્ર તેમના જરૂર પુરતા હસ્તાક્ષર મને બતાવવામાં શું હરકત છે?" ભારતસિંહે તેનું કપટ કળી લઇને ફરીથી પત્ર જોવાનો આગ્રહ કર્યો.

"તેમ થઈ શકશે નહીં! જો તમને ત્યાં જવામાં કોઇ પ્રકારનો ભય હોય તો હું મહારાણા ઉપર એક ભલામણપત્ર લખી આપીશ!" દુર્ગેશે પ્રતિ ઉત્તર દીધો.

"પૂજ્ય શિરછત્રની પાસે જવામાં ભય શાનો? અને ભલામણપત્રની શી જરૂર? પણ એ પત્ર કોઈ વિશ્વાસુ સેવક જ લાવ્યો હશે ને?" સત્યનો વિશેષ સ્ફોટ કરાવવાની ઇચ્છાથી ભારતસિંહે પૂછ્યું.

"તે બધું તમને જણાવવાની આવસ્યકતા નથી!" ધુંધવાયેલા મુખે દુર્ગેશે દમામથી જણાવ્યું.

"ત્યારે એમજ કહોને કે સઘળું મિથ્યા છે, અને આપ વિના કારણે મને અહીંથી દૂર કરવા ઇચ્છો છો!" ભારતસિંહ જરા છંછેડાઇને બોલ્યો.

"એ સંબંધમાં તમારૂં હૃદય જે કહેતું હોય તે ખરૂં!" મનમાં પ્રગટ થયેલા ક્રોધને દબાવી દુર્ગેશે ગંભીરપણે કહ્યું.

"મારૂં હૃદય! હા મારૂં હૃદય તો સ્પષ્ટ રીતે કહે છે કે પ્રથમથી જ હું આ દુર્ગમાં ન આવ્યો હોત તો ઘણું સારૂં થાત! આપના મનમાં મારા વિષે શરૂઆતથી જ અવજ્ઞા હતી, તો પછી દુર્ગરક્ષાનું કાર્ય મને સોંપવાનું શું પ્રયોજન હતું?" ભારતસિંહ ખેદિત થઇને બોલ્યો.

"એ જ મારી ભૂલ થઇ છે!" ક્રોધ અને તિરસ્કારમય હાસ્ય કરી દુર્ગેશે પોતાનો હૃદયભાવ હવે ખુલ્લો કરવા માંડયો.

"આપની નહિ પરંતુ મારી જ ભૂલ છે કે મહારાણાના મનમાં મારા વિષે વિષ રેડયા છતાં પણ મેં આપનો વિશ્વાસ રાખ્યો !" ભારતસિંહ બોલ્યો.

"અને તમારા ઉપર મેં રાખેલા વિશ્વાસનું પરિણામ એ થયું કે, સાધારણ સૈનિકોના હાથથી સહન ન થઇ શકે તેવું અપમાન પામવા હું ભાગ્યશાળી થયો !" દુર્ગેશે પણ સામો તેવો જ વાક્પ્રહાર કર્યો.

"કેવું અસત્ય ભાષણ ! શું એ અપમાન મેં કરાવ્યું ?" ભારતસિંહે ભ્રકૂટી ચડાવીને પ્રશ્ન કર્યો.

"તો બીજા કોણે ? તે દિવસે સભામાં મારી આજ્ઞાની અવજ્ઞા થઇ તેનું કારણ પણ તમે પોતે ! અને ત્યાર પછી પેલા બે પહેરેગીરો મારો પ્રાણ લેવા તત્પર થયા હતા તેમાં પણ તમારો જ હાથ !" દુર્ગેશ દ્રઢ નિશ્ચયપૂર્વક બોલ્યો.

"શું આ કારણથી જ મને દૂર કરવા આપ તત્પર થઇ ગયા છો !" ભારતસિંહે ફરી પ્રશ્ન કર્યો.

"હા, સંબંધી થઇ શત્રુનું કાર્ય કરનારને હવે હું મારી સમીપમાં રાખવા ઇચ્છતો નથી !" દુર્ગેશે ખુલ્લી રીતે પોતાનો મનોભાવ પ્રગટ કરી દીધો.

"અરે ! હર હર ! ! આથી ખેદજનક વાત બીજી કઇ હોય ? જો મારી એવી દુષ્ટ ઇચ્છા હોય તો હું આપનો બચાવ શા માટે કરૂં ? આવો અસત્ય અને દુષણ રૂપ આરોપ આપ મારા ઉપર શા માટે ઢોળી પાડો છો ? આપે મને આશ્રય આપવા જેટલી ઉદારતા દર્શાવી તો તેનો બદલો શું હું આપના વિનાશથી વાળવા તત્પર થાઉં ? કોઇના પણ માનવામાં આ વાત આવે ખરી ?" ભારે ખેદપૂર્વક ભારતસિંહ બોલ્યો.

"આ સમયે સત્ય અસત્યની તુલના કરવા કરતાં જો તમારૂં અંતઃકરણ શુદ્ધ હતું તો તે જ સમયે અપરાધીઓને તમે કયેદ કેમ નહીં કર્યા ? શું એ ઉપરથી સિદ્ધ નથી થતું કે તમારો એ કાર્યમાં હાથ હોવો જોઇએ ?" દુર્ગેશે હવે બીજી દલીલ ઉભી કરી.

"હું કયેદ કરૂં ? અને તે કેવી રીતે ? શું હાલ તેવો સમય છે ? અને કદાચ તેમ કરવા જાઉં, તો તેનું શું પરિણામ આવે તે આપ જાણો છો ? તેમનું પરસ્પરનું ઐક્ય બળ એવું મજબૂત છે કે એકલી સત્તા કરતાં સ્નેહનો વિશેષ ઉપયોગ કર્યાથી જ તેઓ વશ રહી શકે. વળી તે રજપૂતોએ એવો શો અપરાધ કર્યો હતો કે તેમનાં શસ્ત્ર જપ્ત કરવા તથા શિરચ્છેદ કરી નાખવા આપ તત્પર થઇ ગયા હતા ? આપનું એ કાર્ય શું યોગ્ય હતું ? આપ નક્કી માનો કે, રાજતંત્ર ચલાવનાર અધિકારી પ્રજાની યોગ્ય ઇચ્છાઓનો માન ભરેલી રીતે સ્વીકાર કરી તેને ચાહતાં શિખે, તો જ પ્રજા તેને

પ્રાણુની પેઠે વ્હાય છે, નહીં તો તેનું પરિણામ નેષ્ટ છે. અને તે પ્રજામાંથી ઉત્પન્ન થયેલા સૈનિકો વડે તો તેની શોભા છે, પ્રતિષ્ટા છે ઐશ્વર્ય છે. કેવળ રાજગૌરવ જાળવી રાખવાને માટે જ તેઓ રણભૂમિમાં પોતાના પ્રાણુની આહૂતિઓ આપે છે, છતાં તેમનું અપમાન કરી વારંવાર છંછેડવા એ કેવો ન્યાય ? સ્વાર્થ અને અભિમાનને લીધે આપ સ્વદોષ જોઇ શકતા નથી, અને એ મહાન્ દુર્ગુણોથી ઉત્પન્ન થયેલા અનિષ્ટ પરિણામનો દોષ મારા જેવા એક નિર્દોષ સત્યવક્તા ઉપર ચડાવો છો તે શું ઘટિત છે ?” ભારતસિંહે જુસ્સાથી સત્ય હકીકતનો સ્ફોટ કર્યો.

“ ઠીક છે. મારો દોષ હશે તો તેનું ફળ હું ભોગવી લઇશ ! તમારૂં બોલવું બંધ કરો. પાત્રની પરીક્ષા કર્યા સિવાય એક ઝેરી સર્પને આશ્રય આપવાના કરેલા સાહસને માટે મને ભારે પસ્તાવો થાય છે ! આવું લાંબું લાંબું વાક્ચાતુર્ય ચલાવવાથી મારો દ્રઢ નિશ્ચય કદાપિ ડગે તેમ નથી ! અવિનયી પુરૂષે મારી કૃપાની આશા રાખવાનાં મિથ્યા ફાંફાં શામાટે મારવાં જોઇએ ? ” અંતઃકરણના તિરસ્કારપૂર્વક દુર્ગેશે ઉદ્દગાર કાઢયા.

“ બસ કરો સિંહ ! મર્યાદા મૂકીને અઘટિત વાક્પ્રહાર ન કરો ! આપના આશ્રયમાં આવ્યા પછી લૂણ તો મેં મેવાડનું જ ખાધું છે. આપ જેવા મેવાડના રાજસેવક છો તેવો જ હું છું ! આપ રજપૂત વીર હોવાનું ગુમાન ધરાવો છો તો હું પણ રજપૂત બચ્ચો જ છું ! એક સમય ઉપર મારૂં ભારે અહિત કર્યા પછી મારી પૂજ્યદેવી તુલ્ય પવિત્ર ભગિનીના આગ્રહથી આપે મને થોડા દિવસ અહીં આશ્રય આપી ઉપકારી બનાવ્યો છે તો તેનો બદલો શુદ્ધ અંતઃકરણ પૂર્વક આપની સાથે વર્તીને મેં કિંચિત પણ વાળી આપ્યો છે. દુર્ગરક્ષાના કાર્યમાં આજદિન સુધી હું એકનિષ્ઠાથી તત્પર હતો, તે કાંઇ આપની કૃપા મેળવવા માટે નહિ; પરંતુ તેમાં દ્રઢ રાજભક્તિ, દેશભક્તિ અને સ્વધર્મનું રક્ષણ કરવાનો જ મારો કેવળ ઉદ્દેશ હતો. આપની કૃપાની કે અવકૃપાની, સત્તાની કે સમૃદ્ધિની મારા મનમાં એક કોડી જેટલી કિંમત નથી ! આપ મારા કરતાં વડીલ છો, વળી સંબંધી છો, તેથી જ આપનાં વાક્બાણ હમણાં સુધી હું સહન કરી રહ્યો છું; નહીં તો આવું અપમાન જો કોઇ બીજાએ કર્યું હોત તો હું તત્કાળ તેની જીભના ટુકડે ટુકડા કરી નાખત ! ” ભારે રોષથી ભારતસિંહ ગર્જી ઉઠયો.

“ ઠીક ! હવે તમે તમારી ઇચ્છામાં આવે ત્યાં તત્કાળ ચાલ્યા જાઓ ! મારે તમારી અહીં લેશ માત્ર જરૂર નથી ! રાજભક્તિ અને દેશભક્તિ કરી શકું એટલું સામર્થ્ય હજુ મારામાં છે ! ” દુર્ગેશે પણ સામો તેવો જ ક્રોધ દર્શાવીને કહ્યું.

" હા ! જાઉં છું. જઈશ ! અને તે વળી સ્વ ઇચ્છાએ જ ! શ્રી એક-લિંગજીની આજ્ઞાથી કહું છું કે આ ભૂમિમાં હું પુનઃ પગ મૂકનાર નથી ! આવતી કાલથી આ દુર્ગનું અન્ન પાણી મારે અગ્રાહ્ય છે ! પરંતુ યાદ રાખજો કે આવાં અપકૃત્યોને માટે એકવાર આપને ભારે પશ્ચાત્તાપ કરવો પડશે, અને તે સમયે ખરૂં રાજભક્ત અને દેશભક્ત કોણ હતું તેના નામનો દુનિઆમાં ડંકો વાગશે ! "

આટલું બોલતાં બોલતાં ભારે ક્રોધથી ભૂમિ ઉપર પગ પછાડીને ભારતસિંહ તુર્ત જ ત્યાંથી ચાલતો થયો. તેને જતો જોઇને દુર્ગેશ તેની પૂંઠે તિરસ્કાર પૂર્વક અટ્ટહાસ્યથી હસ્યો !

## પ્રકરણ ૨૬ મું.

### ભગ્નોત્સાહી ભારતસિંહ.

સ્વચ્છ અંતઃકરણ પૂર્વક સ્વધર્મસેવાના શુભ કર્તવ્યમાંથી પસાર થતાં દુષ્ટ દુર્ગેશની અવકૃપાનો ભોગ થઇ પડેલો ભારતસિંહ દુર્ગ ત્યાગ કરવાનો દ્રઢ નિશ્ચય કરી ભારે ખેદ અને ક્રોધની લાગણીઓ સહિત પોતાના નિ-વાસસ્થાનમાં આવ્યો. પ્રભાવતી ત્યાં તેની રાહ જોતી બેઠી હતી. સ્વામીના મુખથી સર્વે હકીકત સાંભળ્યા પછી દુર્ગેશના વિષે તેના મનમાં ધિક્કાર ઉત્પન્ન થયો, અને દીલગીર થઇને તે બોલીઃ-

" દુર્ગેશની સ્વાર્થપરાયણતા વિષે દેવી ચંદાના મનમાં પ્રથમથી જે ભય ઉત્પન્ન થયો હતો, તે જ અંતે આગળ આવ્યો; પણ હવે એ સંબંધમાં આપની અંતિમ ઇચ્છા શું છે ? "

" મારી ઇચ્છા ! અરે ! ઇચ્છા નહિ પણ દ્રઢ નિશ્ચય ! અને તે તો મેં પ્રથમથી જ તને જણાવી દીધો છે. આવતી કાલના પ્રભાતમાં હું અહીંથી વિદાય થઇ જઈશ ! " ક્રોધથી ભ્રમિત થયેલા ભારતસિંહે સ્પષ્ટ જવાબ આપ્યો.

" ક્યાં ? "

" જ્યાં શ્રી એકલિંગજીનો અનુગ્રહ હશે ત્યાં. "

" પણ કયું શહેર કે કયું ગામ તેનું કાંઇ નામ ? "

" જ્યાં સ્વધર્મનું પ્રતિપાલન થઇ શકશે, તે જ મારો વિશ્રામધામ ! "

" અને પછી આ દુર્ગનું શું થશે ? "

" તેનું ભવિષ્ય સુરજનસિંહની સ્વાર્થપરાયણતા ઉપર અવલંબશે ! "

" આપનું સ્વપ્ન સત્ય હોવાનો હવે મને સંભ્રમ થાય છે. મારા સ્વર્ગસ્થ પિતાશ્રીના ઉદ્‌ગારો પણ સત્ય હતા. આજથી દુર્ગ અને દુર્ગેશના દુર્ભાગ્યનો આરંભ થઇ ચૂક્યો જણાય છે. તેમની સાથે આપનું પરસ્પર ઐક્ય જાળવી રાખવાના હેતુથી દેવી ચંદાએ શું થોડા પ્રયત્નો કર્યા છે ? "

" દુર્વાસનાનો ભોગ થઇ પડેલા દુર્ગેશ ઉપર હવે દેવીનો એક પણ પ્રયત્ન ચાલે તેમ નથી. આજ સુધી તેના વિષે તેની કાંઇક સદ્‌ભાવના હતી; પણ હવે તો તે સ્વચ્છંદી થઇને માત્ર પોતાનું જ ધાર્યું કરવાનો ! પણ આ સમયે એકલા દુર્ગરક્ષણના વિચારનો ત્યાગ કરી મારે મારા ભવિષ્યનો વિચાર કરવો ઘટે છે. સ્વધર્મ અને સ્વદેશની સેવા થઇ શકે તેવા પવિત્ર સ્થળે જ હું ચાલ્યો જઇશ ! "

" મારો ત્યાગ કરી શું એકલા જવાનો આપનો સંકલ્પ છે ?"

" હા, શત્રુઓની સત્તા આખા રાજસ્થાન ઉપર પ્રસરી રહી છે, કોઇ સ્થળે સ્વતંત્રતાનો આભાસ નથી. એવા વિષમ કાળમાં તારા જેવી એક કોમલાંગી સુંદરીને વને વન રખડાવી દુઃખી કરવાને મારૂં અંતઃકરણ કબુલ કરતું નથી. સ્વાર્થ સિદ્ધ કરવામાં અંતરાય રૂપ પ્રતિસ્પર્ધી થઇ પડવાનો હમણાં દુર્ગેશના મનમાં જે ભય છે તે માત્ર મારાથી છે, તારાથી નથી; માટે તે તને હેરાન કરનાર નથી. આ દુર્ગમાં મારી પવિત્ર ભગિનિ સાથે હમણાં તું સુખેથી દિવસો નિર્ગમન કર. ઉન્નતિનો સમય પ્રાપ્ત થતાં હું તને મારી પાસે અવશ્ય બોલાવી લઇશ. " ભારતસિંહે પોતાની ઇચ્છા પ્રગટ કરી.

પ્રભાવતી: " નાથ ! હું એક વીર રજપુતની પુત્રી છું, અને આપના જેવો પરાક્રમી પતિ પ્રાપ્ત થયા પછી વીરાંગના હોવાનું મારા મનમાં ગુમાન છે. શું બીજી સ્ત્રીઓના જેવી આપ મને નિર્બળ મનની ધારો છો ? આપની ઉન્નતિમાં સુખની વિભાગી થાઉં, અને દુઃખમાં નહિ, એના જેવી કૃતઘ્નતા બીજી હોઇ શકે ? હું તે અધમ સ્ત્રી નથી કે સ્વામીનું સંકટ જાણ્યા પછી તેનો વિયોગ સહન કરીને અલ્પ સુખ ભોગવવાની ઇચ્છા કરૂં. આપના સુખ દુઃખમાં જ મારૂં સુખ દુઃખ સમાયલું છે તે હું સારી પેઠે સમજું છું. આપના સમાગમ સુખ વિનાનાં બીજાં સર્વ સુખનાં સ્થાનો મારે મન સ્મશાન તુલ્ય છે. પોતાનો સ્વામી જ્યાં નિવાસ કરતો હોય તે સ્થાન ગમે તેવું સંકષ્ટમય હોય, તોપણ સત્ય શિયળવંતી સ્ત્રીઓને તો તે અમરાપૂર સમાન આનંદમય ભાસે છે, તેનું આપને વિસ્મરણ થયું કે શું ? શિષ્ટાચાર અને શાસ્ત્ર આજ્ઞા શું છે, તે પણ આપ વિચારો. સ્વામી સાથે સમયાધીન થઇ વિચરતાં સ્થૂળ દ્રષ્ટિમાં ભાસતું ભયાનક વિકટ વન એ જ

મારૂં મનોરંજન નંદનવંન ! એ જ મારૂં સુંદર સ્વર્ગ દર્શન ! અને ત્યાં જ મારૂં તન, મન, અને ધન ! અરે ! પ્રાણ વિના પંડ રહે ? જળ વિના મચ્છ રહે ? તેમ આપ વિના મારૂં જીવન એક ક્ષણભર પણ રહે ? વહાલા, આપ મારા સુજ્ઞ આરાધ્ય દેવ છો, તેથી મારી આ યોગ્ય પ્રાર્થનાનો સ્વીકાર કરશો જ એવી મને સંપૂર્ણ આશા છે. પરંતુ આપ તો શું પણ દુનિઆમાં કે દિવ્ય લોકમાં કોઇ એવો માનવ કે દેવદાનવ નથી કે મારી આ પ્રાર્થનાને યોગ્ય રીતે અનુમોદન આપવામાં એક પળ પણ વિલંબ કરે. માટે મારા મુકુટમણી, જ્યાં આપ ત્યાં જ હું. દેહથી છાયા કદાપિ ભિન્ન થઇ શકતી નથી !"

ભારતસિંહે સ્નેહપૂર્વક જણાવ્યું:—" મારી સૌભાગ્ય દેવી ! તારાં આ અનુપમ વાક્યો સાંભળી મૃત્યુલોકમાં હોવા છતાં પણ જાણે સ્વર્ગનો આનંદ હું અનુભવતો હોઉં એમ મને સહજમાં આભાસ થઇ જાય છે ! દુર્ગેશે કરેલા અપમાનથી મારા અંતરમાં પ્રગટ થયેલું કષ્ટ હું કેવળ વિસરી ગયો છું. ભવિષ્યમાં આવી પડનારાં સાંસારિક સુખ દુઃખોની ચિંતા પણ ચિત્તમાંથી વિલુપ્ત થઇ ગઇ છે. મારી સાથે આવવાની તારી દ્રઢ મનોભાવના છે તો ભલે તું તત્પર થા. આવતી કાલે પ્રભાત પહેલાં જ આપણે અહીંથી પ્રયાણ કરીશું. પણ આપણા પ્રયાણની સર્વ હકીકત તું હમણાં ગુપ્ત રાખજે, કેમકે યોદ્ધાઓ અને સૈનિકોના જાણવામાં તે કદાચ આવી જશે તો તેઓ મોટું બંડ કરી દુર્ગેશના પ્રાણને ભારે જોખમ માં નાખશે; અને તેનો અપવાદ મારા શીર ઉપર આવી પડશે."

"પણ આપણા વિદાય થયા પછી એ હકીકત કાંઇ ગુપ્ત રહેવાની છે ?" પતિએ પોતાની પ્રાર્થનાનો સ્વીકાર કરવાથી સંતોષ પામીને પ્રભાવતીએ પૂછ્યું.

"પછી ગમે તેમ થાય તોપણ તેનું નિમિત્ત મારા શીર ઉપર ન આવે. આ સંકલ્પ ઉત્પન્ન થતાં મને મારી પવિત્ર ભગિનિના ભવિષ્ય વિષે મોટી ચિંતા થાય છે. પણ અરે ! એ સંકલ્પ અને ચિંતા મિથ્યા છે. વળી એ પણ શાસ્ત્રસિદ્ધ છે કે, સ્વધર્મશાળી સતીને ભય શાનો ? પોતાનું શ્રેય સાધી લેવાને તે સ્વયં સમર્થ છે. ત્યારે વ્હાલી ! સઘળી ચિંતાઓથી મુક્ત થઇને આ દુર્ગનો હમેશના માટે પરિત્યાગ કરતાં પહેલાં છેવટનાં દર્શનને માટે હું આપણા ઇષ્ટ શ્રી એકલિંગજીના મંદીરમાં જાઉં છું, અને થોડીવારમાં ત્યાંથી પાછો આવીશ." શિવમંદીરમાં જવા સારૂ ઉભો થતાં ભારતસિંહ બોલ્યો.

"આપ અહીં આવી પહોંચ્યા તે પહેલાં હું પણ મારી પવિત્ર મહાદેવી ચંદાનાં દર્શન કરી આવું." પ્રભાવતીએ કહ્યું.

"હા, સુખેથી જા. મારી ધારણા પ્રમાણે આ સઘળી ઘટના તેના જાણવામાં હશે, પરંતુ તે ન જાણતી હોય તો જણાવવાનું સાહસ કરી તેને તત્કાળ દુઃખી કરીશ નહિ." ભારતસિંહ બોલ્યો.

"આપની આજ્ઞાનુસાર જ હું વર્તીશ." પ્રભાવતીએ પ્રતિ ઉત્તર આપ્યો.

પ્રહરેક રાત્રિ વ્યતિત થઇ હતી. પતિની આજ્ઞા મળતાં પ્રભાવતી ચંદ્રાને મળવા રાજમહાલય તરફ ચાલી, અને ભારતસિંહે ત્યાંથી થોડે દૂર જણાતા વિશાળ શિવમંદિર તરફ પ્રયાણ કર્યું.

દુર્ગનો ત્યાગ કર્યા પછી ક્યાં જવું તેના અનેક સંકલ્પવિકલ્પ કરતો ભારતસિંહ તે ભવ્ય શિવાલયની પાસે આવી પહોંચ્યો. તેમાં પ્રવેશ કર્યા પછી સન્મુખ જણાતા શિવલિંગ તરફ બે હાથ જોડી મસ્તક નમાવી અ-નિમેષ દ્રષ્ટિથી કેટલીક વાર સુધી તે જોઈ રહ્યો. અગાધ લીલાવાળા સમર્થ શક્તિવાન દેવાધિદેવને નિહાળીને અંતરમાં પ્રગટ થયેલા ભક્તિભાવથી તેનું હૃદય રોમાંચિત થઇ ગયું. ત્રિવિધિ તાપને હરનારા ત્રિલોકીનાથનું આરાધન કરતાં તેના અંતરમાં પોતાના કષ્ટનું સ્મરણ થઇ આવ્યું, અને આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. તે ગદ્‌ગદ કંઠે એકલો જ બોલવા લાગ્યોઃ–

"પ્રાણી માત્રના ત્રિવિધી તાપ હરનારા હે વિશ્વંભરનાથ ! સંસારમાં પડતી અનેક વિટંબણાઓથી કંટાળીને હવે હું તારે શરણે આવ્યો છું. મારા માટે ઠરવાનું કોઇ પણ ઠામ નથી ! જ્યાં દ્રષ્ટિ કરૂં છું ત્યાં મારી સન્મુખ કષ્ટ ઉભેલું છે. સર્વ સંકટોનો ભાર હું મારા શીર ઉપર સહન કરવા શક્તિ-વાન છું; પણ જ્યાં ત્યાં ગતિ કરતાં પગમાં પડતી પરતંત્રતા રૂપી બેડીનો ભાર મારાથી સહન થઇ શકતો નથી. જો આવું અસહ્ય કષ્ટ ભોગવવાનું મારા લલાટમાં લખ્યું હતું તો પ્રથમથી જ તેં મને અતિ પવિત્ર ક્ષાત્ર યોનિમાં જન્મ શા માટે આપ્યો? અને આટલો ગૌરવવાન શા માટે બનાવ્યો? હે દેવાધિદેવ ! જેનાથી હું ઉન્નતિની આશા રાખતો હતો તે દિવ્ય સૂર્ય કુળભૂષણ સ્વધર્મશિરોમણી રાણાએ મારો પરિત્યાગ કર્યો ત્યારથી જ આવી વિપત્તિ મારા ઉપર પડી છે ! સત્તાભિમાની સ્વાર્થીનું સ્વામીત્વ સ્વીકારી તેનું દાસત્વ કરવાનું અધમ કાર્ય હવે મારાથી થઇ શકતું નથી. ક્યાં જાઉં અને શું કરૂં તેની મને કાંઇ સૂઝ પડતી નથી! હજુ કોણ જાણે ક્યાં સુધી આવું અસહ્ય કષ્ટ હું ભોગવીશ ! હે અખંડ શાન્તિદાતા ! તારા શરણમાં તું હવે મને સમાવી દે !"

રાત્રિનો સમય હોવાથી દેવળમાં કોઇ પણ મનુષ્યનો સંચાર નહોતો. બહાર દ્રષ્ટિ કરતાં ગાઢ અંધકાર વ્યાપિ રહ્યો હતો. અંતરમાં ઉદ્‌ભવેલા અપાર શોકના પ્રભાવે ભારતસિંહના મુખમાંથી નીકળેલા આ ઉદ્‌ગારોનો

જળાધારીના ઘુમટમાં આઘાત થતાં તેના પ્રત્યાઘાતથી આખા દેવળમાં જાણે અંતરિક્ષથી ગંભીર ગર્જના થતી હોય એમ જણાવા લાગ્યું. બોલતાં બોલતાં તેનું હૃદય ભરાઈ આવવાથી કેટલીક વાર સુધી સ્તબ્ધ થઇ તે શિવલિંગ સામું જોઇ રહ્યો, અને પછી બન્ને નેત્રમાંથી ખરતી અશ્રુધારા સહિત ફરીથી સ્વતઃ બોલવા લાગ્યો:—

"હે કલ્યાણમય કૈલાસાધિપતિ ! મારૂં અંતઃકરણ અને ભાવનાઓની વિશુદ્ધતાથી તું અજ્ઞાત નથી, છતાં આવું કષ્ટ તું મને શા સારૂ આપે છે? હે ! ત્રિપુરાસૂરનો સંહાર કરનારા ત્રિપુરારિ ! હે ત્રિલોચન ! તારા ત્રિલોચનના મહાપ્રલય અગ્નિથી સમસ્ત વિશ્વનો પ્રલય કરવાને તું શક્તિવાન છે તો અનેક આધિ વ્યાધિ અને ઉપાધિઓથી મારૂં હૃદય ભસ્મિભૂત થયેલું નજરે જોવા છતાં આ ખાલી શુષ્ક હાડપિંજર સમાન ઉપરથી ઓપેલા દ્રશ્યમાન થતા દેહને શા માટે ભસ્મ કરતો નથી, તે હું સમજી શક્તો નથી ! અરે ! ઉન્નતિની હવે આશા જ ક્યાં રહી છે ?"

"આશા કેમ નથી ?" દેવળના ખૂણામાંથી એકાએક ગંભીર નાદ સંભળાયો. આ નાદ સાંભળી ભારતસિંહ ચમક્યો. આમ તેમ દ્રષ્ટિ ફેરવી જોતાં કોઇ નજરે પડયું નહિ. મનમાં અચંબો પામીને તે પાછો ઉદ્દગાર કહાડવા લાગ્યો: "આવી ઘોર તિમિરમય રાત્રિએ આ દેવળમાં માનવ પ્રાણી હોવાનો કિંચિત પણ સંભવ નથી, ત્યારે શું એ દેવવાણી હશે ? અને જો તેમ હોય તો હું કેવો ભાગ્યશાળી ? અહો ! આ મૃત તુલ્ય જીવનમાં ઉન્નતિની આશા આપનાર સુધારૂપ શબ્દોનું સિંચન કરી મારો પુનરોદ્ધાર કરવા ઇચ્છનારા દયાળુ દેવ ! મારા જેવા એક પામર પ્રાણીની સ્થૂળ દ્રષ્ટિમાં તમારો અદ્દભુત પ્રભાવશાળી દિવ્ય સાક્ષાત્કાર હોઈ શકે ? નહિ, નહિ, કદાપિ નહિ. માત્ર ખાલી ભ્રમણા ! એ તો મારા મુખમાંથી નીકળેલા ઉદ્દગારોનો ઘુમટમાં પ્રત્યાઘાત થતાં તેનો ભણકાર કાનમાં આવી અથડાયો. શૂલપાણી ! તમારો સાક્ષાત્કાર તો આ યુગમાં મહાન્ યોગીઓને પણ દુર્લભ છે."

શિવલિંગની પાછળ સ્થાપિત કરેલી મહાસતી પાર્વતીની મંદહાસ્યયુક્ત પ્રશાંત મૂર્તિ જોઇને આવેશપૂર્વક વળી તે બોલ્યો :

"જગતજનુની ! અસુરકૂળ નિકંદિની ! સતી શિરોમણી ! હું તારો પુત્ર છું. મારૂં અસહ્ય કષ્ટ જોઇ હાસ્ય કરવું તને ઘટિત નથી. તું મને આમ શા સારૂ રીબાવે છે ? અનેક દૈત્યોના રક્તથી તારૂં ખપ્પર ભરેલું હોવા છતાં મારા રક્તથી તું પ્રસન્ન થતી હોય તો હું તારી સેવામાં તત્પર છું. તથાપિ તારી એ જીજ્ઞાસા પૂર્ણ થવાની નથી, કેમકે મારા અંગમાં ચર્મને અસ્થિ વિના બીજું કાંઇ હવે રહ્યું નથી. દુનિઆમાં દયાની મૂર્તિ તરીકે પ્રસિદ્ધ

હોવા છતાં દાનવોના સંહારને અર્થે ભિન્ન ભિન્ન દેવીઓનાં ભયાનક રૂપ ધારણ કરવા વાળી હે દુર્ગા! કેવળ રક્તપાતથી તારી કૃપાને પાત્ર થાઉં તેમ હોય તો આવા મૃત તુલ્ય જીવનની મને કાંઇ કિંમત નથી. લે! આ રસકસ વિનાના દેહમાંથી પડતાં એકાદ બે રક્તબિંદુઓથી પણ તું તૃપ્ત થા!"

માનસિક વેદનાથી અંતરમાં પ્રગટ થતા અત્યંત ક્રોધ, શોક અને નિરાશાને લીધે ઉન્માદને વશ થઇ ભારતસિંહે ભાવીનો કાંઇ પણ વિચાર ન કરતાં પોતાની જીવનજ્યોતિનો ઝાંખો દિપક બુઝાવી નાખવાના હેતુથી તત્કાળ કમ્મરમાંથી કટાર ખેંચી કહાડી. તે જ સમયે શાન્તિના સ્થળ રૂપ જણાતા શિવાલયમાં સર્વે સ્થળે ભયાનકતાનો આભાસ થઇ રહ્યો. મંદહાસ્ય કરતી હોય તેવી જણાતી મહાદેવીની શાન્ત મૂર્તિ પણ જાણે તેના આ સાહસિક કાર્યથી અસંતુષ્ટ થઇ મુખ મરોડતી હોય એમ દ્રશ્યમાન થવા લાગ્યું. ભારે ઉન્માદને વશ થયેલા ભારતસિંહને હમણાં કશાનું ભાન નહોતું. હાથમાં પકડેલી કટારની તીવ્ર અણીને તપાસી દેવીના ચરણમાં આત્મસમર્પણ કરવા તે તુર્ત જ તત્પર થઈ ગયો!

"સાવધાન! સાહસ મા કર!" દેવળના ખુણામાં ફરીથી ભિષણ સ્વર સંભળાયો. નભમંડળને છાઇ રહેલા કૃષ્ણ વાદળમાંથી ઓચિંતી વીજળી ચમકી હોય તેવી રીતે પ્રગટ થયેલી મૂર્તિમાન દેવીએ ભારતસિંહની પાસે દોડી આવી તેના હાથમાંથી કટાર બળપૂર્વક ખેંચી લીધી. આ ચમત્કાર જોતાં ભારતસિંહ કેવળ દિગ્મુઢ બની ગયો, અને પોતાનું સંરક્ષણ કરનાર દેવીના મુખારવિંદનું પ્રસિદ્ધ રીતે અવલોકન કરતાં તેને પોતાની પવિત્ર ભગિની ચંદા તરીકે ઓળખીને એક દીર્ઘ નિશ્વાસ નાખી મૂર્છિત થઇ ધરણી ઉપર ઢળી પડ્યો.

થોડીવારે શુદ્ધિમાં આવતાં તેણે જોયું તો ચંદાના અંકમાં તેનું શીર હતું. ભ્રાતૃ કષ્ટ જોઇને વિશુદ્ધ સ્નેહાળ ભગિની પોતાનાં બન્ને નેત્રોમાંથી અશ્રુધારા વર્ષાવી રહી હતી.

"પ્રિય ભગિની! ઘોર તિમિરમાં દિવ્ય પ્રકાશ પાડનારી શીતળ ચંદ્રિની! મારા શુભ કાર્યમાં વિક્ષેપ કરવા આ સમયે તું અહીં ક્યાંથી આવી?" કરૂણાજનક સ્વરે ભારતસિંહ બોલ્યો.

"બંધુ! જરા સ્વસ્થ થા. જે કાર્ય કરવા તું હમણાં તત્પર થયો હતો તે કોઇ રીતે શ્રેયસ્કર નથી. પ્રતાપી ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થયેલો તું વીર પુરૂષ હોવા છતાં આમ છેક નાહિંમત શા સારૂ બને છે? તારી ઉન્નતિનો સમય હવે સન્મુખ છે. જો, આ મહાદેવી હવે તારા તરફ સ્નેહભરી દ્રષ્ટિએ જુએ છે. તેની તારા ઉપર પૂર્ણ કૃપા છે. આત્મસમર્પણ કર્યાથી તે સંતુષ્ટ

થાય તેમ નથી. તારા શૌર્યની, ધૈર્યની, અને શુભ ભાવનાની તે કસોટી કરે છે. દુર્ઘટ પ્રતિકૂળ સંજોગોમાં પણ જો તું પ્રયત્નશીળ થતો રહીશ તો અવસ્ય તે તને સાહચ્ય કરશે. આ તેનો અંતિમ હેતુ ગઈ રાત્રિયે મને થયેલ સ્વપ્ન દ્વારા મેં જાણી લીધો છે. વહાલા વીરા ! આ વિશ્વ સમસ્તના અધિષ્ઠાતા સ્વયંભુ શિવ કે જે આપણા ઇષ્ટ દેવ છે, તે પણ તારૂં મંગળ કરવા હવે તત્પર થયા છે ! ” ચંદાએ બંધુને આશ્વાસન આપતાં જણાવ્યું.

“ બહેન, મારૂં કષ્ટ તું જાણે છે. ક્લેશમય જીવનથી હવે હું છેક કંટાળી ગયો છું. તારા વાક્ય પ્રમાણે ઉન્નતિના પ્રયત્નો કરવામાં આજ સુધી મેં કંઈ નૂન્યતા રાખી છે ? મારી પાસે હવે કયું સાધન બાકી રહ્યું છે કે હું પ્રયત્ન કરવા શક્તિવાન થાઉં ? ” ભારતસિંહે ભગ્ન હૃદયથી જણાવ્યું.

“ તું પ્રસિદ્ધ યોદ્ધો છે, શૂરવીર છે, બુદ્ધિમાન છે, બળવાન છે, હિંમતવાન છે, સાહસિક છે, તો પછી અન્ય કયું સાધન તું ઇચ્છે છે ? આ સાધનોનો ઉપયોગ કરવા છતાં પણ તું શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત ન કરી શકે તો વીર પુરૂષને શોભાવનારી તેજસ્વી તલવાર તો તારા હાથમાં છે જ. તે વડે તારી ઉન્નતિનો માર્ગ તું સ્વચ્છ કરી નાખ. ” એક વીરબાળાને છાજતાં વાક્યો ચંદાએ સંભળાવ્યાં.

“ પૂજ્ય માતા સમાન પવિત્ર ભગિની, તું કહે છે તે સર્વ સત્ય છે, પણ શત્રુઓ આખા રાજસ્થાન ઉપર ફરી વળ્યા છે, તેવા સમયમાં કયા સ્વતંત્ર રાજાના આશ્રયમાં રહ્યાથી સ્વધર્મનું રક્ષણ થઈ શકશે, તેનો મને વિચાર થાય છે. ” ભારતસિંહે સ્વઉન્નતિના કરતાં સ્વધર્મરક્ષાનો પોતાનો મુખ્ય હેતુ પ્રદર્શિત કર્યો.

“ અરવલ્લીના પર્વતમાં રહેલા મહારાણા પાસે તું પાછો જા. અવશ્ય તે તારો સ્વીકાર કરશે. એક વાર તેમણે કરેલું અપમાન તું ભૂલી જજે. ત્યાં જઈ તારા બુદ્ધિબળ અને સાહસથી તેમને દર્શાવી આપ કે રજપૂતો ચાલતાનાં વધામણાં ગાનારા નથી. સંકટ સમયે તે પોતાના સ્વામીનો કદાપિ પરિત્યાગ કરતા નથી. કેવળ રાજભક્તિમાં એકનિષ્ઠાથી નિમગ્ન રહી સમગ્ર ભૂમિમાં ઐક્યસાધના કરવાના શુભ પ્રયત્નમાં તું હમેશાં મચ્યો રહેજે. એમાં જ તારૂં શ્રેય થશે, અને સ્વધર્મરક્ષાનો હેતુ ફળીભૂત થશે. ” ચંદાએ પોતાની ઇચ્છા જણાવી.

“ દિવ્ય શક્તિવાન દેવી ! તારાં આ અમૃતમય વચનોથી મારા શુષ્ક હૃદયમાં આશાનાં નવીનાંકુરો ફૂટ્યા. હવે તારી આજ્ઞા પ્રમાણે જ હું વર્તીશ. પરંતુ ત્યાં ગયા પછી તારા વિષેની મારી ચિંતા દૂર થવાની નથી. ” અશ્રુ-પૂર્ણ નયનથી ભારતસિંહ બોલ્યો.

"ભાઈ! તું જાણે છે કે હું પણ વીર પિતાની પુત્રી છું. આપત્કાળ સમયે મારો ધર્મ શું છે તે હું બરાબર સમજું છું. તેથી મારા વિષેની જરા પણ ચિંતા પણ તારે રાખવી નહિ. મારૂં ભવિષ્ય મારી સાથે છે." ચંદાએ બંધુને ઉત્સાહ આપતાં જણાવ્યું.

"પણ અત્યારે તું અહીં ક્યાંથી આવી?" ભારતસિંહે પ્રશ્ન કર્યો.

"આજ બનેલો શોકમય વ્રતાંત હું પ્રથમથી જ જાણતી હતી, તેથી તને મળવા સારૂ આવતી હતી, તેવામાં પ્રભાવતીના મુખથી તું અહીં આવ્યો છે એમ મેં જાણી લીધું હતું. બંધુ, હવે આપણી આ છેલ્લી ભેટ છે! પ્રભુ તારૂં શ્રેય કરો એજ મારો અંતઃકરણથી આશીર્વાદ છે. રાત્રિ વધુ વ્યતિત થવા આવી છે. હવે આપણે સ્વસ્થાનકે જવું જોઇએ." ચંદાએ ત્યાંથી જવાની ઇચ્છા કરીને કહ્યું.

આંખમાંથી પરસ્પર અશ્રુ વર્ષાવતાં બન્ને ભાઇ બહેન પોત પોતાના સ્થાનકે ચાલ્યાં ગયાં. બીજા દિવસનું પ્રભાત શરૂ થતાં પહેલાં પ્રભાવતી અને ભારતસિંહ ગુપ્ત રીતે પોતાના પંથે પડી ગયાં. કોઇને તેમના પ્રયાણની તત્કાળ ખબર પડી નહિ. પાછળથી એ સમાચાર પ્રસિદ્ધિમાં આવતાં આખા નગરમાં હો હા થઇ રહી. તેમના એકાએક પ્રયાણનો સત્ય ભેદ કોઇના કળ્યામાં આવ્યો નહિ. શંકાશીલ રજપૂતો દુર્ગેશને તેનો કારણભૂત માનવા લાગ્યા. તેણે સૈન્યનો સર્વ અધિકાર પોતાના હાથમાં લીધાનું જાણી તેઓ કચવાયા. તે સમયે મહારાણાની સેવામાં સ્વઇચ્છાથી તેને મોકલ્યાનો દેવી ચંદ્રાએ ખુલાસો કરવાથી જો કે તેઓ કંઇક સંતોષ પામ્યા; પરંતુ દુર્ગેશ ઉપર તેમની અપ્રીતિ દિન પર દિન વધતી ગઇ.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### તસ્વીરની તારીફ અને કલ્પનાની કિમ્મત !

ઇસ્કીના મંડળમાં અત્તરની કિંમત, વેસ્યાના મંડળમાં બાહ્યસૌંદર્યની કિંમત, ઝવેરીના મંડળમાં ઝવાહીરની કિંમત, શૂરવીરના મંડળમાં શૌર્યની કિંમત, સતીઓના મંડળમાં શિયળની કિંમત, તે જ પ્રમાણે વિદ્વાન્ તર્કજ્ઞાનીઓના મંડળમાં કવિ, લેખક અને ચિત્રકારની કલ્પનાની કિંમત અંકાય છે.

પ્રયત્નોમાં નિષ્ફળ થયા છતાં સ્વનિશ્ચયને દ્રઢતાથી વળગી રહેલો શહેનશાહ અકબર મોગલ છાવણીમાં પોતાના દરબારીઓ સાથે રણથંભોરનો દુર્ગ કયા પ્રકારે જીતવો તેની મસલત કરી રહ્યો હતો, તેવામાં દિલ્લીથી

સૈન્ય સાથે આવેલો એક પ્રખ્યાત મુસલમાન ચિત્રકાર પોતાની કલમથી આલેખેલું એક ચિત્ર લઈ ત્યાં હાજર થયો, અને બાદશાહની સન્મુખ જઇ તેને તે ચિત્ર ભેટ મૂક્યું. ચિત્રની સુંદરતા જોઇ શાહ ઘણો ખુશી થયો, અને તેમાં ચતુરાઇથી પૂરેલા ભિન્ન ભિન્ન રંગોનાં વખાણ કરવા લાગ્યો. આ જોઇને સભામાં બેઠેલા દરબારીઓને તે જોવાની આકાંક્ષા થઇ, તેથી તેમાંનો એક વિનતિ પૂર્વક બોલવા લાગ્યો કે, "પનાહે આલમ, એ તસ્વીરમાં એવી શું કારીગરી છે કે હુજૂર સલામત તેની તારીફ કરે છે?" બાદશાહે જવાબ દીધો કે, "બહુજ ઉમ્દા તસ્વીર છે, તેને જોઇને હું ઘણો પ્રસન્ન થાઉં છું."

"એમ હોય તો જહાંપનાહની પ્રસન્નતામાં ભાગ લેવા અમો સર્વ સેવકોને એ તસ્વીર બતાવવા કૃપા થવી જોઇએ." તે દરબારીએ સર્વની અનુમતિથી જણાવ્યું.

"હા, જુઓ." એમ કહી બાદશાહે તે દરબારીના હાથમાં તે ચિત્ર હસતે મુખે મૂકી દીધું.

કેટલીક વાર સુધી તે દરબારીએ તે ચિત્રને આમ તેમ ફેરવી બારીકાઇથી તપાસ્યું, અને પછી મોટી ખુશાલીમાં આવી ગયો હોય તેમ આશ્ચર્ય પામતાં બોલી ઉઠયો: "યા અલ્લાહ! કેવી અજબ તસ્વીર! કેવા ઉમ્દા રંગ ભર્યા છે! આ ઉસ્તાદે તો કમાલ કામ કરી દીધું! હું તો આ જોતાં જ હેરતમંદ થઇ ગયો છું!"

એટ પછી એક એમ દરેક દરબારીઓના હાથમાં તે ચિત્ર જતાં ચારે તરફથી તેનાં વખાણ થવા લાગ્યાં. બાદશાહના મુખમાંથી નીકળેલા શબ્દો સૌએ અદ્ધર ઉપાડી લીધા હોય તેમ જણાયું. ચિત્રકાર પોતાની બેઠક ઉપર બેઠો બેઠો આ સઘળું શાન્ત મુખમુદ્રાથી જોઇ રહ્યો હતો તેવામાં તે ચિત્ર મુન્શી અબદલ કાદર બિદાઉનીના હાથમાં ગયું.

મિથ્યા ધર્મઝનુની સ્વભાવને લીધે સભામાં એક બે વખત અપમાન થયા પછી બિદાઉનીનો એક ઇંદ્રીયના જ્ઞાન વાળો ઝેરી જુસ્સો કાંઇક નરમ પડયો હતો. બાદશાહના ઉપદેશથી તેઓ હિંદુ મુસલમાન તરફ સમાન દ્રષ્ટિએ જોવાનું હવે શિખ્યા હતા. પરંતુ જાતિ સ્વભાવની અસર તેમનામાંથી છેક જતી રહી નહોતી. અન્ય સ્થળે જઇ ઉદર નિર્વાહ કરવાની અશક્તિને લીધે, અથવા તો બાદશાહના ઉત્તમ ઉપદેશથી કે અપમાનના ભયથી, તેમણે હમણાં જુદી જ વલણ અખત્યાર કરી હતી. ગમે તેમ હોય પરંતુ સમય વ્યતિત થતાં તેમનામાં કંઇક સભ્યતા આવી હતી. તેમની ઉમ્મર લગભગ સાઠ વર્ષની, કદ ઠીંગણું, નાક ચપટું, કપાળ ઉપસેલું, અને શરીરનો વર્ણ ગૌર

હતો. તાવજ્ઞાની મુન્શી હોવાનું ગુમાન તેમના અંતરમાંથી ટળી ગયા પછી ઇન્સાફના કામમાં શાહને મદદ કરનાર કાજીના જેવો વેષ તેઓ રાખતા હતા. તેમના માથા ઉપર આજ પ્રજાપતિના ચક્ર જેવડી પહોળી લીલા રંગની પાઘડી શોભી રહી હતી. બીજા ચાર પાયજામા થાય તેવો એક સફેદ ખુલતો પાયજામો તથા તેવા જ ઝૂલતા ઝભ્ભાથી પોતાના અંગને ઢાંકવામાં તેમણે એક આખા જગન્નાથીના થાન જેટલા કપડાનો ખુરદો કરી દીધો હતો. વૃદ્ધાવસ્થાને લીધે તેમની બન્ને આંખો સહજ ઉંડી પેસી જવાથી દર્શ શક્તિ સેંકડે પોણોસો ટકા પલાયન થઇ ગઇ હતી, છતાં કર્ણ શક્તિ કાંઇક બળવત્તર હોય તેમ જણાતું હતું. ચિત્રની પ્રશંસા બાદશાહના મુખેથી સાંભળી તેમને પણ તે જોવાની ઉત્કંઠા થઇ આવી, અને તેને હાથમાં લઇ છેક પોતાની આંખો પાસે ધર્યું. પછી તુર્ત જ ખોળામાં મૂકી દઇ બન્ને નાજુક નેત્રોને મચમચાવતાં સફેદ સાબુ જેવી વધેલી આબુની ઝાડી જેવી લાંબી દાઢી ઉપર હાથ ફેરવતા તે બોલી ઉઠયા :

"અલહમ્દુલિલ્લાહ ! આ તે તસ્વીરની શાન કે કોઈ પરસ્તાન ! મુલ્લકે ઝમાનાએ જે તારીફ કરી છે, તેનાથી પણ જ્યાદા તારીફ કરવા લાયક આ ગુલિસ્તાન છે! કેવો ઉમ્દા ઇલ્મ, અને કેવી ઉમ્દી કલમ ! યા ગફૂરે રહીમ ! હઝાર શુક્ર છે તારી જનાબમાં ! આવા કાબીલ કલમબાજ કારીગરો હિંદુસ્તાનમાં છે ખરા ! વાહ ! ઉસ્તાદ વાહ ! તમે કુદરતની આબેહુબ નકલ કરી છે. તમારી અકલની હું તારીફ કરી શકતો નથી ! તમારૂં તમામ કામ ભારે માન અકરામને લાયક છે !"

પોતાના વખાણના શબ્દો સાંભળી ચિત્રકાર સંતોષ પામતો હોય તેમ જણાયું નહિ, પરંતુ ઉલટી તેની મુખમુદ્રા કંઇક મ્લાન થતી હોય તેવો ભાસ દેખાવા લાગ્યો. તેવામાં તે ચિત્ર એક બીજા ઉમરાવના હાથમાં ગયું. અને તે પણ બુલંદ અવાજે બોલ્યો : "યા ! પાક પરવર દિગાર ! આ તસ્વીરની હું શું તારીફ કરૂં ! આવો ઉમ્દા ઇલ્મબાજ કારીગર આજ સુધી આખી દુનિઆમાં મેં પણ દીઠો નથી ! વાહ્ ઉસ્તાદજી વાહ્ ! શું ઉમ્દા રંગ અને શું ઉમ્દી કલમ ! વાહ્જી વા ! "

આ પ્રમાણે આખી મંડળીમાંથી ચિત્રકાર ઉપર તારીફનો વરસાદ વર્ષી રહ્યો. બાદશાહની દરખાસ્તને સૌએ ટેકા ઉપર ટેકો આપી દીધો. આખરે વખાણના શબ્દો દરબારી વખારમાંથી ખૂટી ગયા પછી સર્વત્ર શાન્તિ ફેલાઇ અને બાદશાહે ખજાનચીને બોલાવી હુકમ કર્યો કે, "આ તસ્વીરને તોષાખાનામાં બહુ હીફાઝતથી રાખો, અને ઉસ્તાદને બસો અશરફી ઇનામમાં આપો."

હુકમનો અમલ થવામાં વિલંબ થયો નહીં. તુર્તજ ખજાનચીએ બસો સોનામહોરોથી ભરેલી થેલી ચિત્રકારની આગળ મૂકી દીધી, અને તસ્વીર હાથમાં લઈ તોષાખાના તરફ તેણે ચાલવા માંડ્યું.

ચિત્રકાર અત્યાર સુધી મૂગો મૂગો સઘળું સાંભળી રહ્યો હતો. પોતાની પાસે પડેલી મહોરોની થેલી જોઈને તે પ્રસન્ન થયો હોય તેમ જણાયું નહિ, પણ તેના મુખમંડળ ઉપર વધુ ખિન્નતા પ્રસરેલી જણાઇ. બાદશાહે તેના ઉપર કૃપા કરી કરેલી મોટી બક્ષિસના બદલામાં ઉપકારનો એક પણ શબ્દ તે બોલ્યો નહિ, તેમ પાસે પડેલી થેલીના સામું દ્રષ્ટિ પણ તેણે કરી નહિ.

ચિત્રકારના આ મૂગા વર્તનથી બાદશાહને એમ લાગ્યું કે હજુ તેને કાંઇ વિશેષ લાલચ છે, તેથી તેને સંબોધીને ફરીથી પૂછ્યું: "ઉસ્તાદ, કેમ ગમગીન જણાઓ છો? શું કાંઇ વધારે આશા છે?"

"નહિ ગરીબનિવાજ! કાંઇ જોઇએ નહિ! ખુદાની પન્નાહથી ગુલામની કલમમાં તમામ ચીજ છે. પણ એટલું જાણવાની ખ્વાયેશ છે કે આ તસ્વીરની સૌએ ઘણીજ તારીફ કરી છે, તો તેમાં તારીફ કરવા લાયક કઈ ચીજ છે?" ચિત્રકારે સામો પ્રશ્ન કર્યો.

"ઉમ્દા રંગ અને ઉમ્દી કલમ, બન્ને તારીફ કરવા લાયક છે." બાદશાહે જવાબ દીધો.

"માલીકે મુલ્ક, એવો મારો પ્રશ્ન નથી. હું એ જાણવા માગું છું કે આ તસ્વીરમાં મેં તારીફ લાયક શું બનાવ્યું છે? આ પ્રશ્નના પ્રતિ-ઉત્તરથી મારા દીલની તસલ્લી થતાં આપનું આપેલું ઈનામ મોટી ખુશીથી હું લઇ લઇશ. નહિં તો તસ્વીર પાછી લઇને કોઇ બીજી જગાએ ચાલ્યો જઈશ!" ચિત્રકારે પોતાની અંતરની ઇચ્છા જણાવી.

"તારા દીલની વાત તું જાણે! તસ્વીરમાં જે તારીફ કરવા લાયક હતું, તે બાદશાહ સલામતે જાહેર કરી દીધું. હવે બીજું કહેવાનું શું બાકી રહ્યું છે?" બિદાઉનીએ કરડાકીમાં જણાવ્યું.

"કહેવાનું જે બાકી રહ્યું છે તે તો તસ્વીર પોતેજ બતાવી આપે છે. મારા દીલમાં જે કાંઇ ખિયાલ આ તસ્વીર બનાવતાં પહેલાં ઉત્પન્ન થયો હતો, તેનું આ જાહેર ચિત્ર છે, તે કહી દેવામાં શી વાર?" ચિત્રકારે ઉત્તર દીધો.

"તું એક જીદ્દી આદમ જણાય છે. આવો પ્રશ્ન કરવાથી શું ફાયદો? અને તસ્વીર પાછી લઇ જવાનો શું સબબ?" બિદાઉનીએ જરા ભમર ચડાવીને પૂછ્યું.

"સબબ એ કે આ જગો ઉપર મારી કદ્ર ન થઇ!" ચિત્રકારે નિડરપણે પ્રતિઉત્તર આપ્યો.

"તમારી મહેનતનો તમને બદલો મળી ગયો, હવે કેવી કદ્ર કરવા ચ્હાઓ છો ?" બાદશાહે પૂછ્યું.

"ગુલામને મહેનતના ઇનામની ઝાઝી દરકાર નથી, પણ કલ્પનાના પરીક્ષક કદ્રદાનના માનપાનનો તે ઉમ્મીદવાર છે!" ચિત્રકારે રોકડો જવાબ આપ્યો.

"તો તે પણ હું કહી ચૂકયો કે તમારી આ કલ્પના પ્રમાણે તમે બહુ અક્કલમંદ છો." બાદશાહે કહ્યું.

"બંદેનિવાજ ! આપ કઇ રીતે કહી શકો છો કે હું અક્કલમંદ છું ?"

"આ તસ્વીર બનાવવામાં તમે બહુ અક્કલ વાપરી છે."

"કઇ જગોએ મેં અક્કલ વાપરી છે, તે હુજૂર ફરમાવી શકે છે?"

"હા, હવે મારા ખિયાલમાં આવ્યું." તસ્વીર હાથમાં લઇને બાદશાહે બોલવા માંડયું: "જુઓ ! આ તસ્વીરમાં ફળફૂલથી ખીલી રહેલો એક સુંદર બગીચો બનાવેલો છે. આંખને ઠંડક લાગે તેવી અનેક લીલી વૃક્ષલતાઓ તેમાં ઝૂકી રહી છે. ઠામ ઠામ પાણીમાં ઉડતા ફૂવારાઓ મનને આનંદ આપે તેવા જણાય છે. પરસ્તાનના જેવું આ એક રમણીક સ્થળ છે. તેની અંદર એક સિંહ અને બીજો વાઘ પરસ્પર લડતાં જખ્મી થઇ પડેલા છે. તેમના શરીરમાંથી ખૂન વહ્યાં જાય છે. અહા ! કેવું સુંદર ગુલિસ્તાન ! જાણે હકીકતમાં પરસ્તાન ! અને આ બે દેવ જેવાં જણાતાં જાનવરો કેવાં બળવાન ! જેવી કુદરતની આબેહુબ નકલ !"

"જી, હાં હુજૂર ! આ તસ્વીર તો જાણે સબ્જેપરીની શીકલ !" આંખો મીંચીને જ વચમાં બિદાઉની બોલ્યો.

"વાહ ! હુજૂરે બરાબર ફરમાવ્યું. પણ તે સિંહ અને વાઘ ઉપર ભ્રમણ કરતાં ગીધ પક્ષીઓને મેં ચિત્રેલાં છે, એટલી વાત રહી ગઇ હતી. શહેનશાહે આલા ! ફરમાવો કે તેનો ભેદ શું છે ? આ બે બળવાન જાનવરો, બગીચો વગેરે બનાવવામાં મારા દીલનો ખિયાલ શું હશે ?" ચિત્રકારે યોગ્ય ઉત્તર મળવાની આશામાં પૂછ્યું.

"ઇન્શાનના દીલની વાત ઇન્શાન શું જાણે ? શું હું કાંઇ ખુદા છું કે એવી ગયેબની વાત કહી શકું ?" બાદશાહે જરા છેડાઇને કહ્યું.

"લખેલું વાંચીને તેનો ભેદ સમજી લેવો તેમાં ખુદાઇ દાવાની જરૂર નથી. ખુદાવિંદ, એ તો ઇન્શાનની અક્કલનું કામ છે !" ચિત્રકાર બોલ્યો.

"એવી ખીલાફ વાત મારે મંજૂર નથી!" બાદશાહ જરા તપીને બોલ્યો.

"જી હાં હુજૂર! ચોખ્ખો ઇન્સાફ. સાફ ખિલાફ વાત!" બિદાઉનીએ વચમાં ટાપશી પૂરી.

"ત્યારે સબ્ર કરો શાહે સલામત! મારી કદ્ર આ જગોએ ન થઇ! કોઇ બીજી જગો જોઇ લઇશ. મારી તસ્વીર મને પાછી આપવાનો હુકમ ફરમાવો." ખિન્ન હૃદયથી ચિત્રકાર બોલ્યો.

દરબારમાં આવેલો ઉમ્મીદવાર વીલે મુખે વિદાય થાય એ વાત બાદશાહને ગમી નહિં, તેથી તેણે પોતાનો ગુસ્સો શાન્ત કર્યો, અને બીજી બસો મહોરો ચિત્રકારને વધારે આપવાનો ખજાનચીને હુકમ કર્યો.

મહોરોની બીજી થેલી તુર્ત જ ચિત્રકારની પાસે આવી પડી, પણ તેથી તેનું મ્લાન વદન જરા પણ પ્રફુલ્લિત થયું નહિ, અને દુરાગ્રહથી તેણે પોતાની તસ્વીરની માગણી કરી.

ચિત્રકારની વિચિત્ર હઠ જોઇ હવે બાદશાહ પોતાના ક્રોધને અંતરમાં સમાવી શક્યો નહિ તેથી તત્કાળ બોલ્યો: "અજબ ઇન્શાન! તું કેવો મૂર્ખ છે! તારા વિષે હમણાં સુધી મને એવો ખિયાલ હતો કે, એક ગરીબ કારીગરને તેના ધંધામાં મદદ આપી ઉત્સાહી બનાવવો કે જેથી આગળ જતાં તેનું ભવિષ્ય ખીલવા પામે, પરંતુ આવી બેવકુફીથી એ કિસ્મતનો દોર તું પોતાના હાથે કરીને જ તોડી નાખવા માગે છે. અને જરૂર વિનાની હકીકત કમઅકલથી અમને પૂછે છે! કેવો નાદાન! કેવી બેવકુફી! કેવી લાનત!"

"લાહોલવલા કુવત! બડી બેવકૂફી! બડો ગાંડુ! બડી લાનત! એ તસ્વીરમાં દમ શું છે? મહેનત શું છે? અક્કલ શું છે? એક કાગળના ટુકડા ઉપર પીંછીથી થોડો રંગ લગાવ્યો છે, તેમાં આટલી બધી મગરૂરી રાખે છે? ઘણા કારીગરો એવું કરી શકે છે. દીલની વાત કહેવાની આદમની શું તાકાત? તોપણ જહાંપનાહે જે હકીકત્ત ફરમાવી છે તે તો જેવી ગયેબની ગોળી છે! ખુદાવિંદ! હું તો પહેલેથી જ જાણુતો હતો કે આ તસ્વીરમાં કાંઇ દમ નથી, તેથી કારીગરને એક કોડી પણ આપવા જેવું નથી!" બિદાઉનીએ મનમાં પ્રગટ થયેલા ઉભરા સાથે "ભાના ચાંદે ચાંદ" ના જેવી હકીકત ભાખી દીધી.

બાદશાહ અને બિદાઉનીની વાતને તમામ દરબારીઓ મળતા થયા, અને ચિત્રકારની તસ્વીરમાં કાંઇ દમ નથી એમ ઠરી ગયું. પોતાની વિરુદ્ધનાં વાક્યો ઉપરા ઉપરી સાંભળી તે બાપડો ચૂપ થઇ ગયો. તેવામાં બિદાઉની તેના સામું જોઇ બોલ્યો: "આ તસ્વીર તારીફ કરવા લાયક નથી. દિલ્લીના કારીગરો એનાથી ઘણી જ ઉમ્દા તસ્વીરો બનાવે છે."

"બહુ જ સારૂં જનાબે આલી! મારી તસ્વીર પાછી આપો, અને મને રજા ફરમાવો. આપના કારીગર ઘણા છે તો મારા કદ્રદાન ઉમરાવ પણ કોઇ હશે." ચિત્રકારે બેપરવાઇથી જણાવ્યું.

ચિત્રકાર ઉપર જેવો તારીફનો વરસાદ વરસ્યો હતો તેવો જ તિરસ્કારનો વરસાદ વરસી રહ્યો. જે દરબારીઓ તેના તરફ માનની દ્રષ્ટિથી જોતા હતા, તે જ હવે ક્રોધ દ્રષ્ટિથી જોવા લાગ્યા. બાદશાહના હુકમથી ખજાનચીએ આવીને ચિત્રકારના હાથમાં તસ્વીર પાછી સોંપી દીધી, અને ત્યાંથી રૂખસદ લેવા ઇશારાથી આજ્ઞા ફરમાવી. હુકમ પ્રમાણે તસ્વીરને વસ્ત્રના છેડામાં લપેટી ચિત્રકારે તુર્ત જ ત્યાંથી ચાલવા માંડ્યું. તેને જતો જોઇને તમામ દરબારીઓ તેની મશ્કરી કરી ખડખડાટ હસવા લાગ્યા.

ખિન્ન થયેલો ચિત્રકાર શાહના તંબૂમાંથી નીકળી રસ્તે પડ્યો. તેવામાં પોતાના તંબૂમાંથી આવતો અબુલફજલ તેને સામો મળ્યો. ચિત્રકારની મ્લાન મુખમુદ્રા ઉપરથી તેણે ધારી લીધું કે, દરબારમાંથી અપમાન પામી તે પાછો ફરેલો છે. તુર્ત જ તે તેની પાસે ગયો, અને વસ્ત્રના છેડામાં ઢાંકેલી તસ્વીર જોવા માગી. પોતાની કલ્પનાનો પરીક્ષક શાહના દરબારમાં કોઇ મળેલો નહીં હોવાથી ચિત્રકાર જરા કંટાળીને બોલ્યો:

"શું જોવા માગો છો?"

"આપની મશહુર કલમથી બનેલી તસ્વીર!" અબુલફજલે જવાબ દીધો.

"એ તસ્વીર જોવાની શું મતલબ? આપને તે જોવા લાયક નથી!"

"શા માટે જોવા લાયક નથી? શું ખુદાએ મને આંખો નથી આપી?"

"આંખ તો તમામ જીવ જંતુને છે, પણ જે આંખમાં ઇન્શાનના દીલથી ઉત્પન્ન થયેલી સારી નરસી કલ્પનાઓ સમજી લેવાની શક્તિ નથી, તેવી અક્કલ વગરની નકલી આંખ શા કામની? તેના કરતાં તો તે ન હોય તો જ સારૂં." ચિત્રકાર કટામણું મુખ કરીને બોલ્યો.

"ઉસ્તાદ! તમે અક્કલવાન હોવા છતાં આમ નાઉમ્મીદ કેમ બન્યા છો?" અબુલફજલે પૂછ્યું.

"અક્કલમંદીનો ફાંકો રાખનાર શહેનશાહ અકબરના અકલી બજારમાં મારી અક્કલ ગૂમ થઇ ગઇ છે!" તે ચિત્રકારે પ્રતિ ઉત્તર દીધો.

"પણ આ તસ્વીર તો મને બતાવો! તે જોઇને હું તેમાંથી કાંઇ લઇ જનાર તો નથી?" અબુલફજલ બોલ્યો.

"આ રહી જુઓ! પણ જોઇને આપ શું જોનારા છો? જેવું બધા દરબારીઓએ કહ્યું તેવું આપ પણ કહેશો." અબુલફજલના હાથમાં ચિત્રકારે તસ્વીર મૂકીને કહ્યું.

થોડીવાર સુધી અબુલફજલે તે તસ્વીર લક્ષપૂર્વક તપાસી અને પછી ખુશી થઈને બોલ્યો : " આ તસ્વીર તારીફ લાયક છે, એમાં કાંઇ શક નથી. બાદશાહે તેની કદ્ર કરવી જોઇતી હતી. વાહ ! ઉસ્તાદ ! વાહ ! "

" મીરની માફક વાહ વાહ તો સૌ કરે છે, પણ એમાં તારીફ કરવા લાયક મારી કલ્પના શું છે, તેનો ભેદ કોઇ કહી શકતું નથી ! " ચિત્રકાર મુખ મચકોડીને બોલ્યો.

" તમારી કલ્પના હું સમજ્યો છું ! " અબુલફજલે કહ્યું.

" સમજ્યા હો તો જણાવવાને શું હરકત ? કાંઈ શર્મ તો નથી આવતી ને ? " ચિત્રકારે કરડાકી કરીને કહ્યું.

" સત્ય હકીકત જણાવવામાં શર્મ શાની ? સાંભળો. આ તસ્વીરમાં એક વિશાળ ફળદ્રુપ સુંદર વાડી ચિત્રેલી છે. તેની અંદર વાઘ અને સિંહ એ બે બળવાન પ્રાણીઓ પરસ્પર લડીને ઘાયલ થઇ પડેલા છે. તેમના અંગમાંથી લોહી વહ્યું જતું હોવાથી તેઓ છેક અશક્ત થઇ ગયા છે. તેનો લાભ લઇ આકાશવાસી વિહંગો ચંચુ પ્રહાર કરી તેમના માંસથી ઉજાણી કરી રહ્યાં છે. આવાં મુડદાલ માંસનું ભક્ષણ કરનારાં નિર્બળ પક્ષીઓને અંગ ઉપરથી ઉડાડી મૂકવા જેટલું સામર્થ્ય પણ આ બે બળવાન પ્રાણીઓમાં રહ્યું નથી, અને તેઓ ભારે કષ્ટ પામતાં મૃત્યુ મુખમાં આવી પડયાં છે. આ સઘળી કલ્પના ઇન્શાન ઉપર લાગુ પડે તેવી છે. પરસ્પર કલહ કર્યાથી તેનો અંજામ કેવો આવે છે તેનું આપે સર્વને દિગ્દર્શન કરાવ્યું છે. તે ઉપરથી દેશમાંનો કુસંપ ટળે અને સંપ થાય એજ આ તસ્વીર બનાવવામાં આપનો ઉત્તમ ઉદ્દેશ, ભાવના, અથવા હેતુ, કે કલ્પના સહજમાં કળી શકાય છે. "

અબુલફજલના આ જવાબથી ચિત્રકારનું મ્લાન વદન એકાએક પ્રફુલ્લિત થઇ ગયું. તુર્ત જ આનંદાવેશથી તે તેની કોટે વળગી પડયો, અને બોલ્યો : " મુન્શીજી ! આ તસ્વીર મેં આપને બક્ષીસ કરી ! "

અબુલ ફજલના હાથમાં તસ્વીર મૂકીને ચિત્રકારે તુર્ત જ ત્યાંથી ચાલવા માંડયું, એટલે તેને જતો અટકાવીને અબુલફજલ બોલ્યો : " આ તસ્વીર બનાવવામાં આપે જે કલ્પના કરી છે, તેની કદ્ર બાદશાહ પાસે કરાવી હું આપને મોટું ઇનામ અપાવીશ. આપ ફરીથી મારી સાથે શાહની પાસે ચાલો."

" મારી જે કાંઇ કલ્પના હતી તે આપે જાહેર કરી એજ મને લાખ્ખો અશરફીઓ મળી એમ હું સમજું છું. બીજા ઇનામ અકરામની મારે જરૂર નથી. ઇન્શાનની અકલને પિછાનનાર આકીલ જવાંમર્દને જ હું માત્ર શોધતો હતો. તે આપ મળ્યા, અને આપની પરીક્ષક શક્તિના બદલામાં આ તસ્વીર મેં આપને આપી દીધી; તેથી તેનો ઉપયોગ ઇચ્છામાં આવે તેવી રીતે આપ

કરી લો. અક્કલમંદની આગળ દૌલતમંદની પરવા હું બહુ જ થોડી રાખું છું." અબુલફઝલને આ પ્રમાણે જવાબ આપીને ચિત્રકાર છાવણીમાંથી પોતાના સ્થાનકે ચાલતો થયો.

સ્વતંત્ર વિચારના ચિત્રકારને જોઇને આશ્ચર્ય પામતો અબુલફજલ બાદશાહની પાસે આવ્યો અને તે તસ્વીર તેની સન્મુખ મૂકી. પ્રથમ જોયેલી તસ્વીરને બીજી વાર પોતાની પાસે આવેલી જોઇને બાદશાહે કહ્યું: "આ તસ્વીર હમણાં જ મારી પાસે આવી હતી, અને પાછી તમારા હાથમાં શી રીતે આવી? ચારસો અશરફીઓનું ઇનામ પણ એ કમ્બખ્ત કારીગરે કબૂલ ન કર્યું, અને તસ્વીર પાછી લઇ ગયો હતો. બડો જીદ્દી! બડો ગદ્ધા! બેવકુફ!"

"બહુ જ મોટો બેવકૂફ"! પાસે બેઠેલા તમામ દરબારીઓના મુખમાંથી સામટો પ્રતિધ્વનિ થયો. તેની સાથે બિદાકુનીએ તો તેના ઉપર લાનત મલાસતના ગાંસડે ગાંસડા ઠાલવી નાખ્યા!

થોડીવારે સર્વને શાન્ત થયેલા જોઇ અબુલફજલે બે હાથ જોડી બાદશાહને અર્જ કરી કે, "ખુદાવિંદ, એ કારીગર કાંઇ બેવકુફ નહોતો, એ તો પોતાની અક્કલના પરીક્ષકને શોધતો હતો."

"એવું શું એની અક્કલમાં ઉડી રહ્યું હતું? એ તો એવી જીદ્દ પકડી રહ્યો હતો કે મારા દિલનો ખિયાલ તસ્વીર જોઇને કહી નાખો. એમ થઇ શકે? શું ઇન્સાન ખુદા પણ બની શકે?" બિદાકુની વચમાં બોલી ઉઠયો.

"ઇન્સાન ખુદા નથી, પણ ખુદાનું નૂર ઇન્સાનમાં છે, એમાં કાંઇ શક નથી. પણ એ ખિયાલમાં ખુદાઇની વાત ક્યાં છે? તસ્વીર જોતાં જ તેનો સઘળો ભેદ ખુલ્લો થઇ જાય છે." અબુલફજલે કહ્યું.

"ત્યારે તમે જ કહો કે તેનો ખિયાલ શું છે?" બાદશાહે આતુરતાથી પૂછ્યું.

પ્રથમ ચિત્રકારની આગળ અબુલફજલે તસ્વીરની કલ્પનાનું વર્ણન કર્યું હતું, તે જ પ્રમાણે સભામાં સૌની આગળ ફરીથી વર્ણન કરી સંભળાવ્યું, અને તસ્વીર પોતાને ઇનામ મળ્યાનું પણ જણાવ્યું. ચતુર ચિત્રકારની ગૂઢ કલ્પના સમજીને બાદશાહ ઘણો પ્રસન્ન થયો, અને તેને પોતાની પાસે ફરીથી શોધી લાવવા સિપાઇઓને હુકમ ફરમાવ્યો.

થોડીવારમાં તે ચિત્રકારને સિપાઇઓ શાહની સન્મુખ ફરી લઇ આવ્યા, તેને જોતાં જ બાદશાહ સંતોષ પામી હસતે મુખે બોલ્યો: "ઉસ્તાદ! તમારી તસ્વીર પાછી આવી! હવે તેની અમે જરૂર કદ્ર કરીશું."

"બંદેનિવાજ, મારી કલ્પનાની કદ્ર એક વખત થઇ ગઇ છે, તેથી બીજી વખત થઇ શકે નહિ! એ તસ્વીરનો માલીક હવે હું નથી! મારા

"આપનો વિચાર યોગ્ય હોય તોપણ કિલ્લામાં કેવી રીતે આપણે દાખલ થઇ શકીશું?"

"મેવાડી રજપૂતનો પોશાક ધારણ કરીને!"

"કિલ્લામાં પ્રવેશ કર્યા પછી એકલા હાથે શું કરવું?"

"કરવાનું માત્ર એટલું જ છે કે ત્યાં જઈ સુરજનસિંહને એકાંતમાં મળવું, અને યુક્તિથી તેને આપણા પક્ષમાં મેળવી લેવો."

"બહુ જ જોખમની વાત! રાજાજી, દુશ્મનના ઘરમાં એકલા જવું તેનાથી બીજું મોટું સાહસ કયું હોય?"

"જહાંપનાહને જણાવવાની જરૂર નથી કે સાહસ વિના કોઇ પણ મહાન્ કાર્ય પાર પડતું જ નથી. આજ દિન સુધી જે જે મહાન્ કાર્યો મહા પુરૂષોના હાથથી થયાં છે, તે બધાં સાહસને જ આભારી છે."

"તે ખરૂં, પણ આ સાહસ એવું છે કે તે એકદમ મારાથી કબૂલ કરી શકાતું નથી. આપણી સુલેહની વાત સુરજનસિંહને પસંદ ન પડે, અને પોતાના દુર્ગમાં એકલા આવેલા જોઇને આપણને તે કદાચ ગીરફતાર કરી કયેદ પકડી લે તો પછી શું કરવું, તેનો આપને કાંઇ ખિયાલ છે?" બાદશાહે ભયનું દિગ્દર્શન કરાવતાં જણાવ્યું.

"એ હકીકતનો મેં પૂરતો વિચાર કર્યો છે. સુરજનસિંહ મેવાડના રાણાને માટે હમણાં આપણો શત્રુ થઇ યુદ્ધ કરે છે, પરંતુ તે શરૂથી જ મારો બાલ્યકાળનો મિત્ર છે. વળી સત્તા અને લક્ષ્મીનો તે એટલો લોભી છે કે તેને મેળવી લેતાં ઝાઝી વાર લાગે તેમ નથી. અને તેનામાં મુખ્ય ગુણ એ છે કે પોતાના હાથમાં ફસાયેલા સાહાય્ય વિનાના શત્રુને તે કદાપિ અડચણ કરતો નથી. ઘણે ભાગે તેનું હૃદય સરળ છે તેથી તે આપણી સાથે દગો કરે તેવો સંભવ નથી. આ યુક્તિ યુદ્ધ શરૂ કરતાં પહેલાં મારા મનમાં ઉપસ્થિત થઇ હતી, પરંતુ બળજોરીથી કિલ્લો લઇ શકવાની આશાથી, તથા ત્યારબાદ શત્રુ સૈન્યનો અધિપતિ ભારતસિંહ હતો ત્યાં સુધી તે મેં પ્રકાશ કરી નહોતી; પણ હવે જો હુજૂર આ સાહસિક કાર્ય કરવા હીંમતથી તત્પર થાય તો હું સુરજનને સમજાવી આપણા પક્ષમાં મેળવી લેવા સંપૂર્ણ શક્તિવાન છું!" માનસિંહે દ્રઢતાથી જણાવ્યું.

"મારા બહાદુર મિત્ર! હવે મારી ખાતરજમા થઇ કે આ તદબીર ફતેહમંદ નીવડશે. હું હવે તમારી સલાહ પ્રમાણે ચાલવાને તત્પર છું. જંગ કર્યા સિવાય આ જંગી ફસાદની જડ આપોઆપ નીકળી જાય, એજ મારી અંતઃકરણની ઇચ્છા છે. પરસ્પરના યોદ્ધાઓનાં લોહી નાહકમાં રેડવા હું ખુશી નથી." માનસિંહનાં વચનથી સંતોષ પામીને બાદશાહ બોલ્યો.

"રહમદીલ શાહની હરદમ ફતેહ જ છે!"

"ત્યારે હવે આ કામમાં દેર શા માટે કરવી જોઇએ ?"

"દેર નથી પણ એક મોટી અડચણ હજુ છે !"

"વળી શું અડચણ છે ?"

"એ હુજુરની આગળ વિદીત કરતાં અચકાઉ છું !"

"અચકવાનું કાંઈ કારણ નથી. ખુશીથી કહો. બીજી જે અડચણ હશે તે આપણે દૂર કરી નાખીશું."

"અડચણ તો એજ કે શાહી પોશાકથી આપ કિલ્લામાં દાખલ થઇ શકશો નહિ, તેથી તેનો હમણાં ત્યાગ કરવો પડશે."

"કબુલ. સૈનિકોની ગુપ્તચર્યા જોવા ઘણી વખત મેં તેમ કર્યું છે."

"એક સાધારણ રજપૂત સિપાઇનો સ્વાંગ આપને ધારણ કરવો પડશે."

"બહુ સારૂં, તેમ કરીશું."

"હાથમાં મેવાડીના જેવું નિશાન પકડવું પડશે."

"કબુલ."

"દુર્ગમાં પ્રવેશ કર્યા પછી સુરજનસિંહની સમક્ષ મારી બેઠકની પાછળ આપને ઉભા રહેવું પડશે !"

"તે પણ કબુલ. કિલ્લો સર કરવામાં ફતેહમંદ થવા માટે જે કાંઇ કરવું પડશે તે બધું મારે હાલ કબુલ છે."

"તો પછી આપણી ફતેહ જ છે, પરંતુ મારા માલીકને ઉભા રાખી ઉંચી બેઠક ઉપર બેસવાનો પ્રસંગ અનિચ્છાએ મારે આવી લાગશે, તેથી મને મોટો ક્ષોભ ઉત્પન્ન થાય છે."

"એવી નાચીજ હકીકતનો વિચાર કરવાનો હાલ વખત નથી. હમણાં તો કોઇ પણ પ્રકારે આપણું કામ સિદ્ધ થાય તેનો જ ખિયાલ કરો. હું આપને એક ખંડીઆ રાજા તરીકે નહિ, પરંતુ મારા એક સાચા સલાહકાર મિત્ર તરીકે હમેશથી માન આપતો આવ્યો છું, અને વળી આપ ખુદ રાજા હોવાથી ગુપ્ત વેષમાં આપની પાછળ ઉભા રહેતાં મને કોઇ પ્રકારની અડચણ નથી. માત્ર હું ઓળખાઇ જાઉં નહિ તેની પૂરી સાવચેતી રાખજો." શાહે શાન્તિથી કહ્યું.

"અનુકૂળ પ્રસંગ આવ્યા સિવાય આપનું ઓળખાણ પાડવામાં જેટલું આપને જોખમ છે, તેનાથી સહસ્ત્રગણું મને છે તેની આપ ખાત્રી રાખો. જે કાર્ય કરવાનો બોજો મેં મારા શીર ઉપર ઉઠાવ્યો છે, તે કેવી ફતેહમંદીથી પાર પડે છે તે આપ નજરોનજર જોઈ શકશો." માનસિંહે નિશ્ચયપૂર્વક જણાવ્યું.

"આમીન્" ! શબ્દની સાથે આ નાની મંડળીમાં માનસિંહની યોજના સર્વાનુમતે પસાર થઇ ગઈ. સંકેત મુજબ બાદશાહ, માનસિંહ, અને બીજા

બે સરદારોએ રજપૂત સિપાઇઓનો પોશાક પોતાના અંગ ઉપર તુરત જ ધારણ કરી લીધો, અને અશ્વ ઉપર સ્વાર થઇ ચારે જણાએ રાત્રિના ગાઢ અંધકારમાં રણથંભોરના કિલ્લા તરફ પ્રયાણ કર્યું.

પહાડી પ્રદેશમાં વાંકા ચૂકા વિકટ માર્ગો મહા મુશ્કેલીથી પસાર કરીને આ ચારે સ્વારો કિલ્લાના દ્વાર નજીક આવી પહોંચ્યા. રાત્રિનો સમય હોવાથી સઘળું શાન્ત હતું. કિલ્લાનો દરવાજો બંધ હતો, અને તે ઉપર કેટલાક રજપૂત સિપાઇઓ જાગૃત સ્થિતિમાં સૂતેલા હતા. યુદ્ધનો સમય હોવાથી તેમને નીરાંતે નિદ્રા લેવા દેવામાં આવતી નહોતી. વખતોવખત તેઓ શત્રુ સમીપમાં આવી પહોંચવાની શંકાથી સાવધ થઇ જતા. કિલ્લા નજીક આવી પહોંચેલા વેષધારી રજપૂત સ્વારોના અશ્વની પડઘી સાંભળી તેઓમાંના ચાર પાંચ સૈનિકોએ સજ્જ થઇ પોતાનાં અસ્ત્રશસ્ત્ર સંભાળી લાંબી બંદુકો તેમના તરફ તાકી.

દુર્ગ ઉપર ઉભેલા રજપૂત સૈનિકોની આ હિલચાલ ચંદ્રના ઝાંખા પ્રકાશમાં માનસિંહના જોવામાં આવતાંજ તે ગંભીર સ્વરે ગર્જી ઉઠયો: "સબૂર !"

"કોણ છે ?" દુર્ગ ઉપર ઉભેલા એક સૈનિકે પૂછ્યું.

"ગુપ્ત અનુચર !" માનસિંહે કિલ્લા નીચેથી જવાબ દીધો.

"શત્રુ કે મિત્ર ?"

"મિત્ર."

"અત્યારે કયાંથી ?"

"આપણા માલીક મહારાણા પાસેથી."

"શા સમાચાર છે ?"

"ઘણાજ અગત્યના." માનસિંહે જવાબ આપ્યો.

"જલ્દી જણાવો."

"સઘળી હકીકત અહીં પ્રકાશ થાય તેમ નથી. રઘુવંશી રાણાજીનો એવો જ હુકમ છે."

"ત્યારે તમારી શું ઇચ્છા છે ?"

"દુર્ગેશને મળવાની ! દરવાજો ખોલો, અને અમને અંદર લ્યો."

ઉપરની વાતચિત ઉપરથી દુર્ગના રક્ષકોની ખાત્રી થઈ કે આવનાર ચાર સ્વારો મહારાણાનો કંઇક અગત્યનો સંદેશો લાવ્યા છે. મેવાડી રજપૂતનો પોશાક, નિશાન, અને તેની ભાષા ઉપરથી તેઓ દૂષી નહિ પરંતુ દેશી જેવા તેમને જણાયા. રાણાના નિશાનને માન આપી ઉગામેલાં આયુદ્ધો તેમણે તુર્તજ નીચાં નમાવ્યાં, અને તેમનો એક સૈનિક તેમને કિલ્લામાં દાખલ કરવા સારૂ દુર્ગેશની આજ્ઞા માગવા શહેરમાં દોડી ગયો.

લગભગ પાએક કલાક વિત્યા પછી તે પાછો આવ્યો, અને દરવાજો ઉઘાડી પેલા વેષધારી ચારે સ્વારોને તેણે અંદર લીધા પછી તેમને દુર્ગેશના મહેલ તરફ જવા આજ્ઞા આપી. કિલ્લા ઉપરનો એક સૈનિક તેમની સાથે ચાલ્યો. ધીમે ધીમે તેઓ દુર્ગેશના મહેલ પાસે આવી પહોંચ્યા. શત્રુના મુલકમાં સાહાય્ય વિના પ્રવેશ કરવાથી શાહના હૃદયમાં વખતો વખત ભયનો સંચાર થઈ જતો હતો, પરંતુ માનસિંહ નેત્ર સમસ્યાથી તેને હીંમત આપતો હતો. પેલો સાથે આવેલો રજપૂત સૈનિક તેમને ત્યાં જ મૂકી પાછો કિલ્લા તરફ ચાલતો થયો, અને રજપૂત વેષધારી બાદશાહ, માનસિંહ તથા તેના બે સરદારો સુરજનસિંહના મહેલમાં નિર્વિઘ્ને દાખલ થયા !

મહેલના એક દીવાનખાનામાં સુરજનસિંહ આ સ્વારોની રાહ જોતો બેઠો હતો, અને તેઓ શું સમાચાર લાવ્યા છે તે જાણવાને ઘણો આતુર હતો. વેષધારી રજપૂતો તેની બેઠકની બાજુમાં ગોઠવાઇ ગયા. સુરજનસિંહ તેમના સામું જોતાં જ કંઇક ગંભીર વિચારમાં પડયો હોય તેમ જણાયું. પ્રશ્ન પૂછવાને બદલે તે માનસિંહની મુખમુદ્રા વારંવાર જોવા લાગ્યો, અને ભારે સંદેહની વચ્ચે એકાએક આશ્ચર્યચકિત થઇ બોલી ઉઠયો:

" કોણ ? મહારાજા માનસિંહજી ? "

" હા મારા બહાદુર મિત્ર ! " માનસિંહે મૂછમાં હસીને કહ્યું.

માનસિંહને સુરજનસિંહે એકાએક ઓળખી લીધાથી બાદશાહ અને તેના બે સરદારોના મનમાં ભારે ગભરાટ ઉત્પન્ન થયો. દુર્ગેશની મુખમુદ્રા અને ગંભીર વાણીએ તેમને ભયભિત બનાવી મૂકયા. પોતાની સલામતીને માટે તેમને હવે શંકા થવા લાગી. તેમનો એ ગભરાટ માનસિંહના જોવામાં આવતાં જ તે નેત્રસમસ્યા કરી સહજ હસ્યો, અને ભય નહીં હોવાનું સૂચવી દુર્ગેશની વાત સાંભળવા તરફ તેણે લક્ષ્ય આપી દીધું.

" અહો ! આવા ગુપ્ત વેષથી અત્યારે મને મળવાનું કાંઇ કારણ ? " સુરજનસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" તે હમણાં જ જણાવું છું. ગુપ્ત વેષ હોવા છતાં આપે મને ઓળખી લીધો એ જાણીને હું આશ્ચર્ય પામું છું." માનસિંહે કહ્યું.

"મારા બાલમિત્રને હું ગમે તેવા વેષમાં પણ ઓળખી શકું, પરંતુ આપણી વચ્ચે હમણાં શત્રુતા ચાલતી હોવા છતાં સાહાય્ય વિના મારા કિલ્લામાં પ્રવેશ કરવાની આપે કયા કારણથી હીંમત કરી ?" સુરજનસિંહે શંકાશીલ થઇને પૂછ્યું.

" અમારી સાથેના યુદ્ધમાં આપે દર્શાવેલા શૌર્યથી આખા હિંદના માલીક શહેનશાહ અકબર બહુ જ વિસ્મય પામ્યા છે. હું પણ આપની દુર્ગ રક્ષા કરવાની અદ્ભુત શક્તિ જોઇ અપાર હર્ષિત થયો છું, અને એ હર્ષનો

પ્રગટ થયેલો ઉભરો આપની ભદ્રાંકિત ભવ્ય મૂર્તિને ભેટવા સારૂ અહીં સુધી મને ધસડી લાવ્યો છે.” માનસિંહે યુક્તિયે યુક્ત સુરજનની સ્તુતિનાં વાક્યો ઉચ્ચારવા માંડ્યાં.

“પણ શહેર તમારા શત્રુનું છે તેનો કાંઇ વિચાર?” સુરજનસિંહે હસીને પૂછ્યું.

“શત્રુતા યુદ્ધ સમયે છે, અત્યારે નથી. વળી અમે માનીએ છીએ કે દુનિઆમાં સદ્‌ગુણી સુરજનસિંહનો કોઈ શત્રુ નથી! અને આવા ગુપ્ત વેષમાં પણ મને તત્કાળ ઓળખી લેનાર મારો બાલમિત્ર શત્રુ હોઇ શકે?” માનસિંહે જણાવ્યું.

માનસિંહનાં આ મિષ્ટ વાક્યોથી સુરજનસિંહ પ્રસન્ન થતો હોય તેમ જણાયું; તથાપિ તેનો અહીં આવવાનો ઉદ્દેશ તે હજુ પૂરેપૂરો સમજ્યો હોતો. બાદશાહ તથા તેના બીજા બે સરદારોને હજુ તેણે ઓળખ્યાં નહોતા. માત્ર માનસિંહના અનુચરો અથવા તો વિશ્વાસુ સૈન્ય નાયકો હશે એમ તે સમજ્યો હતો. આ સર્વ મંડળી મહેલના એકાંત ઓરડામાં બેઠેલી હોવાથી તેમની વચ્ચે થતી વાતચિત બહારથી કોઇ સાંભળતું નહોતું; પરંતુ તે ઓરડાની ઉપરના એક નાના ઝરૂખામાં જાગૃત થઇ ઉભેલી દુર્ગેશની વીર પત્ની ચંદા તેમની આ ગોષ્ટિ સાંભળવા પ્રયાસ કરતી હોય એમ જણાતું હતું.

દીવાનખાનામાં અર્ધ રાત્રિના સમયે ઓચિંતા આવેલા પરોણાઓને જોઇ તે કંઇક સંશયયુક્ત થઇ હતી. તેઓ કોણ છે તથા પોતાનો સ્વામી તેમની સાથે શી વાતચિત કરે છે તે જાણવાને તે આતુર થઇ હોય એમ તેની ચેષ્ટાઓ ઉપરથી જણાતું હતું. ઓરડાનાં બંધ દ્વાર તરફ અનિમિષ દ્રષ્ટિથી કાન માંડી આરસની પુતળી સમાન સ્તબ્ધ થઇ તે ઉભી રહી હતી. શત્રુની છાવણીમાંથી આવેલા માનસિંહનું નામ સ્વામીના મુખેથી સાંભળતાં જ તેનાં રોમેરોમ ખડાં થઇ ગયાં હતાં.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### સુરજનની કર્તવ્યભ્રષ્ટતા.

નીચેના ઓરડામાં ફરીથી મિષ્ટ વાર્તાલાપ સંભળાવા લાગ્યો.

“યુદ્ધના આવા ભયંકર પ્રસંગમાં હું શત્રુ બનેલો હોવા છતાં આપે મારા ઉપર મોટો વિશ્વાસ રાખી અહીં આવવાનું સાહસ કર્યું છે, તેને માટે હું આપનો આભારી છું.” સુરજનસિંહે કહ્યું.

"અમે આપના સદ્‌ગુણોને વશ થઇને પોતાને નિર્ભય માની અત્રે આવ્યા છીએ." માનસિંહે જવાબ દીધો.

"તો ખાતરી રાખો કે આપ અત્રે કેવળ નિર્ભય છો, અને આપની છાવણીમાં જ છો એમ સમજો. મારી આજ્ઞા સિવાય કોઇ આપનો વાંકો વાળ સુદ્ધાં કરી શકે તેમ નથી. દગાથી દુશ્મનને ફસાવતાં સુરજનસિંહ શિખ્યો નથી." સુરજનસિંહ બોલ્યો.

"તેની તો અમને પૂરેપૂરી ખાત્રી છે. વીર પુરૂષોના હાથથી કપટનું કૃત્ય કદી થતું જ નથી. તેમાં વળી આપ મારા શત્રુ નહિ પરંતુ બાલ સ્નેહી છો, એટલે હું કોનો અવિશ્વાસ કરૂં? ઘણા વખતથી વિખૂટા પડયા છતાં આપનો મારા ઉપરનો સ્નેહ હજુ જેવો ને તેવો જ જોઇ મને જે આનંદ થાય છે, તે હું વર્ણવી શકું તેમ નથી; પરંતુ તે અનહદ આનંદમાં વિક્ષેપ રૂપ ગ્લાનિ માત્ર એટલી જ છે કે આપણા એ મિષ્ટ સ્નેહસાગરને ક્ષારમય બનાવનારૂં આવું ભયાનક યુદ્ધ હજુ કયાં સુધી ચાલુ રહેશે? ફક્ત આટલી જ ચિંતા મારા મનમાં રહે છે." માનસિંહ બોલ્યો.

"યુદ્ધ કરવું એ યોદ્ધાઓનો ધર્મ છે. આપણામાં પિતા પુત્ર વચ્ચે પણ ધર્મયુદ્ધ પુરાતન કાળમાં કયાં નથી થયાં? રાજન્! ક્ષત્રિઓનો ખરો આનંદ યુદ્ધના સમયમાં હોય છે. યુદ્ધથી તેઓ કદાપિ કંટાળતા નથી. મારો ધર્મ હું અવસ્ય બજાવીશ." સુરજનસિંહે સરલ ભાવથી પ્રતિઉત્તર આપ્યો.

"આપનું કહેવું યથાર્થ છે. આજ સુધી આપે આપનો ધર્મ બજાવવામાં પાછી પાની કરી નથી. તેથી આપનું રણચાતુર્ય જોઇ અમારા શહેનશાહ આપના ઉપર પૂર્ણ પ્રસન્ન થયા છે. તેમની ઇચ્છા આપની સાથે લાંબો વખત સુધી યુદ્ધ કરી શત્રુતા વધારવાની નથી, પરંતુ મારી પેઠે આપનું માન આ રાજસ્થાનમાં અખંડિત રહે તેવો દરજ્જો અર્પણ કરી આપને પોતાના પ્રિયમિત્ર બનાવવાની છે. બોલો હવે, આપની શું ઇચ્છા છે?" માનસિંહે યુક્તિની જાળ પ્રસારતાં કહ્યું.

"શું એટલા જ માટે અત્રે આપનું આગમન થયું છે?" સુરજનસિંહ આશ્ચર્ય પામીને પૂછવા લાગ્યો.

"હા, એટલા જ માટે. મારા બાલમિત્રને યોગ્ય સલાહ આપવા માટે. તેનો માન મર્તબો વધારવા માટે, અને તેને હમેશનો સુખી કરવા માટે." માનસિંહે ઉત્તર દીધો.

"ત્યારે મારા શિરછત્ર રાણાજી સાથે પણ બાદશાહ સુલેહ કરવા ઇચ્છે છે?" સુરજનસિંહે પ્રશ્ન પૂછયો.

"રાણાજી સાથે સુલેહ કરવી અગર ન કરવી એ વાત બાદશાહે મને

જણાવી નથી. મને જે કાંઇ હુકમ છે તે માત્ર આપનાજ સંબંધમાં છે.” માનસિંહે જણાવ્યું.

“ રાણાના હુકમ સિવાય મારાથી જુદી સુલેહ કેવી રીતે થાય? હું તેમનો આજ્ઞાંકિત છું. રાજાજી ક્ષમા કરો. હું અવશ્ય યુદ્ધ કરીશ.” સુરજનસિંહ નિષ્કપટ ભાવથી બોલતો જણાયો.

“ ત્યારે એ પણ કહી નાખો કે પવિત્ર ક્ષત્રિય કુળમાં જન્મ લઇ ક્ષત્રિઓનોજ વિનાશ કરીશ. વીર પુરૂષ! આપ રજપૂત છો, હું પણ રજપૂત છું. આપના અને મારા સહાધ્યાયીઓ રજપૂત છે. શું રજપૂત રજપૂતના લોહીથી પોતાની તલવારને કલંકિત કરશે? સ્વજાતિય અને સ્વધર્મ રક્ષકનો ફાંકો રાખનાર સૂર્યવંશી મહારાણા ક્ષત્રિઓનો પરસ્પર સંહાર જોઇને શું સંતોષ પામશે? ક્ષત્રિય વીર! ક્ષાત્ર ગૌરવ જાળવી રાખવાનું આપનું ગુમાન હમણાં કયાં વહ્યું ગયું? આપની ધારણા પ્રમાણે કદાચ આ ધર્મયુદ્ધ હોય, તોપણ તેનું પરિણામ શું છે, તેનો કાંઇ વિચાર આપે કર્યો છે? સમગ્ર હિંદના માલીક શાહેનશાહના બળવાન સૈનિકો સન્મુખ આપના સૈનિકો આપની ઇચ્છા મુજબ યુદ્ધ આખર સુધી ચલાવી શકશે? વળી બાદશાહ અને તેમના સૈનિકો મુસલમાન હોવા છતાં તેઓ આપણા સ્વદેશી બંધુઓ ખરા કે નહિં? સ્વદેશી અને સ્વધર્મીમાં શો ફેર? અમારા શાહને મન બેઉ સમાન છે. તેના પ્રત્યક્ષ પુરાવારૂપ આપ હમણાં મને જે દરજ્જે જુઓ છો તે છે. સ્વદેશીઓ અને સ્વધર્મીઓને પરસ્પરના લોહીથી ખરડાયેલા જોવાને શું આપ રાજી થશો? અરે! અમારી ઇચ્છા તેવી નથી, તથાપિ આપ જો કેવળ યુદ્ધ જ ઇચ્છતા હો તો અહીં મને બંદીવાન કરી હમણાં જ મારા ગળા ઉપર શસ્ત્ર ચલાવો. માનસિંહ પોતાના પ્રિય મિત્ર સાથે યુદ્ધ કરવા કરતાં તેના હાથથી થતું મૃત્યુ વધુ પસંદ કરશે!” ગુસ્સા ભરેલી વાણીથી પણ યુક્તિપૂર્વક માનસિંહે આ વચનો ઉચ્ચાર્યાં.

માનસિંહનું બોલવું સાંભળી સુરજનસિંહ થોડીવાર સુધી ગંભીર વિચારમાં પડી સ્તબ્ધ થઇ ગયો, અને પછી ધીમેથી બોલ્યો: “ આપનું અહીં આવવાનું કારણ હવે હું સમજ્યો. કયો માર્ગ ગ્રહણ કરવો તેની મને સૂઝ પડતી નથી. આપ મારા હિતચિંતક છો, મારા માટે જે સરલ રસ્તો હોય તે મને તત્કાળ બતાવો.”

“ સરલ રસ્તો મેં આપને ક્યારનોએ બતાવી દીધો છે. આપ હવે મહારાણાના મટી અમારા શહેનશાહના થાઓ! એમાં જ આપનું શ્રેય છે.” માનસિંહે ઉઘાડું જણાવી દીધું.

“ રાજન્, હું કદાચ તેમ કરૂં, પરંતુ રાણાજી સાથે બેવફાઇ કર્યાનું મને કલંક ચોંટે તેનું કેમ?” સુરજનસિંહે શંકાશીલ હૃદયે કહ્યું.

" એમાં એવફાઈ કઈ રીતે ? આવી આવી ભારે સેવાઓ કર્યા છતાં રાણાએ હજુ આપને દુર્ગેશની જ પદવીએ રાખ્યા છે, એ શું યોગ્ય છે ? આપનું શૌર્ય, ચાતુર્ય, અને યુદ્ધકળા વગેરે અપાર ગુણોની કોઇએ પિછાન કરી છે ? સંગ્રામમાં શૂરવીર યોદ્ધાઓનાં હાડ ધ્રુજાવી નાખનાર સુરજનસિંહ માત્ર એક દુર્ગેશ તરીકે જ રાજસ્થાનમાં ઓળખાય ? અરે ! એ કેવો અન્યાય ! અમારા શહેનશાહ એવા બેકદ્ર નથી. યોગ્ય પુરુષને યોગ્ય સ્થાન ઉપર તેઓ તુર્તજ ગોઠવી દે છે. વળી આપ ખાત્રી રાખો કે રાણાની પાયમાલી પૂરેપૂરી થવાને હવે ઝાઝો વિલંબ નથી ! " માનસિંહ ગંભીરપણે બોલ્યો.

માનસિંહનાં વાકયોની સુરજસિંહના મન ઉપર ધીમે ધીમે વધુ અસર થતી જણાઇ. થોડીવાર તે પાછો વિચારમાં પડયો, અને પછી બોલ્યો: "રાજધાનીમાંથી રાણાજી હમણાં ખસી ગયા છે તો તેમની પાયમાલી કેવી રીતે કરશો ? "

" તેમને પકડવાને મોટું મોગલ સૈન્ય અમે મોકલ્યું છે. "

" અને પછી ? "

" તેમને કયેદ કરી દિલ્લી લઇ જઇશું. "

" અને પછી ? "

" રાણાજી સિવાય રાજસ્થાનના બીજા જીતાયેલા રાજાઓનું ગૌરવ સચવાય તેવી રીતે તેમની સાથે મિત્રભાવથી વર્તીશું. "

" અને પછી ? "

" પછી એજ કે મેવાડની ગાદી ઉપર આપને સ્થાપિત કરીશું ! "

" અને પછી ? "

" આપ મેવાડના અધિપતિ, અને દિલ્લીશ્વરના દોસ્ત ! "

માનસિંહનાં આ વચનો સાંભળતાં જ સુરજનસિંહ ઠંડો ગાર થઈ ગયો. યુક્તિસર ઉચ્ચારેલાં મિષ્ટ વાકયોએ તેના મન ઉપર વીજળીના જેવી અસર કરી. તેનું સત્તાલોભી અંતઃકરણ છેક ડગી જતાં પોતાના પવિત્ર શિરછત્ર રાણાને તે તત્કાળ ભૂલી ગયો, અને તેની જ ગાદી મેળવવાના લોભમાં આશાભેર ઉમંગથી બોલવા લાગ્યો :-

" મારા હિતને માટે આપે જે યોજના પ્રથમથી ગોઠવી રાખી છે, તે ઉપરથી મને જણાય છે કે જગતમાં મારા ખરા હિતચિંતક મિત્ર માત્ર આપ છો. "

" મિત્ર થઇને મિત્રના હિતમાં તત્પર ન રહે તો તે પોતાની વ્યાજબી ફરજ ચૂકયો કહેવાય. રજપૂત વીર ! આપનું પ્રારબ્ધ મોટું છે. હમણાં જે કાંઇ થાય છે, અને ભવિષ્યમાં થશે તે સર્વે તેનો જ પ્રતાપ છે. હું તો કેવળ નિમિત્ત માત્ર છું ! " માનસિંહે કહ્યું.

" ત્યારે શું દિલ્લીશ્વરનો એવો દ્રઢ નિશ્ચય છે કે મેવાડની ગાદી મને જ મળે ?" સુરજનસિંહે આશાભેર પૂછ્યું.

" હા, દ્રઢ નિશ્ચય ! એમાં લેશ માત્ર સંશય નથી."

" કાંઇ પ્રમાણ ?"

" રાજા માનસિંહનું વચન એજ તેનું પ્રમાણ ! એજ શહેનશાહનો સહી સિક્કાવાળો દસ્તાવેજ ! એથી વધારે વિશ્વાસયુક્ત પ્રમાણ બીજું કયું હોય ?"

" બસ ! બસ ! આપના વચન કરતાં બીજા કોઇ પણ લેખી પ્રમાણને હું વધારે કિંમતી ગણતો નથી, આજથી આ સુરજનસિંહ દિલ્લીશ્વરનો સેવક થયો છે, રાણાની સાથેનો સંબંધ તેણે હમેશને માટે તોડયો છે ! કદ્રદાન શાહનો જે હુકમ હશે તે બજાવવા હમણાં જ હું તત્પર છું !" સુરજનસિંહ વચમાં બોલી ઉઠયો.

સ્વધર્મ અને લોભના તુમુલ યુદ્ધમાં છેવટે લોભનો વિજય થયો. અકબરના કૃપાપાત્ર રાજા માનસિંહનો યત્ન સફળ થયો. આજ મહારાણા ઉદયસિંહનો વિશ્વાસુ સુરજનસિંહ વિશ્વાસઘાતક થઇ શત્રુના પક્ષમાં ભળી ગયો !

પોતાની સાહસિક યુક્તિનું સંતોષકારક પરિણામ આવેલું જોઈ માનસિંહે સ્મિત હસીને સુરજનસિંહના કાનમાં કાંઇક ગુપ્ત વાત કરી, તે સાંભળતાં જ તે ચમકીને પોતાની બેઠક ઉપરથી ઉભો થયો, અને સાધારણ રજપૂતના વેષમાં ઉભેલા શહેનશાહ અકબરની પાસે જઇ તેને યોગ્ય રીતે નમન કર્યું. માનસિંહના કહેવાથી દિલ્લીશ્વર તરીકે તેને તેણે હવે ઓળખી લીધો, અને પોતાની બેઠક ઉપર બેસાડયો.

ઓરડાની ઉપરના ઝરૂખામાંથી ચંદા આ સઘળી ગુપ્ત ગોષ્ટિ ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. આવનાર પરોણાઓને તેણે બાદશાહ અને માનસિંહ તરીકે હવે ઓળખી લીધા હતા, અને તેમનો હેતુ સ્પષ્ટપણે તે સમજી ગઇ હતી. શત્રુના પક્ષમાં ભળી ગયાના સ્વામીના ઉદ્‌ગારો પણ તેણે સાંભળી લીધા હતા. તેના સુંદર મુખ ઉપર હમણાં ભય અને ક્રોધનો આવિર્ભાવ ખુલ્લો જણાતો હતો. તુર્ત જ ઝરૂખામાંથી અસ્ફૂટ પગલાં ભરતી તે નીચે આવી, અને ઓરડાના બંધ દ્વાર આગળ કાન માંડી ઉભી.

ક્ષણે ક્ષણે તે પોતાના હોઠ ઉપર દાંત દબાવી ભયંકર કોપ પ્રદર્શિત કરતી, તો ઘડીકમાં ઊંડો નિસાસો નાખી છેક નિરાશ થઇ ગયેલી જણાતી. ઓરડામાં બેઠેલી મંડળીની ગુપ્ત વાતો જેમ જેમ તે ગ્રહણ કરતી ગઇ, તેમ તેમ તેની મનોહર મૂર્તિએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું. કંઇક વિચાર આવવાથી પાછી તે ઓરડા ઉપરના ઝરૂખામાં ગઇ, અને અસ્વસ્થ ચિત્તે આમ તેમ ધીમે ધીમે ફરવા લાગી.

દીવાનખાનાના ઓરડાનો દરવાજો એકાએક ઉઘડી જતાં શાહની સાથે આવેલો એક વેષધારી રજપૂત બહાર નિકળ્યો, અને પોતાના અશ્વ ઉપર સ્વાર થઇ તુર્ત જ તેણે કિલ્લાના દરવાજા તરફ પ્રયાણ કર્યું. તેના ગયા પછી થોડી વારે કિલ્લાના દરવાજાનો દરવાન ત્યાં આવી પહોંચ્યો, અને ઝડપથી ઓરડામાં દાખલ થયો. સુરજનસિંહે તેની સાથે કેટલીક વાતચિત કર્યા પછી તેને વિદાય થવાનું સૂચવી પોતાના સૈનિકોના હાથથી માર્યા ગયેલા નિમકહરામ ન્હારસિંહનો મોટો પુત્ર લાલસિંહ, કે જેને હમણાં સુરજનસિંહે તેના બાપની જગોએ સૈન્યમાં દાખલ કર્યો હતો, તેને તત્કાળ મોકલવાનું ફરમાવ્યું. આ લાલસિંહ તેના બાપના જેવા જ ગુણો ધરાવતો હોવા છતાં સુરજનસિંહનો ખાસ વિશ્વાસુ બન્યો હતો.

દરવાનના ગયા પછી કેટલીકવારે લાલસિંહ ત્યાં આવી પહોંચ્યો. સુરજનસિંહે તેને પોતાની મહોરછાપવાળો એક રૂક્કો આપી કાંઇક હુકમ કર્યો. તે ચંદાના સાંભળવામાં આવતાં જ તે એક ઉંડી હાય મારી કાપેલી કેળની પેઠે મૂર્છિત થઇ ધરણી ઉપર ઢળી પડી!

## પ્રકરણ ૩૦ મું.

### દુર્ગપતન!

કેટલીકવારે ચંદાને ચૈતન્ય પ્રાપ્ત થયું. બન્ને નેત્રો ઉઘાડી તે પોતાની આસપાસ જોવા લાગી. મૂર્છામાંથી સાવચેત થયા છતાં તેને પોતાની સ્થિતિનું પૂરેપૂરૂં ભાન નહોતું. રણથંભોરના રજપૂત યોદ્ધાઓ ઉપર પોતાના અદ્દભૂત શૌર્યબળ, બુદ્ધિબળ, અને રૂપ ગુણથી વીરત્વની છાપ પાડનારી, રાજતંત્ર ચલાવવામાં સ્વામીને યોગ્ય અયોગ્ય માર્ગનું દિગ્દર્શન કરાવનારી, શિયળ અને સ્વધર્મનું પ્રાણની પેઠે જતન કરનારી, સ્વદેશસેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરી દુર્ગની અધિષ્ટાતા દેવીના શ્રેષ્ઠ ઉપનામથી અલંકૃત થનારી, વીરપુરૂષોએ વંદન કરવા યોગ્ય ચંદા સ્વામીનો સ્વાર્થમય દુષ્ટ સંકેત જાણ્યા પછી જાણે ઘેલી થઇ ગઇ હોય એવો આભાસ થતો હતો. તેની મનહર મુખાકૃતિ ઉપર અવનવો ફેરફાર થઇ રહ્યો હતો. વક્ર ભ્રકુટી અને લાલ પ્રવાલ સરખા બન્ને નાજુક હોઠ ક્રોધથી કંપતા હતા. તેના શરીરમાં સાક્ષાત્ અંબિકાએ પ્રવેશ કર્યો હોય તેમ જણાતું હતું. મનમાં ઉત્પન્ન થયેલા ભય અને ક્રોધથી તે બેબાકળી બની ગઇ હતી.

એકાએક કાંઇ યાદ આવ્યું હોય તેમ તે ત્યાંથી ઉઠી બનતી ત્વરાએ પોતાના શયનગૃહ તરફ દોડી. ચિત્તભ્રમના જેવી અવસ્થામાં તે આમથી તેમ ફરી છેવટે કંઇક નિશ્ચય ઉપર આવી ગયેલી જણાઇ. સ્વામીનાં અસ્ત્ર શસ્ત્રો તેણે પોતાના અંગ ઉપર ધારણ કર્યાં, અને મહિષાસૂરનું મર્દન કરવા મહામાયા જતી હોય તેમ મહેલની પાછલી બારીએથી બહાર નીકળી કોણ જાણે ક્યાંયે અદ્રશ્ય થઇ ગઇ !

× × × ×

પ્રભાત થવા આવ્યું. મહેલ આગળ રજપૂત સૈનિકો ઝડપથી એકઠા થતા હતા. કિલ્લા ઉપર ઝાઝી ગરબડ નહોતી. કેટલાક સૈનિકો હજુ નિદ્રાવશ હતા. તેમનાં અસ્ત્ર શસ્ત્રો અવ્યવસ્થિત સ્થિતિમાં પડયાં હતાં. ઘણા દિવસના ઉજાગરા અને શ્રમથી તેમની અવસ્થા અધમુત જેવી થઇ ગઈ હતી.

કિલ્લાની નજીકમાં ઓચિંતો મુગલાઇ ડંકાનો અવાજ સંભળાયો ! તેની સાથે અસંખ્ય માણસોના ભયાનક ધ્વનિ થવા લાગ્યો. શહેરમાંના સૈનિકો સાવધ થઇ તે તરફ દોડવા લાગ્યા. ત્યાં જઇ તેમણે જોયું તો કિલ્લાનાં દ્વાર ખુલ્લાં છે ! દેશદ્રોહી નાયક લાલસિંહ હાથમાં ખુલ્લી શમશેર સહિત ત્યાં ઉભો છે ! શત્રુનું અસંખ્ય દળ વાજતે ગાજતે દુર્ગમાં પ્રવેશ કરી રહ્યું છે !

મોગલ સૈન્યને કિલ્લામાં પ્રવેશ કરતું અટકાવવા સારૂ બિક્રમસિંહ અને ભારૂમલ્લ કેટલાક રજપૂત સૈનિકો સાથે ત્યાં ધસી આવ્યા. તે સૈનિકોની મધ્યમાં પોતાના નાજુક કરમાં લાંબો ભાલો ચમકાવતી અભ્રમાંથી વીજળી ઉતરી પડી હોય તેવી ચંદા સર્વેની દ્રષ્ટિએ પડી ! પાણીદાર અશ્વ ઉપર તે આરૂઢ થઇ હતી, અને આસપાસ ફરી વળેલા શત્રુ સૈનિકોને પોતાના હાથમાં ધારણ કરેલા ભયંકર શસ્ત્રથી વિંધી નાખતી હતી. પોતાના યોદ્ધાઓને અનેક શૌર્ય વાકયોથી બીરદાવનારી એક અબળાને આવું અલૌકિક સાહસ કરતી જોઇ દુર્ગરક્ષક રજપૂત સૈનિકો અત્યંત ઉત્સાહમાં આવી જઇ રણગર્જનાથી દીશાઓને કંપાવતા "હરહર મહાદેવ !" ની ભયાનક કીકીઆરી સાથે શત્રુ દળ ઉપર તૂટી પડયા. શત્રુ સૈનિકો પણ તેવાજ વેગથી "અલ્લાહુ અકબ્બર" અને "હરહર મહાદેવ !" ના મિશ્રધ્વનિ સહિત સામા ધસ્યા. કિલ્લાના દરવાજાની સમીપમાં જ પરસ્પર યુદ્ધ શરૂ થયું. શત્રુનું કેટલુંક સૈન્ય તે પહેલાં શહેરમાં દાખલ થઇ ચૂકયું હતું, અને યુદ્ધ કરનારા દુર્ગરક્ષક રજપૂતોની સંખ્યા મોગલ સૈન્ય કરતાં છેક થોડી હતી, તોપણ તેઓએ પાછી પાની નહીં કરતાં પહેલે સપાટે સેંકડો પ્રતિપક્ષીઓનો સંહાર કરી નાખ્યો. સ્વરૂપમાં ચંદ્રમાને લજાવનારી ચંદાએ આજ સાક્ષાત્ ચંડિકાનું રૂપ ધારણ કર્યું હતું.

દુર્ગરક્ષક રજપૂતોને ઉશ્કેરી તેણે શત્રુ સૈન્યમાં સામટા બળથી ધસારો કર્યો હતો. શત્રુઓ તેનું અદ્‌ભુત પરાક્રમ જોતાં દિંગ થઇ જઇ તેની પાસે જવા હિંમત કરતા નહોતા.

બિક્રમસિંહ અને ભારૂમલ્લ પણ આ યુદ્ધમાં અપાર વેગથી ઘુમતાં શત્રુ દળનો સંહાર કર્યા જતા હતા. તેમનું આખું અંગ લોહીથી ખરડાઇ ગયું હતું. શત્રુનાં અસ્ત્ર શસ્ત્રોથી તે ઠામ ઠામ ઘવાયેલા હોવા છતાં પણ તેની પીડાનું તેમને ભાન રહ્યું નહોતું. સમીપમાં આવી પહોંચેલા સેંકડો શત્રુ સૈનિકોને તેઓ ભયાનક રીતે વીંધી નાખતા હતા, તેવામાં તેમની દ્રષ્ટિ દેશ-દ્રોહી લાલસિંહ ઉપર પડી. વાઘની પેઠે છલંગ મારતો બિક્રમસિંહ તેના અંગ ઉપર ધસ્યો, અને યોદ્ધાઓનાં હાડ ધ્રુજાવી નાખે તેવી ગર્જના કરી હાથમાં પકડેલા ખડગના એક જ પ્રહારથી તેનું શીર ઉડાવી દીધું !

બિક્રમસિંહનું આ પરાક્રમ ચંદાના તથા બીજા શહેરી રજપૂત સૈનિ-કોના જોવામાં આવતાં તેમણે તત્કાળ હર્ષગર્જના કરી. શત્રુઓ કંપાયમાન થયા. રજપૂત નામને કલંકિત કરનાર લાલસિંહનું શબ સૈનિકોના પગ નીચે છૂંદાઇ ગયું !

મોગલ સૈન્યમાંથી હવે ઉપરા ઉપરી બંદુકો ફૂટવા લાગી. તેમના અ-સંખ્ય દળે ચારે બાજુથી દુર્ગરક્ષક સનિકોને ઘેરી લીધા. બિક્રમસિંહના સહાધ્યાયી ઘણાક રજપૂતો ગોળીઓ વાગતાં ટપોટપ ભોંય ઉપર પડી મૃત્યુવશ થતા જણાયા. એક પ્રાણઘાતક ગોળી ભારૂમલ્લના લલાટને ભેદી સોંસરી આરપાર નીકળી જતાં તે તમ્મર ખાઇ નીચે પડ્યો, અને બીજી એક ગોળીએ બિક્રમસિંહની છાતી ભેદી નાખી. રણથંભોરના બે વીર નાયકો પોતાનું કર્તવ્ય બજાવતાં રણમાં પડયા.

આ ઘટના જોઇને બીજા દુર્ગ રક્ષક રજપૂતો પાછા હઠવા લાગ્યા. શાહના અસંખ્ય દળ સન્મુખ ટકી શકવાની તેમનામાં હીંમત રહી નહિ. શત્રુનું બળ જોતાં તેઓ નિસ્તેજ થઇ ગયા. તેમનામાં ભંગાણ પડેલું જોઇ ચંદા આવેશ પૂર્વક શૂરાતન પ્રેરવા બોલવા લાગી :

“ વીરાઓ ! ક્ષત્રીપુત્ર થઇ મરણથી શા માટે ડરો છો ? તમારૂં શૌર્ય સઘળું કયાં જતું રહયું ? શું કાયર પુરૂષની પેઠે વ્યાધિગ્રસ્ત થઇ મૃદુ શય્યામાં મરણ પામવા તમારી ઇચ્છા છે ? શું ક્ષત્રિઓ એવું મૃત્યુ કદાપિ પસંદ કરે ? પ્રાણી માત્રને વહેલું અગર મોડું મૃત્યુ તો છે જ, ત્યારે આવા અમૂલ્ય પ્રસંગ-નો લાભ લઇ અમર નામ કરવાનું ભૂલો છો કેમ ? શું યશ વિનાનું કલંકિત જીવન તમને વહાલું છે ? આપણા બે ક્ષત્રિય કુળદીપક શૂરવીર રણનાયકો

અપૂર્વ પરાક્રમ કરી સ્વર્ગે સંચર્યા છે, તેમના વિના સ્મશાનવત્ થયેલા આ રણથંભોરના દુર્ગમાં તમે રહી શકશો? તેઓ સ્વર્ગમાં તમારી રાહ જુએ છે, તેમને આનંદથી ભેટવાની તમારી ઇચ્છા નથી? આ તુચ્છ મૃત્યુલોકમાંથી ઉત્તમ અમરાપૂરમાં જઈ વસવાને શું તમારી આકાંક્ષા નથી? આકાશવાસી દેવતાઓ તમારૂં પરાક્રમ જોવા વલખાં મારે છે, તેમને શું નિરાશ કરશો? અનેક સુંદર અપ્સરાઓ તમને વરવાને અંતરિક્ષમાં ઉભી છે, તેને નિરૂત્સાહી કરી પાછી વાળશો? શૂરાઓ! મૃત્યુ એવી શું ભયાનક વસ્તુ છે કે જેનાથી તમે પોતાના હિત અહિતનો વિચાર ન કરતાં આટલા ભય પામો છો? તમારા માટે જ જગતનિયંતાએ સ્વર્ગ વસાવેલું છે, તે હકીકતથી તમે શું અજ્ઞાન છો? શું કાયરના હલકા વિશેષણથી તમારા નામને અલંકૃત કરવા તમે ઇચ્છો છો? શ્રી રામચંદ્ર અને અર્જુનના પુત્રો! તમે શું નિર્બળ હાથમાં તલવાર પકડી છે? તમારા બાહુબળનો પ્રકાશ શત્રુ સન્મુખ કરી મહાન્ વીરપુરૂષ તરીકે વિખ્યાતી મેળવવામાં તમે શા માટે અચકાઓ છો! તમારા પૂર્વજોનાં પરાક્રમ તમે નથા સાંભળ્યાં કે શું? વીર ભૂમિમાં પ્રગટ થયેલા પ્રભાવશાળી વીરો! મારી પાછળ આવો! અને આપણા સત્ય કર્તવ્યને માટે, સ્વામીભક્તિને માટે, સ્વધર્મને માટે, સ્વદેશરક્ષાને માટે, ભાવી ફળાફળનો કાંઇ પણ વિચાર કર્યા વિના માત્ર યુદ્ધ કરો. શત્રુનો પરાભવ કરી યશલક્ષ્મીને વરો, અથવા પૂર્ણ પરાક્રમ વડે તમારૂં નામ અહીં અમર કરી અપૂર્વ સુખ ભોગવવા સારૂ સ્વર્ગે સંચરો.”

ચંદાનું આ સંભાષણ સાંભળી દુર્ગ રક્ષક રજપૂતો પાછા ઉત્સાહી બન્યા, અને “હરહર મહાદેવ” ના સામટા ધ્વનિ સહિત શત્રુને હંફાવતા તેમના ઉપર ધસ્યા. પ્રાણ જવાનો કિંચિત પણ ભય ન રાખતાં ચંદા પોતાના સૈનિકોની સાથે રહી શત્રુ સન્મુખ યુદ્ધ કરવા લાગી. શત્રુઓ તેના શરીર ઉપર પ્રહાર કરવા જતાં જાણે તેજથી અંજાઇ જતા હોય તેમ જણાયું, તેના અદ્‌ભુત શૌર્યનાં તેઓ વખાણ કરવા લાગ્યા. પળવારમાં પરસ્પર તુમુલ યુદ્ધ મચી રહ્યું. સેંકડો સૈનિકોનાં શીર પાકેલાં આમ્ર ફળની પેઠે ટપોટપ જમીન ઉપર પડવા લાગ્યાં. કોઇના હાથ તો કોઇના પગ અને અંગના બીજા અવયવો ત્રાસદાયક રીતે કપાઇ ગયા. ઠામ ઠામ મુડદાં અને રૂધિર માંસનો કીચડ થવા લાગ્યો. સૂર્યના તેજથી ચમકતી તલવારો યોદ્ધાઓના અંગ ઉપર વેગથી તલપ મારી તેમનું રૂધિર શોષવા લાગી. રણશિંગડાં અને બીજાં રણવાદ્યોના ભયાનક નાદ ચારે બાજુ થવા લાગ્યા. સૈનિકોની ગર્જના અને ઘવાયેલાની બુમોથી આખો દુર્ગ ગાજી ઉઠયો. શાહના સેનાનીઓ અને દુર્ગ રક્ષક રજપૂતો કાંઇ પણ દયા વિના એક બીજાનો વિનાશ કરવા

મંડી પડયા હતા. તેઓ કોની સામા યુદ્ધ કરે છે, તેનું બન્નેમાંથી એકેને ભાન નહોતું. બન્ને એક દેશના નિવાસી બંધુઓ હોવાની વાત વિસરી ગયા હતા. રણગર્જનાઓ સાંભળી તેમનો લડાયક જુસ્સો જોશથી ઉભરાઇ જતાં તેઓ વિકાળ અને ભારે ઝનુની બની ગયા હતા.

આ ભયાનક યુદ્ધનું પરિણામ જણાવાને ઝાઝો વિલંબ થયો નહિં. દુર્ગરક્ષક રજપૂતોની સંખ્યા શરૂથી જ થોડી હોવાથી તેઓ મહાસાગરના જળ સમાન મહાન્ વેગ વાળી મોગલ સેના સામે લાંબો સમય ટકી શકયા નહિ. સન્મુખ યુદ્ધ કરતાં તેઓમાંના કેટલાક ઘવાયા, કેટલાક રણમાં પડયા, અને જે જુજ સૈનિકો બાકી રહ્યા હતા તે આખરે નાઇલાજે શત્રુને શરણ થયા.

દુર્ગરક્ષકોની હાર થતાં યુદ્ધ સમાપ્ત થયું. માનસિંહનો સાહસિક પ્રયત્ન સફળ થયો. રાજસ્થાનમાં અજીત મનાતો રણથંભોરનો કિલ્લો શહેનશાહ અકબરના હસ્તમાં ગયો.

મોટી ધામધૂમથી કિલ્લામાં પ્રવેશ કરતાં કેટલાક મોગલો પોતાની સામે યુદ્ધ કરનારી ચંદાને શોધી કહાડવા ચારે બાજુએ દોડવા લાગ્યા. ઠામ ઠામ તપાસ કરતાં પણ તે કોઇની દ્રષ્ટિએ પડી નહિ, તેમજ તેનું શબ પણ શોધ કરતાં મળી આવ્યું નહિ. કિલ્લાની અંદર કેટલેક સ્થળે બારીકીથી જોતાં તે જીવતી અગર મૃત્યુ પામેલી હાથ નહિ લાગવાથી આખરે કંટાળીને તેઓ શહેર તરફ વળ્યા, અને દુર્ગેશના મહેલમાં ભવ્ય સિંહાસન ઉપર ભારે દબદબાથી બેઠેલા શહેનશાહ અકબરનો હુકમ લઇ શહેરમાં તેના નામની દુવાઇ ફેરવાવી.

શહેનશાહના સૈન્યમાં વિજયનાં વાજીંત્રો વાગવા માંડયાં. તેમનામાં આનંદ ઉત્સાહ થઇ રહ્યો. વિજેતાઓને યોગ્ય બક્ષીસો મળી. રણથંભોરના પુરાતન કિલ્લા ઉપર મુગલાઇ નિશાન ફરકતું થયું.

નગરવાસીઓને કોઇ પણ પ્રકારે હેરાન નહીં કરવા બાદશાહે તેજ દિવસે પોતાના લશ્કર ઉપર એક સખ્ત ફરમાન બહાર પાડયું. આથી શહેરમાં ઘણે ભાગે સંતોષ પ્રસરાયો, અને શાહી સૈન્યમાં લૂટફાટ કરી પૈસો મેળવવા ઇચ્છનારા ઝનુંની સૈનિકોની સઘળી આશા વ્યર્થ ગઇ. બાદશાહે તે દિવસ સુરજનસિંહના મહેલમાં મોટા આનંદથી રમત ગમતોમાં પસાર કર્યો.

---

# પ્રકરણ ૩૧ મું.

## સતી ચંદા કે સાક્ષાત્ ચંડિકા ?

મધ્યરાત્રિ વ્યતિત થઈ હતી. સઘળું શાન્ત અને શૂન્યકાર જણાતું હતું. આગલી રાત્રિના ઉજાગરાથી સુરજનસિંહ પોતાના શયનગૃહમાં મીઠી નિદ્રાનો સ્વાદ લેતો હતો. મહેલમાં વસનારાં બીજાં દાસ દાસીઓ પણ ભર નિદ્રામાં સુતાં હતાં. કોઈ પણ મનુષ્યનો હાલોચાલો નજરે પડતો નહોતો, તેવામાં કૃષ્ણવસ્ત્રધારી એક ભયંકર વ્યક્તિએ દુર્ગેશના ઓરડાનું દ્વાર ધીમેથી ઉઘાડી તેમાં પ્રવેશ કર્યો. સ્વપ્નમાં મેવાડના મહારાણા બનેલા સુરજનસિંહને તે વ્યક્તિએ તેની છાતી ઉપર ટકોર મારી જાગ્રત કર્યો, અને પછી મરદાનગી-ભર્યા અવાજે પૂછ્યું :—" મને ઓળખો છો ? "

" હા, મારી વહાલી પત્ની ચંદા ! " સુરજનસિંહે આંખો ચોળતાં ચોળતાં તેને ઓળખીને જવાબ દીધો.

" અત્યારે હું તમારી પત્ની ચંદા નથી ! "

" ત્યારે કોણ છું ? " સુરજનસિંહે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" સાક્ષાત્ ચંડિકા ! "

" આ સમયે આવા ભયંકર વેષથી અહીં શા માટે આવી છે ? "

" તમારા લોહીથી ખપ્પર ભરવા ! "

" સુંદરી ! આજ તને કાંઇ ઘેલછા તો નથી થઇ ? આવું ઘેલું ઘેલું શું બકે છે ? "

" હા ! હા ! ઘેલછા ! એજ ઘેલછા ! હવે હું સાક્ષાત્ ચંડિકા ! કાલિકા ! ભૈરવી અથવા તો ભયંકર યોગિનિ છું ! તમારા રકતપાનથી મારી તલવારને તૃપ્ત કરીશ ! " ચંદાએ ક્રોધકંપિત સ્વરથી કહ્યું.

" એવું ભયંકર કૃત્ય શા માટે ? "

" સ્વાર્થી રજપૂતકુળકલંકના વિનાશને માટે ! "

" કોણ સ્વાર્થી ? "

" તમારા પાપી અંતઃકરણને પૂછો ! આ વીરપ્રસવિની પવિત્ર ભૂમિમાં તમે હવે વધારે વખત રહેવા યોગ્ય રહ્યા નથી ! "

" અરે ! તું આ શું બકે છે ? શું હું પાતકી ? મેં એવું કયું પાતક કર્યું છે કે જેથી હું દોષને પાત્ર થાઉં ? "

" વિશ્વાસઘાતી રજપૂત ! ચૂપ થાઓ ! મારી સન્મુખ ઝાઝું બોલવાનો તમારો અધિકાર હવે રહ્યો નથી. સ્વધર્મ દ્રોહ, સ્વામી દ્રોહ, દેશ દ્રોહ અને

કર્તવ્યભ્રષ્ટતાનાં પાતકોથી બીજાં ક્યાં પાતકો આ સૃષ્ટિમાં વિશેષ છે, તે મને બતાવશો ?"

ચંદાના બોલવાનો ભાવાર્થ સુરજનસિંહ હવે સ્પષ્ટ રીતે સમજી ગયો. શત્રુને પોતે મળી ગયાથી તે તેના ઉપર ક્રોધાયમાન થઇ છે, એમ આ વાતચિત ઉપરથી તેને જણાયું. તુર્ત જ તે સામો ગુસ્સો પ્રદર્શિત કરીને બોલી ઉઠયો: "ચંદા, તું આ કોની સન્મુખ બોલે છે, તેનું તને કાંઇ ભાન છે ?"

"હા, એક મહાન્ પાતકી ક્ષત્રિયકુળકલંકની સન્મુખ ! મિથ્યા લોભને વશ થઇ સ્વધર્મને તિલાંજલિ આપનાર એક પામર પ્રાણીની સન્મુખ ! ઉજ્વળ યશસ્વી જીવનને કાજળથી કાળું કરનાર કપટમૂર્તિની સન્મુખ !"

"ચૂપ રહે ઓ અભિમાની પ્રેમદા ! હું તારો સ્વામી હોવા છતાં મારી આગળ આવાં અયોગ્ય વચનો તું ઉચ્ચારે છે, તે અપરાધ હું કદાપિ સહન કરનાર નથી. હમણાં જ તારો સંહાર કરી નાખીશ !"

"મારો સંહાર? મારો સંહાર કરવો તે તો હવે મારા જ હાથમાં છે, તમારા હાથમાં નથી ! વિશ્વાસઘાતનું ઘોર પાતક કરનારને સ્ત્રીહત્યાનો શો ડર ? સેંકડો નિરપરાધી પ્રાણીઓનો શિરચ્છેદ કરનાર દયાહીન હિંસકને એક નાની ચકલીના પ્રાણ લેતાં શો ડર ? પણ યાદ રાખો કે એ હત્યા કરવી હવે સહેલ નથી ! ચકલી વિકાળ વાઘણના રૂપમાં ફેરવાઈ ગઇ છે ! પ્રાણનાશનો તેને કિંચિત્ ભય નથી ! માત્ર બીજાં વધુ પાતક કરતાં તમને અટકાવવા સારૂ તે અહીં આવી છે !" ચંદાએ નિડરપણે જવાબ દીધો.

"ચંદા ! ચંદા ! તું મારી ધર્મપત્ની છે. મારા પ્રત્યે તારો શું ધર્મ છે તેનો કાંઇક વિચાર કર ! જે મુખમાંથી મધુર વચનો નીકળવાની આશા રાખી શકાય, તેમાંથી આવાં કઠોર વચનો નીકળે એ કેટલું બધું શોચનિય છે ? સ્વામી કે સ્નેહીનું તને કાંઇ ભાન છે કે નહિ ?" ચંદાને શાન્ત કરવાના ઉદ્દેશથી સુરજનસિંહ બોલ્યો.

"ભાન છે કે નહિ તેનો સાક્ષીભૂત અહીં અંતરિક્ષમાં ઉભો છે. તમારા અને મારા યોગ્ય અયોગ્ય કર્તવ્યનો ઇન્સાફ તેના નિષ્પક્ષપાત પવિત્ર ન્યાયાસન આગળ થશે. કદાચ મને ભાન નથી એવી તમારી કલ્પના સત્ય હશે તોપણ મારાથી જે કાંઇ અપરાધ થશે, તેની હું દોષિત નહિ થાઉં. કેમકે તે ભૂલાવવામાં કારણભૂત માત્ર તમે છો. આ દુનિઆમાં મારે હમણાં સ્વામી, સ્નેહી કે સંબંધી જેવું કાંઇ રહ્યું નથી. પરંતુ સ્વધર્મનું અવલંબન મેં શરૂથી જ કર્યું છે, તે અંત પર્યંત જાળવી રાખવાની મારી ઇચ્છા છે."

"તારો ધર્મ કઇ રીતે સાચવવા તું ઇચ્છે છે ?"

"તમારા પ્રાણની આહૂતિથી !"

"તું એક નિરાધાર અબળા છે."

"ભૂલો છો! હું જ સાચી સબળા છું!"

"અરે અમર્યાદ સ્ત્રી! મેં જે કાંઇ કર્યું છે તે માત્ર તારા જ સુખને માટે છે! આજ દિન સુધી તું એક સાધારણ સરદારની સ્ત્રી હતી, પણ હવેથી મેવાડની મહારાણી થઇશ!" સુરજને તેને લોભવશ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

ચંદાની સુંદર મુખાકૃતિનો રંગ છેક બદલાઇ ગયો. તેની તેજસ્વી આંખમાંથી અગ્નિના તણખા નીકળતા હોય એમ જણાયું. સાક્ષાત્ રૂદ્રાંણીના સ્વરૂપમાં દ્રષ્ટિગોચર થતી તેની ભવ્ય મૂર્તિ જોતાં જ સુરજનસિંહ તેના દિવ્ય પ્રભાવ આગળ ઝાંખો થઈ દબાઇ જતો હોય તેમ જણાયું. ક્રોધાવેશથી તે બોલવા લાગી: "હાય! મારા સુખને માટે? ઓ! દુષ્કર્મોથી ખરડાયેલા નામધારી રજપૂત! મારા સુખમાં તો તમે આવું અઘોર પાતક કર્યું ત્યારથી જ અંગારા વરસી ગયા છે, તો હવે મને સુખ શી રીતે થાય? આ તુચ્છ જીવન કે જેનો એક પળનો પણ ભરોંસો નથી, છતાં તુચ્છ તૃષ્ણાને આધીન થઈ મને પણ તમારી પતિત જાળમાં ફસાવવા ધારો છો? સેવક થઈ સ્વામીના સિંહાસન ઉપર આરૂઢ થવાની ઇચ્છા કરી આવાં અધર્મ વાક્યો ઉચ્ચારતાં તમને શર્મ નથી આવતી? સ્વધર્મ રક્ષકનું નામ ધરાવી તેનું ભક્ષણ કરનાર ભીરૂ રજપૂત! એવા સ્વાર્થમય પતિત હવાઇ કિલ્લા બાંધવામાં હું મોટા વિઘ્નરૂપ છું, તેની તમને ખબર ક્યાં છે? હમણાં જ એ પાપવાસનાનો પ્રલય થઇ જવાનો છે!"

"બસ કર! હવે બહુ થયું! એક અબુદ્ધ સ્ત્રીનો આવો તિરસ્કાર હું સાંખી શકું તેમ નથી! આ તલવારથી તારા ટુકડા જ કરી નાખું છું!" સુરજનસિંહે પલંગ ઉપર બેઠાં બેઠાં પાસેની ખીંટીએ લટકતી તલવાર હાથમાં લીધી.

સુરજનના હાથમાં તલવાર જોઇને ચંદા વિકટ હાસ્ય કરતાં સાવધ થઇને બોલી: "એક નિર્જીવ નારીના આશ્રયથી સજીવ નારીને ભયભિત કરવાનો તમારો પ્રયત્ન કેવળ હાસ્યજનક છે! એ તીક્ષ્ણ ધારવાળી તલવાર તો મારી સહચરી છે! તમારા હાથમાં તે હવે શોભે તેમ નથી!"

"તું બુદ્ધિહીન છે!"

"તમે પુરૂષાર્થવિહીન છો!"

"હું પ્રહાર કરીશ એમ નક્કી જાણ."

"તો પછી તમારાથી બીજો પતિત કોણ?"

"આ ક્ષણે જ તારા પ્રાણ જશે!" દાંત પીસીને સુરજનસિંહ બોલ્યો.

"તે પહેલાં જ તમારૂં મૃત્યુ થશે!" ચંદાએ તેવાજ અડગપણે પ્રતિઉત્તર આપ્યો.

ભારે ક્રોધને વશ થઇ સુરજને ચંદાને મારવા મ્યાનમાંથી તલવાર બહાર ખેંચી કહાડી, તેની સાથે ચંદાએ પણ પોતાના વસ્ત્રની અંદર ડાબા કરમાં છૂપાવેલું એક નાનું અગ્ન્યાસ્ત્ર બહાર કહાડયું, અને સુરજનસિંહના ગળા સામે તેને તાકીને તત્કાળ તેની કળ દબાવી. અગ્ન્યાસ્ત્ર ફૂટતાં તેના ધડાકાની સાથે તેમાંની ગોળી સુરજનસિંહના ગળામાં પેસી ગઇ, અને હાથમાં પકડેલી તલવાર સહિત તે મૃતપ્રાય થઇ ધરણી ઉપર ઢળી પડયો !

મોડી રાત્રિએ મહેલમાં બંદુકનો અવાજ સાંભળી કેટલાક મોગલો તથા રજપૂતો સાથે બાદશાહ તથા માનસિંહ ત્યાં આવી પહોંચ્યા. ઓરડામાં પ્રવેશ કર્યા પછી સર્વના જોવામાં આવ્યું કે સુરજનના ગળામાં ગોળીનો પ્રાણઘાતક જખ્મ થયો છે. તેમાંથી રૂધિરની ધારા ચાલી રહી છે. પેલી ચંડિકા રૂપ ચંદા અહીં કોઇની દ્રષ્ટિએ પડતી નથી !

સુરજનને હવે બચવાની આશા નથી. જે સમય જાય છે તેમાં જીવન અને મૃત્યુની વચ્ચે ઝોલાં ખાતો તે નજરે પડે છે. ટૂંક જીંદગીમાં કરેલા મહાપાપનું તેને આજ સ્મરણ થયું છે. મહા મુસ્કેલીએ ડચકાં ખાતાં ખાતાં તે બોલવા લાગ્યો: "ચંદા ! ચંદા !...મારા...જેવા અઘોર...પાતકીને...હણવામાં આખા...રાજસ્થાન...ઉપર...તેં...મોટો...ઉપકાર...કર્યો છે....તું....સાક્ષાત્...દિવ્ય...દેવી છે ! મારો...અપરાધ...ક્ષમા..."

ઉપરનાં વાકયો ઉચ્ચારતાની સાથે સુરજનના શરીરમાંથી ચૈતન્ય ઉડી ગયું. પાસે ઉભેલા રજપૂતો તેના શબને તપાસવા લાગ્યા. સર્વની ખાત્રી થઇ કે તેનું ખૂન કરનાર તેની જ સ્ત્રી છે. ખૂની ચંદાને શોધવા ઘણા સિપાઇઓ શાહના હુકમથી આમ તેમ દોડવા લાગ્યા. કોઇ પણ ઠેકાણે તેનો પત્તો મળ્યો નહિ. છેવટે નિરાશ થઇને શબને અગ્નિસંસ્કાર કરવાની સૌએ તૈયારી કરવા માંડી.

પ્રહરેક દિવસ ચડતાં મોટી ધામધૂમથી સુરજનના શબને શહેર બહાર સ્મશાનમાં લઇ જવામાં આવ્યું. અગર, ચંદન, આદિ સુગંધી કાષ્ટોથી ખડકેલી ચિતા તૈયાર હતી. ઘણા લોકોનો સમૂહ ત્યાં એકઠો થયો હતો. એ સમૂહમાં શહેરની કેટલીક સ્ત્રીઓ પણ હતી. શબને ચિતામાં સંભાળથી મૂકવામાં આવ્યું, અને એકઠા મળેલા લોકોમાંથી કેટલાક કિલ્લા તરફ પાછા વળવા લાગ્યા.

સ્મશાનની પાસે વહેતી નાની નદીની ભેખડોમાંથી ઓચિંતી એક સુંદરી પ્રગટ થઇ બહાર આવી. તેને જોતાં જ લોકો આશ્ચર્ય પામી તેની તરફ વળ્યા. સ્વચ્છ શ્વેત વસ્ત્રો તેણે ધારણ કર્યાં હતાં. નાગની ફણા સમાન શોભતી વિશાળ વેણી છૂટી મૂકી દીધી હતી. લલાટમાં સિંદૂરની આડ શોભી રહી હતી. મુખારવિંદ જોતાં મંદ હાસ્ય કરતી હોય તેમ જણાતું હતું. મૂલ્ય-

વાન અલંકારો અંગ ઉપર ધારણ કર્યા હતા. સતીના જેવો જ તેનો વેષ હતો. આ સુંદરી બીજી કોઇ નહિ, પરંતુ આ નવલકથાની મુખ્ય નાયિકા, અને રણથંભોરના મૃત સરદાર સુરજનસિંહની ધર્મપત્ની દેવી ચંદા હતી. એકઠા થયેલા હિંદુ મુસલ્માનોને તે શુભ આશિર્વાદ આપતી સંભળાતી હતી. લોકો તેની સમીપમાં આવી પહોંચે તે પહેલાં તે સળગતી ચિતા તરફ ધસી અને "જય અંબે"ના ગંભીર ધ્વનિ સહિત તેમાં કૂદી પડી!

અગ્નિની પ્રચંડ જ્વાળાએ જોતાં જોતાંમાં બન્નેને ભસ્મિભૂત કરી નાખ્યાં. રાજસ્થાનની વીરરમણી ચંદા વિદ્યુતની પેઠે યશ ચમકાવી આજ આ પૃથ્વી ઉપરથી વિલુપ્ત થઇ. રજપૂતોએ છાતીફાટ રૂદન કર્યું. તેમનું વ્હાલું મૂલ્યવાન રત્ન આજ રાખમાં રગદોળાઇ ગયું! મુસલ્માનો પણ આ કરૂણાજનક દેખાવ જોતાં દીલગીર થઇ પોતાના સ્વદેશી–રજપુત બંધુઓના કષ્ટમાં ભાગ લેવા લાગ્યા. સઘળા વીલે મુખે શહેર તરફ વિદાય થયા.

વાંચનાર! આ હૃદયભેદક દ્રશ્ય આલેખ્યા પછી નેત્રમાંથી ટપકતાં અશ્રુબિંદુ સહ અમારી આ વાર્તા અહીં જ વિરામ પામે છે. તને પણ જો હૃદય હોય, અને સુહૃદ બંધુના કષ્ટમાં ભાગ લેવા તને સ્ફુરણા થતી હોય તો તે દિવ્ય શક્તિવાન દેવીના પવિત્ર નામનું સ્મરણ કરી થોડાંક આંસુઓ તારા નેત્રમાંથી પડવા દે. હમણાં ઘોર રાત્રિનો સમય છે, અને અમારા અંતરમાં ભસ્મિભૂત થયેલી ચંદાની ચમકતી મૂર્તિ નિરંતર નિવાસ કરી રહી છે. આ પવિત્ર ભૂમિમાં તે ફરીથી પ્રગટ થઇ છે કે કેમ તે જોવાને અમે ફાંફાં મારી રહ્યા છીએ. છેવટે નિરાશાની ધૂનમાં આ નવલકથાની પ્રસ્તાવનાના પ્રથમ પાને લખેલી ગઝલની છેલ્લી કડી અમારાથી અકસ્માત બોલી જવાય છે કે,

**"कहां शोधाय अंधारुं अरे! चारे दिशे छे!"**

---

## ઉપસંહાર.

સુરજનસિંહના મરણ પછી રણથંભોર ઉપર હકુમત ચલાવવા એક વિશ્વાસુ મોગલ સરદારને નિયુક્ત કરી શહેનશાહ અકબર બીજા મુલ્ક જીતવા સારૂ ગયો. આ બાદશાહ હિંદુ મુસલ્માનો ઉપર સમદ્રષ્ટિ રાખનારો હોવાથી તેના અમલમાં સર્વત્ર સુખશાન્તિ હતી. તેની રાજનીતિ એવી તો ઉત્તમ પ્રકારની હતી કે રાજકર્મચારીઓ વિરુદ્ધ ફરીયાદ કરવાનું કોઇને ભાગ્યે જ કારણ મળતું. પ્રજા પૈસે ટકે ભરપૂર હતી. વેપાર અને બીજા હુન્નરો હમેશાં વધ્યા જતા હતા. ખેડુતો સર્વ વાતે સુખી હતા. પ્રજા કોઇપણ પ્રકારના જુલ્મ અને અયોગ્ય કરોથી મુક્ત હતી. ગરીબ અને તવંગરને માટે ન્યાય સરળ, સસ્તો તથા સ્વચ્છ–નિષ્પક્ષપાતી હતો. શાહના મુખ્ય મંત્રિઓ કે

સલાહકારો, મહારાજા માનસિંહ, ટોડરમલ્લ, બીરબલ, વગેરે હિંદુઓ હતા. અને તેમના ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેઓ મોગલ રાજ્યના મહાન્ સ્તંભરૂપ બન્યા હતા. એ સિવાય ખાનખાનાન, ઝૈનખાંન, અબુલફજલ વગેરે મુસલ્માન મંત્રિઓ પણ તેના ખાસ વિશ્વાસુ હોઇને રાજ્યમાં મોટા હોદ્દાઓ ભોગવતા હતા. બાદશાહ પંડે વિદ્વાનોને હમેશાં આશ્રય આપતો, અને ભિન્ન ભિન્ન ધર્મનાં સત્ય રહસ્યો સમજી ઉત્તમ ઉપદેશથી હિંદુ મુસલ્માનોના મનમાં ભરાયેલું મિથ્યા ધર્મઝનુન દૂર કરવા ભારે પ્રયાસ કરતો. જેના પરિણામે મુસલ્માન ધર્મના ઉપદેશક મોલવીઓ અને હિંદુ ધર્મના મહામહોપાધ્યાઓ એક બીજાના મિત્ર બન્યા હતા. ઐતિહાસિક ઘટના જોતાં તે સમયે મોગલોની જાહોજલાલી એવી હતી કે તેમનું રાજ્ય હિંદુઓમાં રામરાજ્યને નામે ઓળખાતું, અને અકબરની ઉદાર વૃત્તિ તથા બીજા અનેક સદ્ગુણો જોઇને ઘણા રાજારજવાડાઓ તેની સામું યુદ્ધ કર્યા સિવાય તેની આધીનતા સ્વીકારતા.

મોગલ સૈન્ય સાથેના યુદ્ધમાં પરાજય પામ્યા છતાં પણ મેવાડના મહારાણાઓએ આદિથી અંત પર્યંત તેની આધીનતા સ્વીકારી નહિ. આર્ય ભૂમિમાં ઈશ્વરાવતાર તરીકે પુજાયેલા શ્રી રામચંદ્રજીના પવિત્ર કુળમાં તેમનો જન્મ થયેલો હોવાથી તેઓ આખા રાજસ્થાનના મુકુટમણી તરીકે મનાતા હતા. સર્વ હિંદુઓ તેમના તરફ મોટા માનની દૃષ્ટિએ જોતા હતા; એવામાં તે સમયના મહારાણા ઉદયસિંહનું અવસાન થતાં મેવાડના મહીમાવાન સિંહાસન ઉપર ઇતિહાસપ્રસિદ્ધ મહાન્ વીર પ્રતાપસિંહ આરૂઢ થયો. જે પ્રતાપસિંહના નામનું શ્રવણ કરતાં પ્રત્યેક હિંદવાસી હિંદુનું હૃદય હર્ષથી ઉભરાઈ જાય છે. જેની ભવ્ય મૂર્તિને રજપૂતો પ્રેમથી આલિંગન કરે છે, જેના પરાક્રમોના પડઘા સમસ્ત વિશ્વમાં આજ પણ પડી રહ્યા છે, તે જ હિંદુઓનો માનીતો આ રાણો પ્રતાપસિંહ હતો. તેનું હૃદય સ્વદેશાભિમાનથી ભરપુર હતું. પોતાની વહાલી સ્વતંત્રતા અને કુળઆબરૂના રક્ષણને માટે મહાન્ અકબરની સાથે તેણે લાંબો સમય યુદ્ધ ચાલુ રાખી અનેક પ્રકારનાં સંકટો વેઠયાં હતાં. રાજભ્રષ્ટ થઇ વનેવન રખડવા છતાં પણ તેણે પોતાના ટેકનો ત્યાગ કર્યો નહોતો, આ હકીકત ઇતિહાસજ્ઞ પુરૂષોથી અજાણી નથી. પરિણામે અકબરે તેના સ્વદેશાભિમાન, પરાક્રમ અને બીજા મહાન્ ગુણોથી પ્રસન્ન થઇ તેની સાથે મિત્રતા બાંધી, અને તેને સ્વતંત્ર મહારાણા તરીકે જાહેર કર્યો. આ ટેકના શુભ ફળમાં આજે પણ તેના વંશજો ઉદયપુરના મહારાણા તરિકે પ્રસિદ્ધિ પામી રાજસ્થાનમાં શ્રેષ્ઠ હકો ભોગવે છે, અને તે સમયમાં ચિતોડગઢ મોગલોના હાથમાંથી નહીં લેવાયાથી પ્રતાપસિંહે લીધેલી કઠિણ પ્રતિજ્ઞાઓ કેટલેક અંશે હજુ પણ પાળે છે.

આ નવલકથામાં અગત્યનો ભાગ ભજવનાર બીજા બે પાત્રોનું છેવટ વૃત્તાંત ભૂલવું જોઇતું નથી. તે પાત્રો ભારતસિંહ અને પ્રભાવતી છે. મહારાણા ઉદયસિંહના આશ્રયમાં ગયા પછી રણથંભોરનો દુર્ગ મોગલોના હાથમાં ગયાની અને પોતાની બહેન ચંદા સતી થયાની હકીકત ઘણા ખેદ સાથે તેમણે સાંભળી હતી. આ દંપતિના હૃદયમાં તેથી કારી ઘા લાગ્યો હતો. મહારાણાને પોતાની ભૂલ હવે સમજાઇ હતી. ભારતસિંહનો તણે સ્નેહથી સ્વીકાર કર્યો હતો, તથાપિ મોગલ ફોજનાં આક્રમણોથી તેને વનેવન રખડવું પડતું હોવાથી પોતાના આશ્રયમાં રહી સંકષ્ટ વેઠનાર એક ખરા રાજભક્ત વીરપુરૂષની તે કદર કરી શકયો નહિ; પરંતુ પ્રતાપસિંહ ઉદયપુરની ગાદીએ આવ્યા પછી તેની જાહોજલાલીના સમયમાં પોતાની સાહસિકતા અને બુદ્ધિબળથી ભારતસિંહ મોટી પદવીએ ચડયો, અને તેની દિનપ્રતિદિન ચડતી થતાં પ્રભાવતી પરમ સુખી થઇ. ભારે સન્માનપૂર્વક યશ, લક્ષ્મી અને અધિકાર સંપાદન કરી એ પ્રેમી જોડું ઉદયપુરમાં પોતાના દિવસો આનંદથી નિર્ગમન કરવા લાગ્યું.

છેવટમાં આ પવિત્ર આર્ય ભૂમિને તેના એક પુત્ર તરીકે ખરા પ્રેમથી વંદન કરી અમે યાચના કરીએ છીએ કે, ઓ ! વહાલી માતા ! તું અમારી પૂજ્ય દેવી છે, અને વળી અનેક મહાત્માઓના પ્રાસાદથી તારી પવિત્રતામાં એવી વૃદ્ધિ થઇ છે કે સ્વર્ગમાં વસનારા દેવતાઓ પણ તારી કુખે જન્મ લેવા ઇચ્છે છે ! તારાં ઐતિહાસિક અનુપમ રત્નો કે જે કાળબળને લઇને આ પૃથ્વી ઉપરથી અદ્રશ્ય થયાં છે, તેને બદલે તેવાં બીજાં રત્નોને જન્મ આપી વિશ્વ સમગ્રમાં તારો દિવ્ય પ્રકાશ પાડી દે. તારા ગૌરવમાં જ અમારૂં ગૌરવ સમાયેલું છે. અને ઓ અમારા હિંદુ મુસલમાન ભ્રાતાઓ ! તથા ભગિનીઓ ! તમારૂં તે ઐકય સદા અખંડિત રહો. તમારાં યશોગાનની ગર્જના સ્વર્ગ કે જન્નતના ઝરૂખાઓમાં પણ સંભળાતી રહો. અને આ નવલકથામાં આલેખેલા ભારતસિંહ, બિક્રમસિંહ, અકબર, અબુલફજલ, ગુમાનસિંહ, ચંદા, પ્રભાવતી, દીલાવરજંગ, વગેરેનાં ચરિત્રો ઉપરથી સ્વાર્થનો ત્યાગ કરી રાજભક્તિ, સ્વદેશભક્તિ, તથા સ્વધર્મને અવલંબી અનેક મહાન્ કાર્યો કરવા ભાગ્યશાળી થાઓ, એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રતિદિન પ્રાર્થના છે.

